# માનવની માંગ

卐

( માનવનું લક્ષ્ય તેમજ તેની પ્રાપ્તિનાં સાધનો પર
એક સંત દ્વારા અનુપમ પ્રકાશ )

મૂળ હિન્દીનો ગુજરાતી અનુવાદ

# સંપર્ક

(૧) Yogeshbhai Modi
Mumbai
M. 09820951911

(૨) જેન્તીભાઈ ગોવાણી
રાજકોટ
M. 09427209533
(0281) 2576816

(૩) અક્ષર ભારતી
ભુજ
(0281) 255649

(૪) ઉકાભાઈ પટેલ
મહુવા
M. 09824847273
(02844) 222979

Website :- www.swamisharnanandji.org

## —: प्रार्थना :—

मेरे नाथ
आप अपनी
सुधामयी
सर्व समर्थ
पतितपावनी
अहैतुकी कृपासे
दु:खी प्राणियों के हृदयमें
त्याग का बल
एवम्
सुखी प्राणियों के हृदयमे
सेवा का बल
प्रदान करें
जिससे वे
सुख दु:ख के बंधनसे
मुक्त हो
आपके
पवित्र प्रेम का
आस्वादन कर
कृत कृत्य हो जावें.

# માનવની માંગ

## વિષય સૂચિ

# પરિચય

પોતાનો અનુપમ સંદેશ દેવા માટે જે સંત મહાત્મા વર્ષોથી ઉત્તરભારતમાં પર્યટન કરતા રહે છે તેઓશ્રીની વાણીથી संत समागम પુસ્તકના વાંચકો તેમજ જુદાં જુદાં સ્થળોના અનેક શ્રોતાજનો સારી રીતે પરિચિત થઈ ગયા હોવા જોઈએ. પુસ્તક અથવા તો લેખમાં પોતાનું નામ પ્રકાશિત કરવામાં તેઓશ્રી સંકોચ રાખે છે; કારણ કે તેઓશ્રી સત્યના અવાજને નામરૂપાદિમાં ગુંગળાવવાનું ચાહતા નથી.

જીજ્ઞાસુઓની વિનતિ ઉપરથી આ વર્ષે જયપુરમાં ચાતુર્માસના સમય દરમ્યાન માનવની વાસ્તવિક આવશ્યકતા અને તેની પૂર્તિનાં સાધનો ઉપર તેઓશ્રીએ ક્રમબદ્ધ વ્યાખ્યાનો આપીને તેનું પ્રકાશન કરવાની અનુકમ્પા કરી છે. આ પ્રવચનો मानव की मांग મથાળાં નીચે પ્રકાશિત કરવામાં આવે છે.

આ પ્રવચનોનું શીર્ષક (મથાળું) मानव की मांग એ કારણે રાખેલું છે કે એની અંદર પૂજ્ય સ્વામીજીએ માનવની છુપાઈ રહેલી ઈચ્છાઓ અને પ્રવૃત્તિઓ ઉપર એક વેધક પ્રકાશ પાડયો છે, જે પ્રકાશ માનવનાં મન અને બુદ્ધિનાં આવરણોને છેદી નાંખીને માનવના વાસ્તવિક લક્ષ્યને સ્પષ્ટ કરી દે છે. પ્રત્યેક પ્રવચનમાં જે કોઈ વિષય લેવાયો તેની અંદર માનવ હૃદયની સાચી માંગને, તેના અસ્પષ્ટ બિન્દુથી એક સીધી રેખા દોરી કાઢી, તેના લક્ષ્ય સુધી પહોંચાડી દીધેલ છે. એમ કરવાથી સાહિત્યની દ્રષ્ટિએ કોઈ કોઈ સ્થળે



પુનરાવૃત્તિ ભલે હોય, પરંતુ પ્રત્યેક વિષયને જેના તે સ્થાન પર સ્પષ્ટ કરવાને માટે તે આવશ્યક હતી.

માનવને માટે લક્ષ્યની નિષ્ઠા ઘણા મહત્વની બાબત છે. લક્ષ્યની નિષ્ઠાથીજ માનવનું સંપૂર્ણ જીવન, સાધન બની જાય છે. જ્યાં સુધી સાધન, જીવનનું કેવળ એક અંગ રહે છે ત્યાં સુધી, પોતાનાં કોઈ સાધન વિશેષમાંજ માનવ, સાધ્ય બુદ્ધિ કરીને, લક્ષ્યથી વંચિત બની રહે છે. સાધન યુક્ત જીવનજ માનવજીવનની વાસ્તવિક પરિભાષા છે, અને વાસ્તવિક સાધનનો આરંભ ત્યારેજ થયેલો સમજવો જોઈએ કે જ્યારે આખુંય જીવન સાધન બની જાય. આ વાત પૂજ્ય સ્વામીજીએ ખૂબજ સ્પષ્ટ કરી છે.

સાધન નિર્માણ કરવામાં ઘણાખરા સાધકો પરિસ્થિતિઓના કારણે પોતાને લાચાર સમજે છે. એ અત્યંત મોટી અને વ્યાપક ભૂલ ઉપર પૂજ્ય સ્વામીજીએ અનુપમ પ્રકાશ પાડ્યો છે અને એમ સિદ્ધ કરી દીધું છે કે પ્રત્યેક પરિસ્થિતિ વાસ્તવિક રીતે સાધન-સામગ્રી જ છે ચાહે તો તે પરિસ્થિતિ અનુકૂલમાં અનુકૂલ હોય કે પ્રતિકૂલમાં પ્રતિકૂલ. એટલે માનવને પ્રાપ્ત વિવેક તથા શક્તિના સદુપયોગદ્વારા પ્રત્યેક પરિસ્થિતિ સાધ્યના લક્ષ્ય સુધી પહોંચાડવાને સમર્થ છે. અથવા કર્તવ્ય પાલનને માટે પ્રત્યેક માનવ સ્વતંત્ર છે.

પૂજ્ય સ્વામીજીએ કર્મ માર્ગ, ભક્તિ માર્ગ અને જ્ઞાન માર્ગનું પણ અનુપમ વિશ્લેશણ કર્યું છે અને ત્રણે માર્ગનો ઘણો સુંદર સમન્વય કર્યો છે. સાધકને માટે સંસાર કેવળ કર્તવ્યભૂમિ છે અને પોતપોતાનું કર્તવ્ય બીજાઓના અધિકારનું રક્ષણ કરવામાં સમાએલું છે. એ સત્યના વિવેચન-દ્વારા પૂજ્ય સ્વામીજીએ સેવાની એક નવી પરિભાષા અને

સેવાનું એક નવીન ક્ષેત્ર આપણી સામે ઉપસ્થિત કરેલ છે. એટલુંજ નહિ, વ્યક્તિનું કલ્યાણ અને સુંદર સમાજનું નિર્માણ, એ બન્ને વિચારધારાઓના મહત્વનો સ્વીકાર કરવાની સાથે, પૂજ્ય સ્વામીજીએ તેનું ઉત્કૃષ્ટ વિશ્લેષણ કર્યું છે. જેવી રીતે સુંદર પુષ્પોથીજ વાટિકા સુંદર બને છે, તેવી રીતે સુંદર વ્યક્તિઓથીજ સમાજ સુંદર બને છે.

ઉપર જણાવેલ વિચારધારાઓ સિવાય આ વ્યાખ્યાનોમાં બીજા પણ કેટલાક એવા વિચાર પૂજ્ય સ્વામીજીએ પ્રકાશિત કરેલ છે કે જે મૌલિકતાના કારણે નિઃસંદેહ દર્શનશાસ્ત્રમાં વિશેષ સ્થાન પ્રાપ્ત કરશે અને તત્ત્વજ્ઞાનના જીજ્ઞાસુઓને અત્યંત આકર્ષક અને જીવંત લાગશે.

જુદાં જુદાં વ્યાખ્યાનોને અપાયેલાં શીર્ષક કેવળ સાંકેતિક છે, જેનાથી પ્રત્યેક વ્યાખ્યાનમાં પ્રસંગવશાત્ કોઈ સિદ્ધાંતોનું નિરૂપણ થયું છે. આ પુસ્તકના વિષય પરત્વે અધિક વિવરણની આવશ્યકતા નથી. પુસ્તક પોતે પોતાનો પરિચય આપશે અને પઠન કરનાર માર્ગ દર્શન પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થશે, એવો મારો વિશ્વાસ છે.

જયપુર
દીપાવલી, સંવત ૨૦૧૧ વિ.

मदनमोहन वर्मा
( મેમ્બર, રાજસ્થાન પબ્લિક સર્વિસ કમિશન )



# આમુખ

જે મહાત્માજીનાં પ્રવચનોનો સંગ્રહ આ પુસ્તકમાં થયો છે તેઓશ્રીના સંબંધમાં અને તેઓશ્રીએ ઉપદેશેલ તથા ચરિતાર્થ કરેલ આદર્શો સંબંધમાં જેટલું કહીએ તેટલું ઓછું છે. તેઓશ્રી એક વિલક્ષણ સૂક્ષ્મ વિચારક અને આશાવાદી સમાજ સુધારક છે. તેઓશ્રીની પ્રેરણાથી *માનવ સેવા સંઘ, વૃન્દાવન, નામની સંસ્થા સ્થપાયેલ છે જેના ઉદ્દેશ્ય તથા નિયમો આ પુસ્તકને છેડે આપવામાં આવેલ છે.

સૂક્ષ્મ વિચાર અને નિજ–વિવેકથી પ્રત્યેક વ્યક્તિ પોતાનું શ્રેય સાધી શકે છે. એટલુંજ નહિ, પરંતુ સમાજનું શ્રેય વિકસાવી શકે છે; બલ્કે સમાજનું શ્રેય એજ પોતાનું ધ્યેય સમજી પ્રત્યેક વિચારશીલ વ્યક્તિ માનવવિકાસમાં ફાળો આપી શકે એવી તેઓશ્રીની નેમ છે. તેઓશ્રીની અનોખી વિચારસરણીમાં માનવની જાતીય એકતા શેની સાથે છે એ મૌલિક પ્રશ્નનું બહુ સુંદર અને સચોટ વિશ્લેશણ કરવાંમાં આવ્યું છે. શરીર, ઈન્દ્રિય, મન, બુદ્ધિ આદિ સાથે માનવની જાતીય એકતા નથી, છતાં તેમ માની લેવાથી માનવ ભ્રમણામાં પડે છે અને પરિણામે, માનવતા કેળવવાને બદલે અમાનવતામાં ફસાઈ પડે છે; અને એ રીતે માનવ જીવન એળે જાય છે.

અનુકૂલ કે પ્રતિકૂલ દરેક પરિસ્થિતિમાં, સેવા અને ત્યાગના બળનો આદર કરી દરેક માનવ વ્યક્તિ સુંદર સમાજનું નિર્માણ કરી શકે છે. માત્ર હરકોઈ પરિસ્થિતિનો સદુપયોગ કરવાનું લક્ષ્ય રહેવું જોઇએ. અનુકૂળ પરિસ્થિતિમાં મોહ પામવો જોઈએ નહિ, કહેવાતા સુખમાં આસક્ત

* આ સંસ્થાની વિશેષ માહીતિ માટે જુઓ માનવસેવા નામની પુસ્તિકા—મૂલ્ય પાંચ આના.

થઈ જવું જોઇએ નહિ, પરંતુ જે કાંઈ સાનુકૂળ વસ્તુ, અવસ્થા વગેરે પોતાને પ્રાપ્ત થએલ હોય તે સમાજમાં વહેંચી દેવી જોઇએ, સમાજને અર્પણ કરવી જોઇએ, સમાજના અધિકારની છે એમ સમજીનેજ તેનો ઉપભોગ કરવો જોઇએ; અને જે કાંઈ પ્રતિકૂળ વસ્તુ, અવસ્થા વગેરે પોતાને આવી પડી હોય તેથી ક્ષોભ, ક્રોધ, શોક કે ઈર્ષ્યામાં પડવું જોઇએ નહિ, પરંતુ નિજબળ અને નિજવિવેકના પ્રકાશથી તેને પોતાના વિકાસ માટે સર્જાએલ ભૂમિકા તરીકે અપનાવી લેવી જોઇએ. પ્રત્યેક માનવે કર્તવ્યપરાયણજ રહેવું જોઇએ અને દ્રઢનિશ્ચયપૂર્વક સમજવું જોઇએ કે વ્યકિતની કર્તવ્યપરાયણતા ઉપર સમાજનો અધિકાર છે. બીજી રીતે કહીએ તો સમાજના અધિકારનું રક્ષણ કરવું એ પ્રત્યેક વ્યકિતનું સ્વાભાવિક કર્તવ્ય છે. પરિસ્થિતિ આગળ પોતે લાચાર છે એવી ભ્રમણામાં પડી માનવ પોતાની સાહજીક સ્વતંત્રતા ગુમાવી બેસે છે.

માનવની જાતીય એકતા અનંત નિત્ય ચિન્મય જીવન સાથેજ છે, પરમ ઉદાર પ્રીત્તમ સાથેજ છે–એ ભૂલી જઈ જેનો વિશ્વાસ ન કરવો જોઇએ એવા સંસારમાં માનવ વિશ્વાસ રાખે છે અને જેનો અવશ્ય વિશ્વાસ કરવો જોઇએ તેનું એટલે કે પ્રેમાસ્પદનું વિસ્મરણ કરેછે.

આત્મ વિવેકના પ્રકાશમાં ભૌતિકવાદી, અધ્યાત્મવાદી કે ઈશ્વરવાદી, એક સરખી રીતે માનવજીવનની સાચી માંગને પોતપોતાના જીવનમાં ઘટાવીને માનવજીવન સાર્થક કરી શકે છે અને આ રીતે સારીએ માનવ સમાજનું સુંદર નિર્માણ થઈ શકે છે.

પોતાના દોષ કબુલ કરવા, બીજાઓના દોષ ન જોવા, પરંતુ દોષિત દેખાતી વ્યકિત પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેની



સુધારણા માટે પ્રયત્નશીલ રહેવું, અને વ્યકિતમાં તેમજ સમાજમાં નિર્દોષતા વ્યાપક બને તેવું સહુએ પોતપોતાના જીવનનું નિર્માણ કરવું એ વાત પણ પૂજ્ય સ્વામીજીએ ભારપૂર્વક દર્શાવી છે.

‘ચરિત્ર–નિર્માણ’ કરવાને માટે દરેક માનવે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ કારણ કે ચરિત્રનિર્માણ માટેજ માનવજીવન મળેલું છે, એ મહામૂલા ઉપદેશથી પૂજ્ય સ્વામીજીની આ વ્યાખ્યાનમાળા સમાપ્ત થાય છે.

પૂજ્ય સ્વામીજીએ આ અને આવા આત્મવિચાર પ્રેરક અને હૃદયસ્પર્શી સિદ્ધાંતોને નોખ નોખી રીતે, જુદાં જુદાં પ્રવચનોમાં પ્રતિપાદન કરીને માનવજીવનની ઉન્નતિ માટે અજોડ માર્ગદર્શન આપ્યું છે.

પરિચયમાં કહેવાયું છે તેમ કેટલાક મૌલિક સિદ્ધાંતોની પુનરૂક્તિઓ પણ થએલ છે, પરંતુ તે તો આવશ્યક પણ છે. આ વ્યાખ્યાનમાળા એવા પ્રકારની નથી કે જે નવલકથાની માફક વાંચી જવાય. દરેકે દરેક કથન સમજીને વાંચવા તથા ગ્રહણ કરવાથીજ આત્મવિવેકનો પ્રકાશ થાય છે અને ફરી ફરીને વાંચવા સમજવા તેમજ આચરણમાં મુકવાનો પ્રયત્ન કરવાથી નિત્યયોગ, નિત્યરસ આપોઆપ મળવા માંડે છે– જે માનવની માંગ છે, માનવનું સાચું જીવન છે.

પૂજ્ય સ્વામીજીએ આવા મૌલિક સિદ્ધાંતો એટલા ભારપૂર્વક અને કુતર્કને સ્થાનજ ન રહે એવી રીતે પ્રતિપાદન કરેલ છે કે આમુખમાં પણ, તેનુંજ ચિંતન અને પુનરાવર્તન કર્યા સિવાય રહેવાયું નથી, જે ક્ષંતવ્ય ગણી વાંચકો આ વ્યાખ્યાનમાળાનું સૂક્ષ્મ બુદ્ધિથી ભાવપૂર્વક અધ્યયન કરી દૈનિક જીવનમાં તેનું અનુસરણ કરે એવી પ્રકાશક ઉમેદ

ધરાવે છે. આમુખ પૂરૂં કરતાં પહેલાં એક બે બાબતનો ઉલ્લેખ કરવાનો રહે છે.

અહિંની શાખાના સભ્યોમાં હિન્દી પુસ્તક मानवकी मांग નું સમૂહ વાંચન અને મનન થવાના પ્રસંગે કેટલાક ભાઈઓએ એવું સૂચન કર્યું કે સમસ્ત સમાજ માટે આ પુસ્તક એટલું બધું મનનીય અને ઉપયોગી છે કે તેનું ગુજરાતીમાં ભાષાંતર થાય તો ગુજરાતી ભાષા બોલતી જનતાને અત્યંત લાભદાયી નીવડે. એ ઉપરથી ભાષાંતર કરવાનું નક્કી કરવામાં આવ્યું અને જોઈતી અનુમતિ મેળવવામાં આવી. અનુવાદની ભાષા જેમ બને તેમ સરળ અને સહેલાઈથી સમજી શકાય તેવી થવા માટે પ્રયાસ કરવામાં આવ્યો છે; તેમ છતાં સિદ્ધાંતો એટલા મહાન છે, પૂજ્ય સ્વામીજીની શૈલી એટલી બધી ગંભીર, વિલક્ષણ અને વેધક છે કે ભાષાંતર સરળ કરવામાં તેઓશ્રીના પ્રતિપાદ્ય સિદ્ધાંત કે તેના અર્થ કે તાત્પર્યમાં,કશી ક્ષતિ થાય નહિ એની પણ સંભાળ રાખવી પડેલ છે. એ દ્રષ્ટિએ મૂળ હિન્દી ભાષામાં યોજાએલ શબ્દો, વાકય રચના વગેરે કોઈ કોઈ જગ્યાએ જેમના તેમ રાખવામાં આવેલ છે અને એમ કરતાં કયાંક કયાંક કદાચ કિલષ્ટતા પણ જોવામાં આવશે. ઉદાર વાંચકો તે નિભાવી લઈ વ્યવહારૂ સૂચન કરી મોકલવા કૃપા કરે એવી વિનંતિ કરવામાં આવે છે.

આ પુસ્તકનો શહેરો તેમજ ગામડાઓમાં બહોળો પ્રસાર થાય અને પરિણામે માનવસેવાનું અગ્રિમધ્યેય સમાજમાં વિશેષ વિશેષ સધાતું જાય એવી આશા રાખવામાં આવે છે.

વિ. સંવત ૨૦૧૩
પોષ શુદ ૧૩
તા. ૧૪ જાન્યુઆરી ૧૯૫૭

માનવસેવા સંઘ
રાજકોટ (સૌરાષ્ટ્ર)શાખા.

દિનાંક ૧૧ ઓગષ્ટ, ૧૯૫૪

## ૧

# પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

માનવજીવન ઘણાજ મહત્ત્વની વસ્તુ છે. મનુષ્યમાં બીજ રૂપે મનુષ્યપણું (માનવતા) રહેલું છે. મનુષ્યને પોતામાં ન હોય એવી કોઈ યોગ્યતા મેળવવાની જરૂર નથી; પરંતુ જે યોગ્યતા પોતાનામાં સહજ રહેલી છે તેનો સદુપયોગ કરવાની જરૂર છે.

જ્યારે આપણે આવા દૃષ્ટિબિંદુથી વિચાર કરીએ છીએ ત્યારે આપણા જીવનમાં એક નવીન આશાનો જન્મ થાય છે; અને નિરાશારૂપી પિશાચિણી જે આપણા જીવનની સાથે જ રહેલી જણાય છે, તે ભાગી જાય છે. આપણે આપણા જીવનમાં અંતિમ લક્ષ્યને કર્તવ્ય બુદ્ધિથી, સહેલાઈથી પહોંચી શકીએ તેવું જીવન, એનુંજ નામ માનવજીવન કહેવાય. આપણી સાધન સામગ્રી કેટલી યા કેવી છે તેની કાંઈ ચિન્તા રાખવાની જરૂર નથી કેમકે સ્વાભાવિક નિયમ અનુસાર સર્વ દશાઓમાં સાધનનું નિર્માણ કરી શકાય છે. આપણે તો માત્ર એટલું જ ધ્યાન રાખવાની જરૂર છે, કે

આપણે આપણી જે સ્થિતિ ભોગવીએ છીએ, તે સ્થિતિનો કેટલી કાળજીથી સદુપયોગ કરીએ છીએ. જે સ્થિતિમાં મૂકાયા હોઈએ તેનો સદુપયોગ કરવો એજ ખરી રીતે તો જીવન જીવી જાણ્યું કહેવાય.

જીવન જીવવાનો પ્રેમ એટલે જીંદગીની મમતા કે જીંદગીનો મોહ એવો અર્થ ન સમજવો. જીવનના પ્રેમનો અર્થ એ છે કે જે પરિસ્થિતિમાં આપણે મૂકાયા હોઈએ, તે પરિસ્થિતિને કુદરતના ન્યાય પ્રમાણે મળેલી પરિસ્થિતિ ગણી, તેમાં સંતોષ માનવો; અથવા આપણા સર્વથી વિશેષ ભક્તિના પાત્ર, એવા પરમાત્માની આજ્ઞા યા ઈચ્છાથી પ્રાપ્ત થએલ પરિસ્થિતિવાળું જીવન મળ્યું છે એવી શ્રદ્ધાપૂર્વક સમાધાન બુદ્ધિથી જીવન પ્રત્યે પ્રેમ રાખવો.

એ સારી રીતે સમજી લેવું જોઇએ કે કુદરતી ન્યાયમાં જ પ્રાણીઓનું હિત તથા ઉન્નતિ રહેલાં છે. પ્રાણીઓની તેથી અવનતિ નથી થતી– એટલા જ માટે સર્વ પરિસ્થિતિ કે દશાઓને આવકારદાયક ગણવી એ ઉચિત છે. આપણે જે પરિસ્થિતિમાં હોઇએ તેનો સદુપયોગ કરી શકતા નથી કેમકે આપણે જે પરિસ્થિતિ ન હોય તેને માટે ફાંફાં મારવામાં અને તેની ચિન્તા કરવામાં આપણી શક્તિ ફોગટ ખર્ચી નાંખીએ છીએ. તેથી આપણે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવા પામતા નથી. એજ આપણી મુશ્કેલીનો સર્વથી મોટો પ્રશ્ન છે. એટલાજ માટે આપણે, ન મળી



શકે એવા સંજોગ માટેની ચિન્તાથી જે વ્યર્થ શક્તિ વેડફીએ છીએ તેવી ચિન્તા છોડી દઈ, તે શક્તિનો બચાવ કરવો જોઇએ. અને એ શક્તિ, હાજર સંજોગોનો સદુપયોગ કરવામાં વાપરતાં શીખવું જોઇએ. વર્તમાન સંજોગોના સદુપયોગથી જ ભવિષ્ય ઉજળું બનાવી શકાય છે. ખોટી ચિન્તાઓથી તેમ થઈ શકતું નથી, એ નિયમ છે. સંજોગો માટેની ચિન્તા કર્યા કરવાથી તો સંજોગોમાં આસક્તિ લાગી જાય છે. તેથી સિદ્ધ થાય છે કે સંજોગોની ફીકર એ જીવનનું લક્ષ્ય સાધવાનુ સાધન નથી, પરંતુ એવી ફીકર અનેક દોષો યા વિઘ્નો પેદા કરનારી થઈ પડે છે. કર્તવ્ય એવાં કર્મનો તો વર્તમાન સાથે સબંધ છે. ચિન્તા ભૂતકાળમાં બની ગએલી વસ્તુની યા ભવિષ્યમાં બનવાની વસ્તુની હોય છે. જે વસ્તુ કામ કરવાથી મળી શકે તેવી ન હોય તેનો જ વિચાર કરવાનો હોય છે. કર્તવ્ય કરીને પરિસ્થિતિનો સદુપયોગ ન કરવાથી આપણે પરિસ્થિતિ, અવસ્થા અને વસ્તુઓના ગુલામ બની જઇએ છીએ. એમ થવાથી આપણે સાધન કરી શકતા નથી. આપણું ખરૂં જીવન તો, વસ્તુ, અવસ્થા અને પરિસ્થિતિઓથી સ્વતંત્ર છે– હોવું જોઇએ. આવું ખરૂં જીવન દેશકાળથી બંધાએલું નથી. આપણે આત્મજ્ઞાનનો અનાદર કરીને ખરૂં જીવન જીવવાથી ભ્રષ્ટ થઇ ગયા છીએ, એ માત્ર પ્રમાદ છે; અને અજ્ઞાનથી આપણને ખરાં જીવનથી છેટું પડી ગયું છે. આમ આ રહસ્ય

જાણી લઇએ તો આપણે પરિસ્થિતિઓની ગુલામીથી મુક્ત થઇને આપણાં ખરાં જીવનને પામી શકીએ. બીજી રીતે કહીએ તો દરેક પરિસ્થિતિ તરફ દુર્લક્ષ કરીને આપણાં જીંદગીનાં લક્ષ્યને રસ્તે આગળ વધી શકીએ. પરિસ્થતિનો સદુપયોગ કરવામાં અથવા પરિસ્થિતિની નાગચૂડથી છૂટવામાં દરેક ભાઈ બ્હેન હમેશાં સ્વતંત્ર છે. કારણ કે પરિસ્થિતિ–સંજોગો પરની પરવશતા, એ માત્ર વિચાર ન કરવાનું પરિણામ છે. આત્મજ્ઞાનથી એ પરવશતા આપોઆપ મટી જાય છે; અને આપણે સુગમતાથી જીંદગીનો આદર્શ સાધી શકીએ છીએ.

જીંદગીના ખરા આદર્શને મેળવવા માટેનું–સાધન કમાવાનું જીવન જીવીએ એજ માનવતા છે. એ શક્તિ સર્વ ભાઈબ્હેનોમાં બીજ રૂપે રહેલી તો છે, પણ તે શક્તિને વિવેકથી, સાચી સમજથી, વિકસાવવાની જરૂર છે. સાચી સમજ એટલે કે વિવેક, આપણા દોષો મટાડવા સમર્થ છે. જેમ જેમ આપણે, આપણે હાથે પેદા કરેલા દોષો મટાડતા જશું, તેમ તેમ આપણું જીવન લક્ષ્ય સાધવાનાં સાધનથી ભરપૂર થતું જશે. આપણે જ આપણામાં દાખલ થવા દીધેલા દોષો મટાડી દઇએ તો જીવન સાધનજ બની જાય છે અને સાધન એ જીવનનું માત્ર અંગ રહેતું નથી પણ સમગ્ર જીવનમાં વ્યાપી જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો જાગૃત અવસ્થાથી સુષુપ્તિ સુધીની દશાઓની અને જન્મથી મરણ પર્યંતની



દરેક પ્રવૃત્તિ, પ્રગતિનાં સાધનરૂપ થઈ જાય છે. એવું જીવન એજ માનવ જીવન છે. એવાં જીવનથી પ્રત્યેક સાધક સાધન તત્ત્વથી અભેદ પામી જાય છે. સિદ્ધાંતનો વિચાર કરીએ તો સાધ્ય વસ્તુનો સ્વભાવજ સાધનનું તત્ત્વ છે. સાધ્યને સાધન તત્ત્વથી જૂદું કરી શકાતું નથી. સાધન એજ સાધકનું અસ્તિત્વ ગણાય. આમ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે સાધન અને સાધ્યની જાતિ અને સ્વરૂપથી તો એકતા જ છે. ભિન્નતા તો માનેલી છે. એ ભિન્નતા, અવસ્થા, સંજોગો વિગેરેની પરવશતાથી ઉત્પન્ન થએલી છે. એ પરવશતા મટાડવામાં સાધક સર્વદા સ્વતંત્ર છે. તેથી મનુષ્યને ખરી માનવતા મેળવવામાં નિરાશા સેવવાની કોઈ જરૂર નથી.

સાધારણ રીતે આપણે બુદ્ધિ અને વિવેકનો એક અર્થ ગણી લઇએ છીએ; પરંતુ વિચાર કરીશું તો સ્પષ્ટ જણાશે કે બુદ્ધિ તો એક સંચા સમાન છે. જ્યારે વિવેક પ્રાકૃતિક બુદ્ધિથી પર એવું અલૌકિક તત્ત્વ છે. જેવી રીતે વિજળી એક શક્તિ છે અને તેનો પ્રકાશ લોકોને બલ્બ વિગેરે દ્વારા જોવામાં આવે છે. છતાં વિજ્ઞાનવેત્તાઓ જાણે છે કે પ્રકાશ બલ્બનો નથી, વિજળીનો છે; તેજ પ્રમાણે સાધારણ માણસો વિવેકને બુદ્ધિનો ગુણ માને છે. પરંતુ તત્ત્વજ્ઞાની પુરૂષો જાણે છે કે વિવેકતો બુદ્ધિને પ્રકાશ આપનાર તત્ત્વ છે. વિવેક અફર છે; બુદ્ધિમાં તો ફેરફાર થયા કરે છે, બુદ્ધિતો કુદરતી બનેલી છે. વિવેક કુદરતથી પર એવાં તત્ત્વની અલૌકિક

વિભૂતિ છે. જેમ સૂર્યના પ્રકાશથી દીવો ને વિજળી વગેરેમાં પ્રકાશ થાય છે તેમજ અલૌકિક વિવેકના પ્રકાશથી બુદ્ધિ અને ઈન્દ્રિયોનું જ્ઞાન પ્રકાશ પામે છે. જ્યારે પ્રાણી અલૌકિક વિવેકના પ્રકાશથી પોતાની બુદ્ધિને શુદ્ધ કરી લે છે, ત્યારે શુદ્ધ બુદ્ધિ મનને નિર્મળ કરે છે. વળી મનની નિર્મતા થવાથી ઇન્દ્રિયોના કાર્યોમાં શુદ્ધતાનો સંચાર થાય છે. ઈન્દ્રિયોનાં શુદ્ધ કાર્યોથી જ મનુષ્યનું ચરિત્ર ઉત્તમ બને છે; અને સચ્ચરિત્રપણાથી સમાજ સુંદર બને છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિવેક મેળવવામાં જ સુંદર સમાજ બનાવવાની શક્તિ રહેલી છે, અને પોતાનું કલ્યાણ કરવાનો સંભવ પણ વિવેક પ્રાપ્તિથી જ છે.

જ્યારે પ્રાણી વિવેક ખુએ છે ત્યારે ઈન્દ્રિયોથી થતા જ્ઞાનને જ ખરૂં જ્ઞાન માની બેસે છે; ખરી રીતે એ પ્રમાદ છે. ઇન્દ્રિયોના જ્ઞાનને ખરૂં જ્ઞાન માનવાથી રાગ ઉત્પન્ન થાય છે. રાગથી ભોગની પ્રવૃત્તિ થાય છે. તે ભોગની વૃત્તિથી મનુષ્યમાં સ્વાર્થીપણું દ્રઢ થઈ જાય છે. સ્વાર્થભાવ દ્રઢ થતાં જ, સર્વ પ્રાણીમાત્ર પરનો સીમાડા વગરનો પ્રેમ સંકોચાઈ જાય છે કે નાશ પામે છે અને દેહાભિમાન વધી જાય છે. દેહાભિમાન વધવાથી જૂદી જૂદી જાતની વાસનાઓ પેદા થાય છે; પરિણામે પ્રાણી પરાધીનતા, જડતા અને શોકમાં જકડાઈ જાય છે.

જ્યારે પ્રાણી ઇન્દ્રિયોના જ્ઞાનને જ પુરૂં જ્ઞાન નથી



માનતા, ત્યારે બુદ્ધિનાં જ્ઞાનને પસંદ કરે છે. બુદ્ધિનાં જ્ઞાનથી વસ્તુ, અવસ્થા અને સંજોગોની અનિત્યતા સમજાય છે. અને એ સઘળાંતો ક્ષણિક યા કાયમ બદલ્યા કરવાના સ્વભાવવાળાં છે એવું ભાન થાય છે. તેમ થવાથી રાગીપણું મટી વિરાગ પેદા થાય છે અને ભોગને બદલે યોગ તરફ પ્રવૃત્તિ થાય છે. યોગ આપણને જડતામાંથી ચિન્મયતા, પરાધીનપણામાંથી સ્વાધીનપણાં અને અનિત્ય વસ્તુઓના મોહમાંથી, નિત્ય વસ્તુઓ તરફ પ્રેરે છે. બીજી રીતે કહીએ તો ઇન્દ્રિયો વિષયો તરફથી અંતરમાં મનમાં વળે છે અને મન બુદ્ધિમાં સમાઈ રહે છે – સમાધાન પામે છે. મન મરી જતાં જ બુદ્ધિમાં સમતા આવે છે. આનું જ નામ યોગ. આ સ્થિતિ દ્રઢ થઈ જાય ત્યારે બુદ્ધિથી પણ પર અલૌકિક વિવેક છે. તેનો ઉદય કાયમ રહે છે અને અવિવેક સદાય માટે નાશ પામે છે. વિવેકનો ઉદય કાયમ રહેવાથી અમર જીવન થઈ જાય છે. મનુષ્યો એજ માગે છે. આ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે અલૌકિક વિવેકની પ્રાપ્તિથી જ આપણે આપણું કલ્યાણ સાધી શકીએ છીએ અને સુંદર સમાજની રચના કરી શકીએ છીએ. એજ માનવતા છે.

આવી માનવતા સુખદુઃખનો સદુપયોગ કરવાને માટે આપણને મળી છે. સુખદુઃખના ઉપભોગમાત્ર માટે નહિ. સ્વાભાવિક નિયમ પ્રમાણે જોઈએ તો સુખદુઃખનો ઉપભોગ તો પ્રાણી, માનવ સિવાયની યોનીઓમાં પણ

કરી શકે છે. સુખદુઃખનો સદુપયોગ કરવાથી મનુષ્યજ, માનવ જીવનનાં સુખદુઃખથી પર જે અનન્ત ચિન્મય જીવન છે, તેમાં ઓતપ્રોત થઈ શકે છે. સુખનો સદુપયોગ એટલે ઉદારતા અને દુઃખનો સદુપયોગ એટલે વિરાગીપણું- ઉદારતા આવવાથી હૃદય પારકાં દુખથી ભરાઈ જાય છે અને તેથી કરૂણામય બની જઈ પોતાને મળતાં સુખ દુઃખીયોને સમર્પિત કરી દે છે. જેમ જેમ કરૂણ રસ સબળ અને ટકાઉ થતો જાય છે તેમ તેમ સુખ ભોગવવાની આસક્તિ ગળી જાય છે અને ભોગ વાસનાઓ છૂટી જાય છે. ભોગ વાસના છૂટતાંજ તત્ત્વની જિજ્ઞાસા આપો આપ જાગૃત થાય છે; અને તે જીજ્ઞાસા આપો આપ જ સંતોષાઈ જાય છે. કેમકે જે જ્ઞાનમાં જાતિ અને સ્વરૂપનો ભેદ નથી તે સ્થિતિના અનુભવ માટે કાંઈ પ્રયત્નની જરૂર પડતી નથી. માત્ર એ જીજ્ઞાસાની ઉત્પત્તિજ એની તૃપ્તિનો ઉપાય છે. બીજા શબ્દોમાં કહીએ તો એ સ્થિતિની પ્રાપ્તિને માટે કોઈ કર્મનાં અનુષ્ઠાનની જરૂર હોતી નથી. જે કાર્યને માટે કોઈ ખાસ કર્મ કરવાની જરૂર નથી હોતી તેને માટે કોઈ વસ્તુ, અવસ્થા, વ્યક્તિ કે ખાસ સંજોગની પણ જરૂર હોતી નથી. સંજોગોની આવશ્યક્તા તો સુખદુઃખ ભોગવવામાં હોય છે. સંજોગોથી સ્વતંત્ર થવા માટે પ્રાપ્ત સંજોગોનો સદુપયોગ કરવાનું અનિવાર્ય બને છે એ ખરૂં છે. શ્રદ્ધાવાન પુરૂષ, સંજોગોનો સદુપયોગ, પોતાની પ્રભુ પરાયણતાથી કરે છે.



અધ્યાત્મવાદી સર્વાત્મભાવથી અને ભૌતિકવાદી દ્રશ્ય જગતની માન્યતાથી કરે છે.

એવો નિયમ છે કે જે પ્રવૃત્તિ, જે સદ્ભાવથી કરવામાં આવે છે, તે પ્રવૃત્તિના કર્તા, એ ભાવમાં જ મશગુલ બની જાય છે. તેથી પ્રભુપરાયણતાથી કરેલી પ્રવૃત્તિ, જીવનને પ્રભુ પ્રેમથી ભરી દે છે. સર્વાત્મભાવથી કરેલી પ્રવૃત્તિ આત્મરતિ ઉત્પન્ન કરી દે છે. વિશ્વના વિચારથી કરેલી સદ્પ્રવૃત્તિથી વિશ્વ પ્રત્યેનો પ્યાર થાય છે. પ્રેમ, રતિ અને પ્યારમાં એ સામર્થ્ય છે કે તેથી સ્વાર્થભાવ તથા ભોગવાસના નાશ પામે છે. સર્વ ભાઈ બ્હેનોનો એ અનુભવ છે કે સ્વાર્થભાવ અને ભોગવાસના સિવાય કોઈ દોષની ઉત્પત્તિ થઈ શક્તી નથી અર્થાત્ સ્વાર્થભાવ અને ભોગવાસનાઃ રહિત જીવન નિર્દોષતાથી પરિપૂર્ણ થઈ જાય છે વળી એવો પણ નિયમ છે કે દોષની પુનરાવૃત્તિ ન થાય તો સઘળા દોષ આપો આપ શાંત થઈ જાય છે; કેમકે દોષો સ્વતંત્ર ટકી શકતા નથી. કોઈપણ ગુણનાં અભિમાનથીજ તેની હસ્તિ સંભવે છે. નિર્દોષતાની સ્થિતિ પ્રાપ્ત થતાં દોષો ઉત્પન્ન થઈ શકતા નથી અને ગુણનું અભિમાન પણ દૂર થઈ જાય છે, એવો એનો સ્વભાવજ છે. ગુણોનું અભિમાન ક્યારે થાય છે? જ્યારે પ્રાણી સ્વાભાવિક ગુણોનો ત્યાગ કરીને, દોષો પેદા થવા દે છે અને પછી દોષોને બળપૂર્વક દબાવવા મહેનત કરીને ગુણોને જીવનમાં સ્થાપે છે, ત્યારે ગુણોનુ અભિમાન પેદા થાય છે.

જે વસ્તુને કર્તવ્યભાવથી સ્થાપવામાં આવે છે, તે સ્વાભાવિક નથી બનતી એ નિયમ છે. જે સ્વાભાવિક બની ગયું નથી હોતું તેને અભિમાનના બળથી ઝાલી રાખવું પડે છે. અભિમાનથી ભેદ પેદા થાય છે અને ભેદ પ્રીતિને અમુક હદમાંજ રાખે છે. આવી અમુક હદમાંજ રહેતી પ્રીતિ દોષોને કાયમ રાખે છે. આમ હોવાથી એટલું સિદ્ધ થાય છે કે જ્યાં સુધી આપણા જીવનમાં કોઈ પણ ગુણ, કર્તવ્યનાં અભિમાનથી હસ્તિ ધરાવે છે, ત્યાં સુધી તેના આધારે દોષયુક્ત જીવનજ રહે છે. એમ થવાનું કારણ એ છે કે ગુણ જે સ્વાભાવિક આત્મત્તત્ત્વના પ્રકાશથી પેદા થાય છે તે વાતને ભૂલી જઈ આપણે આપણા પ્રયત્નથી સ્થાપ્યા છે એવું અભિમાન મનુષ્ય રાખે છે. ઉદાહરણ તરીકે જેમ ખોટું બોલવાનું શરૂ થયું તે પહેલાં સર્વ સત્ય જ બોલતા હતા. કોઈ આરંભથી જ ખોટું નથી બોલતા. સ્વાભાવિક વિવેકના પ્રકાશને મનુષ્ય છોડે છે ત્યારે ખોટું બોલવાના દોષો પેદા થાય છે. જાણ્યા સિવાય બની જાય તે દોષ ન કહેવાય. કરેલા દોષોને દબાવવાનો પ્રયત્ન તેજ ગુણનું અભિમાન છે. વિવેક-પૂર્વક દોષનો ત્યાગ કરવો એજ કરેલી ભૂલનું પ્રાયશ્ચિત્ત છે. ગુણનાં અભિમાનથી દોષ દબાવવાનો પ્રયત્ન એ પ્રાયશ્ચિત્ત નથી. જ્યારે આપણે ખોટું બોલીને, ફરીને તેમ નહીં કરીએ એવું પ્રાયશ્ચિત્ત કરીએ ત્યારે આપણે સત્યવાદી છીએ એવાં અભિમાનનો અવકાશ નથી. પણ આપણે તો એવું અભિમાન



કરી બેસીએ છીએ; તેથી સત્યવાદી તો બનીએ પણ સાથે સાથે ભેદબુદ્ધિ થવાથી નવા દોષોની ઉત્પત્તિ પણ થઇ ચૂકી. જો આજ આપણાં જીવનમાં ગુણોનું અભિમાન ન રહે તો આપણે પરસ્પર વિચાર ભેદ, વર્ગભેદ, સંપ્રદાય ભેદ વગેરેથી ઉત્પન્ન થતો પ્રીતિભેદ અથવા હૃદયભેદ તજી શકીએ. એવો ભેદ રાખવો એજ અમાનવતા છે. માનવતા પ્રીતિ-ભેદનો નાશ કરીને આંતરિક ને બહારના વિખવાદોનો નાશ કરે છે.

હવે વાત રહી દુઃખના સદુપયોગની. દુઃખનો સદુપયોગ એ કે તેમાંથી વિરાગ ઉત્પન્ન થવો જોઇએ. વિરાગી થવું એટલે રીસાઇને એકલા ક્યાંક બેસી જવું યા ઘર છોડી અનિકેત થઇ જવું કે નાગા યા લંગોટભર થઇ જવું એમ નથી. એ સઘળો તો વિરાગનો બહારનો આચાર-શૃંગાર માત્ર છે. વિરાગનો વાસ્તવિક અર્થ એ છે કે ઇન્દ્રિયોના વિષયોમાં અરૂચિ પેદા થવી અથવા ભોગને બદલે ભોકતાને વધારે કીમતી બનાવવા. વિચારવા જેવો પ્રશ્ન એ છે કે ભોગ ભોકતાને પ્રકાશ આપે છે કે ભોકતા ભોગને? ઉત્તરમાં માનવુંજ પડશે કે ભોકતા જે ભોગને પોતાનો કહે છે તે ભોગ કદી ભોકતાને પોતાનો કરતો નથી; તેમજ ભોકતાની સત્તા સિવાય ભોગ કદી ભોગ-વાતો નથી. ભોગ અને ભોગનાં સાધનો, એ બન્નેનો આધાર ભોકતા ઉપરજ છે. ઉદાહરણ તરીકે જોવાની રૂચિ, રૂપને પ્રકાશ આપે છે. નેત્ર તો જોવાની ક્રિયા કરે છે. જોવાની રૂચિ

તો જેનાં નેત્ર હોય છે તેની છે. બીજા શબ્દોમાં કહીએ તો એ રૂચિ નેત્રના અભિમાનીની છે. જો ભોક્તા ભોગની રૂચિનો ત્યાગ કરે તો ભોગ અને ભોગનાં સાધનો નિર્માલ્ય થઇ જાય. તે બંને ભોક્તાના અંતરમાં સમાઈ જાય અને તે બંનેનો પ્રકાશ કરનાર ભોક્તાજ અને તેનીજ સત્તા અવશેષ રહે. ભોગ અને ભોગનાં સાધનોનું અસ્તિત્વ, કે કોઈ પ્રકારની તેની વિષમતા, રહેતાં નથી. ભોગ અને ભોગનાં સાધનો લુપ્ત થવાથી ચિરઃશાંતિ અને કાયમ રહે એવી પ્રસન્નતા મળી જાય છે. એ પ્રસન્નતા દુઃખનો નાશ કરીને અનંત ચિન્મય જીવન મનુષ્યને સહજ કરી આપે છે. આ પ્રમાણે સિદ્ધ થાય છે કે સુખદુઃખનો સદુપયોગ એજ મનુષ્યપણું, મનુષ્યત્વ, માનવતા છે જેથી આપણે સુખદુઃખથી મુક્ત થવાને સમર્થ થઇએ છીએ.

માનવજીવન સુખદુઃખ ભોગવ્યા કરવા સારૂજ મળ્યું નથી. પરંતુ એ સુખદુઃખનાં બંધનમાંથી મુક્ત થવાને માટે મળ્યું છે. સુખદુઃખ ભોગવવાનો પ્રસંગ, મનુષ્ય સિવાયની અન્ય યોનીઓમાં પણ હોય છે. પરંતુ એ યોનીઓમાં સુખ-દુઃખથી મુક્ત થવાની યોગ્યતા મળેલી હોતી નથી, કારણ કે તે યોનીઓમાં, મનુષ્ય જન્મમાં માણસને જે વિવેકનો પ્રકાશ મળે છે તે મળી શક્તો નથી. કુદરતી નિયમ પ્રમાણે જે યોનીયોમાં વિવેકશકિત ઓછી હોય છે યા સુષુપ્ત જેવી હોય છે, તે યોનીનાં પ્રાણીઓમાં સુખદુઃખ ભોગવવાની મર્યાદા પણ કુદરતથી બંધાએલી હોય છે. ઉદાહરણ તરીકે જો



કોઇ પશુ ભૂખ્યું હોય અને તેની પાસે ખાવાની વસ્તુ પડી હોય તો તે પોતાને રોકી શકતું નથી; તેમ ખાઈ લીધા પછી બચેલ વસ્તુનો સંગ્રહ પણ કરી શકતું નથી મનુષ્ય પોતાની ગાય માટે ચારાનો સંગ્રહ ભલે કરે પણ ગાય પોતાને માટે ચારાનો સંગ્રહ કરી શકતી નથી. મનુષ્ય ભૂખ્યો હોય અને અનુકૂળ ભોજન પણ મળે તેમ હોય પરંતુ ભોજન કરવાના પોતે બાંધેલા નિયમથી તે પ્રતિકૂલ હોય તો તે ભૂખ્યો રહે છે. વળી એમ પણ બને છે કે કોઇવાર સ્વાદ અથવા કોઇના આગ્રહ વશ થઇને વગર ભૂખે, જમી લે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે મનુષ્ય જે પોતાને કરવું જોઇએ તે કરે છે અને કોઇવાર પ્રમાદને વશ થઇને ન કરવું જોઇએ તે પણ કરી બેસે છે. કુદરતી કાયદો જે અપૌરૂષેય છે તેમાં મનુષ્યને આવીસ્વાધીનતા કેમમળી? પશુઓની પેઠે તેને પણ પરાધીન કેમ ન બનાવ્યો? તેનું મુખ્ય કારણ એ છે કે મનુષ્યને, આ કુદરતી કાયદા પ્રમાણે, વિવેકશકિત મળી છે. જે ઉદારતંત્રે મનુષ્યને વિવેકશકિત આપી, તેણે મનુષ્ય ઉપર એવો વિશ્વાસ રાખ્યો કે તે વિવેકશકિતનો સદુપયોગ જરૂર કરશે. તો શું આપણે તે દાતાનો વિશ્વાસઘાત કરીને વિવેકશકિતનો દુરૂપયોગ કરીશું ? વિવેકશકિતના ગેરઉપયોગથીજ આપણે એવું કરી બેસીએ છીએ કે જે આપણે ન કરવું જોઇએ. ખરીરીતે તો ન કરવાનું કરવાનો, માનવજીવનમાં કાંઈ અવકાશ નથી. એવો નિયમ છે કે જો ન કરવાનું કામ ન કરીએ તો જે કરવું

જોઇએ તે કામ આપ મેળે થયા કરે છે. તેથી સિદ્ધ થાય છે કે જે કામ ન કરવું જોઇએ તે ન કરવું એજ મનુષ્યનો પરમ પુરૂષાર્થ છે અને એનું નામ માનવતા છે. વિવેકહીન સદાચાર તો ઝાડમાં પણ છે. પરંતુ તેને માનવતા ન કહી શકાય, કેમકે ઝાડ તો જડતા દોષથી બંધાએલાં છે. સંગ્રહ ન કરનારાં તો ઘણાંય પશુઓ હોય છે પણ તેઓને કોઇ સામ્યવાદી યા પરમહંસ નથી કહેતું. પારકાનાં બનાવેલાં ઘરમાં ઘણાં પશુઓ રહે છે પણ તેઓ વિરકત નથી કહેવાતાં. આ દૃષ્ટાંતો ઉપરથી સિદ્ધ થાય છે કે વિવેકપૂર્વકની ઉદારતા કે ત્યાગથીજ માનવનું માનવપણું ગણાય છે. અવસ્થા, કર્મ, પરિસ્થિતિ, ભાષા, વેષ, મત. વિચારધારા, સંઘ. સંપ્રદાય વિગેરેના ગમે તેવા ભેદ હોય છતાંપણ માનવતાનો ગુણ આપણને સ્નેહની એકતાની પ્રેરણા આપે છે. સ્નેહયુકત એકતા વિરોધ ઉત્પન્ન થવા દેતી નથી. વિરોધનો અભાવ માણસને સ્વભાવથીજ સારો લાગે છે, કેમકે વિરોધથી કોઇકને કોઇકનો વિનાશ થાયછે· પોતાનો વિનાશ કોઇ મનુષ્યને ઇષ્ટ નથી. તેનું કારણ એ છે કે પ્રાકૃતિક નિયમ પ્રમાણે જેનો જન્મ કોઇના વિનાશથી થાય છે તેનો પોતાનો વિનાશ આપોઆપ થઈ જાય છે. તેથીજ મનુષ્યમાં રહેલી માનવતા એવા વિકાસ તરફ મનુષ્યને પ્રેરતી નથી કે જે વિકાસની ઉત્પત્તિ કોઈના વિનાશથી સંભવે. એક વાત ખૂબ સારી રીતે સમજી રાખવી જોઇએ કે માનવતા, ભૌતિકવાદની દૃષ્ટિએ કુદરતી, આસ્તિકવાદની દૃષ્ટિએ



અપૌરૂષેય વ્યવસ્થા અને અધ્યાત્મવાદની દૃષ્ટિએ નિજ સ્વરૂપ કે સ્વભાવ છે. તેથી માનવતાનો ત્યાગ કોઈ પણ મનુષ્યે કરવાનું ઉચિત નથી.

સ્નેહની એકતા થઈ જાય તો પ્રેમીને પ્રેમનું પાત્ર, યોગીને યોગ, જિજ્ઞાસુને તત્ત્વજ્ઞાન અને ભૌતિકવાદીને વાસ્તવિક સામ્ય અને સ્થાયી શાંતિ આપો આપ મળી જાય છે. સ્નેહની એકતા સ્વાર્થવૃત્તિને ખાઈ જાય છે. સ્વાર્થવૃત્તિ જતાંજ સર્વ હિતકારી પ્રવૃત્તિ આપો આપ થવા લાગે છે. તેમ થવાથી સાચું સામ્ય અને શાંતિ પણ સધાઈ જાય છે. સ્નેહીની એકતા કોઈ પ્રકારની ભેદ બુદ્ધિની વૃત્તિનો અંશ રહેવા દેતી નથી. ભેદ ગળી જાય કે તરતજ અહંભાવ મટી જાય છે; અને સાથો સાથ તત્ત્વનું જ્ઞાન પણ સંપાદન થઈ જાય છે. સ્નેહ સર્વ અન્ય વૃત્તિઓનો નાશ કરીને કેવળ પ્રેમને જ બાકી રહેવા દે છે. પ્રેમ, પ્રેમનાં પાત્રથી અભેદ પમાડવાને પોતાથી જ સમર્થ છે.

માનવતા, આપણને સર્વ મતો કે સિદ્ધાંતોદ્વારા વાસ્તવિક લક્ષ્ય સુધી પહોંચાડી દે છે. એટલા માટે સર્વ ભાઈ બ્હેનોએ માનવતા પ્રાપ્ત કરવા માટે, નિજ વિવેકના પ્રકાશથી પોતાની યોગ્યતા પ્રમાણે સાધન કરવાને માટે, હમેશાં જાગૃત તત્પર રહેવું જોઇએ. એવો નિયમછે કે પોતાની યોગ્યતા પ્રમાણે સાધન કરવાથી અવશ્ય સિદ્ધિ પમાય છે.

દિનાંક ૧૨-૬-૧૯૫૪

## ૨

# સુંદર સમાજનું નિર્માણ

**મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,**

ગઈ કાલ આપની સેવામાં નિવેદન કરવામાં આવ્યું હતું કે માનવજીવન સાધનયુક્ત જીવન છે. આ દૃષ્ટિથી આપણે સહુ સાધક છીએ અને જે પરિસ્થિતિ આપણને પ્રાપ્ત થએલ છે તે બધી સાધન સામગ્રી છે. આ સાધન સામગ્રીનો ઉપયોગ કરવો, એ સાધના છે.

આ સાધનનાં બે મુખ્ય અંગ છે. એક તો એ સાધન કે જેથી આપણું કલ્યાણ થાય; અને બીજું એ સાધન કે જેથી સુંદર સમાજનું નિર્માણ થાય. આપણું કલ્યાણ અને સુંદર સમાજનું નિર્માણ, એ માનવ જીવનની વાસ્તવિક માંગ છે. જે લોકો આ બે વિભાગોને જીવનની માંગ હોવાનું માનતા નથી, તેઓ વસ્તુતાએ વિવેક દૃષ્ટિથી માનવતાને જાણતા નથી. માનવજીવન એક એવું મહત્વપૂર્ણ જીવન છે કે જે મેળવી, પ્રાણી સુગમતાપૂર્વક પોતાનું અભીષ્ટ લક્ષ્ય પ્રાપ્ત કરી લે છે. કારણ કે માનવ જીવનમાં એવી કોઈ



પ્રવૃત્તિ, અવસ્થા કે પરિસ્થિતિ નથી હોતી કે જે સાધનરૂપ ન બને, અર્થાત્ આ જીવન સાધન સામગ્રીથી પરિપૂર્ણ છે.

હવે એ વિચાર કરવાનો છે કે આપણા કલ્યાણનો અર્થ શું અને સુંદર સમાજના નિર્માણનો અર્થ શું? આપણા કલ્યાણનો અર્થ એ છે કે આપણી પ્રસન્નતાને માટે આપણા પોતાથી કોઈ જુદી આવશ્યક્તા ન રહે, અને સુંદર સમાજનિર્માણ એટલે જે સમાજની અંદર એક બીજાના અધિકારનું અપહરણ થતું ન હોય. તેવા સમાજની રચના. કોઈ લોકો, સુંદર સુંદર મકાનોનું નિર્માણ, સુંદર સુંદર રસ્તાઓનું નિર્માણ, સુંદર સુંદર બગીચાઓનું નિર્માણ એને સુંદર સમાજ નિર્માણ માને છે. એ બધી તો બહારની ચીજો છે. વસ્તુતાએ, સુંદર સમાજની કસોટી એ છે કે જે સમાજમાં કોઈના પણ અધિકારનું અપહરણ થતું ન હોય. જો કોઈ ભાઈ બ્હેનને પૂછવામાં આવે કે તમે તમારી સમજણ પ્રમાણે કેવા ઘરને સુંદર ઘર કહો છો તો તે કહેશે કે જે ઘરમાં એવી કોઈ વ્યક્તિ ન હોય કે જેનો અધિકાર સુરક્ષિત ન હોય–તો એવા ઘરને સહુ લોકો સારૂં ઘર માને. જ્યાં વૃદ્ધો બાલકોના અધિકારને સુરક્ષિત રાખતા હોય અને બાલકો વૃદ્ધોના અધિકારને સુરક્ષિત રાખતા હોય, બ્હેન ભાઈના અધિકારને સુરક્ષિત રાખતી હોય અને ભાઈ બ્હેનના અધિકારને સુરક્ષિત રાખતા હોય, એજ પ્રમાણે પતિ પત્નિના અધિકારને સુરક્ષિત રાખતા હોય અને પત્નિ પતિના અધિકારને સુરક્ષિત રાખતાં

હોય; એજ પ્રમાણે સમાજમાં મિત્ર મિત્રના અધિકારને, પડોસી પડોસીના અધિકારને સુરક્ષિત રાખતા હોય,– મતલબ કે જે જે સબંધો છે એ સંબંધોમાં એક બીજાના અધિકાર સુરક્ષિત રહેતા હોય તો એ ઘરને, એ સમાજને, સુંદર કહેવાય. તો સુંદર સમાજ એ કહેવાય કે જેમાં કોઈના પણ અધિકાર છીનવાતા ન હોય. કોઈ એમ કહે છે કે તમામ રીતે સમાનતા હોય એ સુંદર સમાજનું લક્ષણ છે. આ બાબત આપ વિચાર કરશો તો સ્પષ્ટ રીતે જણાશે કે આપણી સહુની પરિસ્થિતિઓ એક થઈ જાય અથવા અવસ્થા એક થઈ જાય એવો સમાનતાનો અર્થ ઘટી શકતો નથી. ગંભીરપણે વિચાર કરીએ કે જો સમાનતાનો અર્થ પરિસ્થિતિની એકતા હોય તો સમાન પરિસ્થિતિમાં ગતિ થવાનું જ આપો આપ અટકી પડે. જેમ કે, કલ્પના કરો કે આંખ અને પગની સમાનતા થઈ જાય, આંખ અને પગ બન્ને ચાલવા માંડે અથવા બન્ને જોવા માંડે તો કશી ગતિ થશે કે! પરંતુ આંખની જોવાની યોગ્યતા છે, પગની ચાલવાની યોગ્યતા છે. બન્નેમાં કર્મ, ગુણ અને આકૃતિનું જૂદાપણું હોવાથી જ પ્રીતિની એકતા છે અને તેથી સુંદર પણે વ્યવહાર ચાલે છે. આ દૃષ્ટિકોણથી એમ માનવું જોઇએ કે પરિસ્થિતિ તથા અવસ્થાની સમાનતાદ્વારા સુંદર સમાજનું નિર્માણ થઈ શકતું નથી. ગંભીરપણે વિચારીએ તો પરિસ્થિતિઓની એક્તા પ્રાકૃતિક નિયમથી દરેક રીતે પ્રતિકૂલ છે. પરિસ્થિતિ



અને ગુણોનું જૂદાપણું હોવાથી પણ લક્ષ્ય અને પ્રીતિની એકતા હોવાથી જ, સુંદર સમાજનું નિર્માણ સંભવે છે. સુષુપ્તિ અથવા ગાઢ ઉંઘમાં, સમાન અવસ્થામાં, જડતાવાળી શાંતિ સિવાય કોઈ બીજા વ્યવહારની સિદ્ધિ થતી નથી. જાગૃતિ અને સ્વપ્નમાં કદી સમાન અવસ્થા થઈ શકતી નથી અને એ વિષમતાના કારણે વ્યવહાર ચાલે છે. આ દરેક માનવનો દૈનિક અનુભવ છે. પરંતુ, પરિસ્થિતિ અને અવસ્થાની વિષમતામાં પણ, જો એક બીજાના અધિકારની રક્ષા થાય તો ત્યાં વિષમતામાં સમાનતા મનાય અને પરસ્પર સંઘર્ષણ થાય નહિ. કલ્પના કરો કે એક રોગી અને એક ડોકટર છે. જો બન્નેની અવસ્થા એક થઈ જાય અને પછી ચિકિત્સા થાય તો શું એ સમાનતા મનાશે! પરંતુ ડોકટરની આજ્ઞા પાળે અને ડોકટર રોગનું નિદાન કરે તથા ચિકિત્સા કરે અને બંને વચ્ચે સ્નેહની એકતા હોય તો જ સુંદર પરિણામ આવે. આજકાલ આપણે સમાનતાનો એવો અર્થ કરીએ છીએ કે આપણ સર્વેની પરિસ્થિતિઓ એક સરખી થઈ જાય; પરંતુ એ તો માનવતા અને પ્રકૃતિથી બિલકુલ વિરૂદ્ધ છે. એવી સમાનતા કદી થઈ નથી અને કદી થવાની નથી. અલબત્ત એક વાત છે કે જ્યાં બે આવશ્કતાઓ એકત્રિત થાય ત્યાં જ સમાજ બને છે. માત્ર એક આવશ્યકતાથી સમાજ બનતી નથી. જેમકે જ્યાં વિદ્યાર્થી હોય પરંતુ વિદ્વાન ન હોય, વિદ્વાન હોય પરંતુ વિદ્યાર્થી ન હોય,

મહિલા હોય પરંતુ પુરૂષ ન હોય, પુરૂષ હોય પરંતુ મહિલા ન હોય, શેઠ હોય પરંતુ મજુર ન હોય, મજુર હોય પરંતુ શેઠ ન હોય ત્યાં સમાજ બને નહિ. જ્યાં મહિલાઓ અને પુરૂષો બંને હોય, વિદ્યાર્થી અને વિદ્વાન બંને હોય, શેઠ અને મજુર બન્ને હોય ત્યાં સમાજ બને. જ્યાં શેઠ દ્વારા મજુરોના અધિકાર સુરક્ષિત હોય અને મજુરો દ્વારા શેઠના અધિકાર સુરક્ષિત હોય તે સમાજને આપણે સુંદર સમાજ કહીએ. વિદ્યાર્થીઓ દ્વારા વિદ્વાનના અધિકાર સુરક્ષિત હોય, વિદ્વાન દ્વારા વિદ્યાર્થીના અધિકાર સુરક્ષિત હોય, ડૉકટર દ્વારા રોગીના અધિકાર સુરક્ષિત હોય, રોગીદ્વારા ડૉકટરના અધિકાર સુરક્ષિત હોય એવા પ્રકારના સમાજને આપણે સુંદર સમાજ કહીએ. જ્યાં એક કરતાં વધારે વર્ગ હોય ત્યાંજ સમાજ બને છે. જ્યાં એકજ વર્ગહોય ત્યાં સમાજ બને નહિ. કેવળ મજુરોથી સમાજ નહિબને. તાત્પર્ય એ છે કે જ્યાં બે આવશ્યકતાઓ એકત્રિત થાય એનું નામ સમાજ એમ સમજવું જોઇએ. જ્યાંસુધી કોઇએકની આવશ્યકતા કોઇ બીજાની આવશ્યકતાની પૂરક ન બને ત્યાંસુધી સમાજની સ્થાપનાજ સિદ્ધ થતી નથી. આજે આપણે સ્વરૂપથી એકતા કરવાની કલ્પના કરીએ છીએ તે વિવેક દૃષ્ટિથી વાહીયાત છે; આપણને પોતાને છેતરીએ છીએ અથવા ભોળી ભાળી જનતાને ભ્રમિત કરીએ છીએ. કલ્પના કરો કે આપણે સુંદર મકાન એને કહેશું કે જે મકાનની અંદર બધા ઓરડા એક સરખા હોય, કે સુંદર મકાન એને



કહેશું કે જેની અંદર દરેક ઓરડો પોતપોતાના ઉપયોગ માટે યોગ્ય હોય! જેમકે શૌચાલય તેના સ્થાન પરત્વે ઠીક હોય, રસોડું તેના સ્થાન પરત્વે ઠીક હોય, બેઠકનો ઓરડો તેના સ્થાન પરત્વે ઠીક હોય, સુવાનો ઓરડો તેના સ્થાન પરત્વે ઠીક હોય, કામકાજ કરવાનો ઓરડો તેના સ્થાન પરત્વે ઠીક હોય, મતલબ, દરેક ઓરડો પોતપોતાના સ્થાન પરત્વે ઠીક હોય તેવા ઓરડાઓવાળાં મકાનને આપ સુંદર મકાન કહેશો. એજ પ્રમાણે, જે શરીરનું દરેક અવયવ પોતપોતાના સ્થાન પરત્વે ઠીક હોય અને સ્વસ્થ હોય એવાં શરીરને આપ સુંદર શરીર કહેશો. જે સમાજનો દરેક વર્ગ પોતપોતાના સ્થાન પરત્વે ઉપયુકત હોય, ઠીક હોય, તે સમાજને આપ સુંદર સમાજ કહેશો. કહેવાનું તાત્પર્ય એ છે કે અનેક પ્રકારની જુદાઇમાં દરેક અંગ પોતપોતાના સ્થાન પરત્વે યથાયોગ્ય હોય તેનુ નામ સુંદરતા.

એટલે હવે, એ વિચાર કરવાનો છે કે જ્યા આપણને આપણો અધિકાર પ્રિય હોય છે. પણ આપણો અધિકાર એટલે શું? આપણા સાથીઓનું જે કર્તવ્ય તે આપણો અધિકાર અને આપણું જે કર્તવ્ય તે આપણા સાથીઓનો અધિકાર. જ્યાં સુધી આપણા સાથીઓ કર્તવ્ય પરાયણ હોય ત્યાંસુધીજ આપણો અધિકાર સુરક્ષિત રહી શકે, અને જ્યાંસુધી આપણે કર્તવ્યનિષ્ઠ હોઇએ ત્યાંસુધી આપણા સાથીઓનો અધિકાર સુરક્ષિત રહે. આપણી કર્તવ્યનિષ્ઠાજ આપણા સાથીઓમાં

કર્તવ્ય પરાયણતા ઉત્પન્ન કરશે. કારણ કે જેનો અધિકાર સુરક્ષિત થઇ જાય તેના હૃદયમાં આપણા પ્રતિ આપોઆપ પ્રીતિ ઉત્પન્ન થઇ જાય છે અને તે તેને કર્તવ્ય પરાયણ થવા માટે આધીન બનાવી દે છે. એટલે આપણી કર્તવ્ય નિષ્ઠાજ આપણા અધિકારને સુરક્ષિત રાખી શકે છે એ નિર્વિવાદપણે સિદ્ધ થઈ જાય છે. અધિકાર, કર્તવ્યને આધીન છે એમ સારી રીતે સમજી લેવું જોઇએ. આપણે આપણા અધિકારનું રક્ષણ કરવામાં ભલે પરતંત્ર હોઇએ, પરંતુ આપણા સાથીઓના અધિકારનું રક્ષણ કરવું એ બાબતમાં તો આપણે સર્વદા સ્વતંત્ર છીએ. એ બાબતમાં કાંઇ પરાધીનપણું નથી. તો આપ વિચાર કરો કે સમાજમાં સુંદરતા કયારે આવે ? જો વ્યક્તિમાં સુંદરતા હોય તોજ આવે અને સમાજમાં સુંદરતા હોય તો વ્યક્તિમાં સુંદરતા આવે.

આ દૃષ્ટિકોણ સામે રાખીને આપ વિચાર કરો કે આપણને પોતાને સુંદર બનાવવામાં આપણે પરાધીન નથી; આપણા સાથી સુંદર થાય એમાં ભલે આપણું પરાધીનપણું હોય. આથી એમ સિદ્ધ થયું કે જ્યારે આપણે પોતે સુંદર બનવામાં સ્વતંત્ર છીએ, તો પહેલાં આપણા સાથી નિર્દોષ અથવા સુંદર બને એવો વિચાર શા માટે કરવો ! દરેક ભાઈ બ્હેને એ રીતે સમજી લેવું જોઇએ કે આપણે સુંદર થવામાં સ્વાધીન છીએ અને આપણા સાથીને આપણી સુંદરતાની આવશ્યકતા પણ છે. માટે પહેલાં આપણે પોતે સુંદર બનીએ.



આપણી સુંદરતા આપણા સાથીઓને સુંદર બનાવી શકશે. જે રીતે સુગંધિ પુષ્પની સુગંધ આપોઆપ ફેલાય છે, એ રીતે સુંદર જીવનની સુંદરતા સમાજમાં ફેલાય છે. સુંદર જીવનની કસોટી એજ છે કે તે પ્રીતિથી પરિપૂર્ણ હોય. પ્રીતિયુક્ત જીવન એજ સુંદર જીવન છે. એવા જીવનથી જ પ્રીતિનો ફેલાવો આપોઆપ થાય છે. પ્રીતિ શીખવા શીખવવા માટે કોઈ પાઠશાળાની અપેક્ષા રહેતી નથી. એ સહુ કોઈનો અનુભવ છે કે વ્યક્તિની કર્તવ્યનિષ્ઠા જ, સમાજમાં પ્રીતિનો ફેલાવો કરે છે. પરસ્પર પ્રીતિનો સંચાર થતાં, સંઘર્ષણ આપોઆપ મટવા માંડે છે, અને સંઘર્ષણ મટવાથી એક અનુપમ સંતોષ તથા એકતાનો ઉદય થાય છે. આપસ આપસમાં સંઘર્ષણ એ અસંતોષનું મૂળ છે. સંઘર્ષણ, પ્રીતિના અભાવને કારણે થાય છે અને પ્રીતિનો અભાવ ત્યારે થાય છે કે જ્યારે આપણે કર્તવ્યનિષ્ઠ નહિ રહેતાં આપણા સાથીના અધિકારનું અપહરણ કરીએ. આ વાત નિર્વિવાદ છે કે આપણી અને સમાજની વચ્ચે અથવા એક બીજા વર્ગ વચ્ચે પ્રીતિનો અભાવ થવાથી જ સંઘર્ષણ થાય છે. એટલે આપણી કર્તવ્ય-પરાયણતાથી જ સંઘર્ષણનો અંત લાવવો જોઇએ. બાકી સરકારી કાનુનનો આધાર લેવો એ અમાનવતા છે. જેઓ સુંદર સમાજનું સ્વપ્ન કાનુનના જોરપર જોવાનું ઇચ્છે છે તેઓ એમ માને છે કે જ્યારે આપણી સરકાર સુંદર બની જશે અથવા તો આપણે સરકાર બની

જશું ત્યારે આપણે સુંદર સમાજનું નિર્માણ કરી લેશું. આ વાત આપણને પોતાને તથા સમાજને છેતરવાની વાત છે. જે કાર્ય કેવળ માનવતાથી જ બની શકે છે તે કાર્ય કાનુન દ્વારા પૂરું કરવાનો પ્રયત્ન કેવળ આપણી પોતાની અંદર છૂપાઈ રહેલી કોઈ વાસનાની પૂર્તિ કરવાનો પ્રયાસ માનવો જોઇએ. જ્યારે આપણે પોતે કર્તવ્ય-પરાયણ બનીએ ત્યારે જ આપણી સમાજ સુંદર બને. જ્યારે દરેક ભાઈ બ્હેન એ રીતે વિચાર કરવા લાગે કે ભલે આપણો અધિકાર સુરક્ષિત હોય કે ન હોય, આપણે તો આપણાં કર્તવ્ય પાલન દ્વારા આપણી સમાજના અધિકારનું રક્ષણ કરવાનું છે,- દરેક બ્હેન એ રીતે વિચારે કે ભલે પોતાના ભાઈ આદર્શ હોય કે ન હોય પરંતુ આપણે તો આદર્શ બ્હેન બનવું જ જોઇએ, દરેક પત્નિ એ રીત વિચારે કે પોતાના પતિ આદર્શ હોય કે ન હોય, પરતુ આપણે તો આદર્શ પત્નિ બનવું જ જોઈએ, દરેક પતિ એ રીતે વિચારે કે પત્નિ ભલે કર્કશા કે કુરૂપા કાં ન હોય પરંતુ આપણે એના અધિકારનું અપહરણ કરવાનું નથી- આવો સુંદર ભાવ જો દરેક ભાઈ બ્હેનના મનમાં જાગૃત થઈ જાય, તો આપને જણાશે કે આપને સરકારની પણ આવશ્યકતા રહે નહિ.

સુંદર સમાજનું અસલ સ્વરૂપ શુ ? એજ કે જ્યાં કોઇ વિધાનની આવશ્યક્તા ન હોય. જ્યાં બળવડે કોઇને પરાસ્ત કરવાની આવશ્યક્તા ન હોય. મને મળવા આવતા કોઇ કોઇ



લોક એમ કહે છે કે અમુક દેશ બહુ સુંદર છે તો હું પૂછું છું કે એ દેશમાં પોલીસ હોય છે ! એ દેશમાં ફોજ રાખવામાં આવે છે ! એ દેશમાં સી.આઈ.ડી. હોય છે ! એ દેશમાં ન્યાય કચેરી હોય છે ? તો એઓ કહે કે એ બધું હોય છે. ત્યારે હું કહું છું કે ત્યાં જેટલી સુંદર સમાજ હોવી જોઇએ એટલી સુંદર વાસ્તવમાં નથી. પછી ભલે એ દેશ બીજા દેશોથી વધારે સુંદર હોય. આપ વિચાર કરો કે જે શહેરમાં તાળાં લગાવવાં પડે એ શહેરને સુંદર શહેર કહેવાય ખરૂં! શહેરમાં સુંદર સડકો હોય, સુંદર સુંદર બગીચા હોય, રહેવા માટે સુંદર બંગલાઓ હોય, પરંતુ જ્યાં રહેનારાઓ સુરક્ષિત ન હોય તો એને સુંદર શહેર કહેવાય ખરૂં ! હરગીજ નહિ. જ્યાં જ્યાં દુકાનદારોને દુકાન પર તાળાં લગાડવાં પડતાં હોય, ઘરપર તાળાં લગાડવાં પડતાં હોય, ચોકીદાર રાખવા પડતા હોય, તો એ સ્થિતિમાં આપણું કુટુંબ, આપણી સમાજ, આપણું શહેર સુંદર હોવાનું આપ કહેશો ખરા ! નહિ કહી શકો. જ્યાં સુંદરતા આવી જાય ત્યાં આ ચીજોની જરૂરત રહેતી નથી, ચોકીદાર રાખવા પડતા નથી, તાળાં લગાડવાં પડતાં નથી. સુંદરતાનો વાસ્તવિક અર્થ એ છે કે જ્યાં આપણે સહુ અનેક હોવા છતાં એક થઇને રહીએ.

હવે પ્રશ્ન એ થાય છે કે એક કેવી રીતે થવાય ! જો કે સર્વ પ્રાણીઓ સુષુપ્તિ અથવા ગાઢનિદ્રામાં જડતા ભરેલી એકતાનો અનુભવ કરે છે, પરંતુ એ એકતાનું કશું મહત્વ નથી.

વાસ્તવિક મહત્વતો એવી એક્તાનું છે કે જ્યારે જાગૃત અવસ્થામાં અનેક પ્રકારની જુદાઇ હોવા છતાં આપણે એકતાનો અનુભવ કરીએ. એ ત્યારેજ સંભવે કે જ્યારે આપણે કેવળ આપણા કર્તવ્યનોજ ખ્યાલ રાખીએ અને તેને તત્પરતાથી પરાયણ રહીએ. આજે આપણને આપણા સુધારકો અધિકારની વાત સંભળાવીને અધિકાર સુરક્ષિત રાખવાની પ્રેરણા કરે છે. એ વાત ક્યાં સુધી રહે છે? જ્યાંસુધી સુધારક મહોદય કોઈ હોદ્દા પર આવી ન જાય ત્યાં સુધી. હોદ્દો મળી ગયા બાદ, અધિકારની વાતો સંભળાવનાર સુધારક મહાનુભાવો બીજાના અધિકારને ભૂલી જાય છે અને પોતાના અધિકારનો ઉપયોગ કરવા માંડે છે. જો કોઇ એમ કહે કે માનવજીવનમાં અધિકારને શું કાંઇ સ્થાન નથી, તો તેનો ઉત્તર એજ હોય કે આપણને આપણો અધિકાર પ્રિય લાગે છે એ ઉપરથી બીજાઓને પણ તેમનો અધિકાર પ્રિય લાગે એમ આપણે અનુભવમાં ઉતારવું જોઇએ, અને બીજાઓના અધિકારની પૂર્તિ કરવી એજ માનવતા છે જેમ આપણી તરસની વેદનાના અનુભવે આપણે બીજાઓની તરસ મટાડવા માટે પ્રયત્ન કરીયે છીએ એ માનવતા છે. કોઈ એવી શંકા કરે કે જો આપણે અધિકાર ન માગીએ અથવા તો મળેલ અધિકારનું રક્ષણ ન કરીએ તો આપણું અસ્તિત્વજ ન રહે, કારણ કે ઘણુંખરૂં એમ જોવામાં આવે છે કે સબળ લોકો નિર્બળ લોકોના અધિકાર છીનવી લે છે, પરંતુ આપણેયાદ રાખીએ કે આજ પ્રમાદને કારણે તો એક વર્ગ બીજા વર્ગને



નાબુદ કરવા માટે પ્રયત્નશીલ રહે છે. જ્યારે કર્તવ્યપરારણતાની વાત, કોઈ અમુક વ્યક્તિ અથવા કોઈ અમુક વર્ગ પરત્વે જ કહેવામાં આવે ત્યારે આ શંકા ઉઠી શકે છે. પરંતુ જ્યારે કર્તવ્યપરાણતાનો પાઠ સહુ કોઈ વ્યક્તિઓ, કુટુંબો, વર્ગો અથવા દળોએ શીખવાનો અને અનુસરવાનો હોય, ત્યારે ઉપર જણાવેલ શંકા માટે કંઈ સ્થાન રહેતું નથી. એ પાઠ માનવતાનો પાઠ છે. એ પાઠ કોઈ અમુક જાતિને માટે કે અમુક વર્ગ માટે કે અમુક દળ માટેનો નથી. જો કોઈ એવી શંકા કરે કે કર્તવ્યની વાત હમેશાં નિર્બળ લોકોને કહેવામાં આવે છે, સબળ લોકો નિર્બળ લોકોના અધિકાર છીનવતા રહે છે અને નિર્બળ લોકોને પોતાના ભોગ બનાવતા રહે છે, જે વસ્તુસ્થિતિનું ભયંકર પરિણામ પણ એ આવ્યું છે કે દુઃખી વર્ગનું આકર્ષણ કર્તવ્યને બદલે અધિકાર તરફ વિશેષ થઈ ગયું છે. તો એમ વિચારવું જોઇએ કે શું કર્તવ્યશૂન્ય અધિકાર સુરક્ષિત રહી શકશે? કદાપિ નહિ.

બીજાઓનો અધિકાર છીનવવાની ભાવના જે દોષથી જાગૃત શવા પામી એ દોષને પોષી રાખવાથી આપણો અધિકાર સુરક્ષિત રહી શકશે? એ દોષને શું આપણે પોતે સંઘરવો ઘટે છે? એ દોષ આપણે સંઘરવાથી, જે સબળ લોકોએ અથવા જેઓના પૂર્વજોએ એ દોષ અપનાવવાથી પોતે જે દશાને પામ્યા તે દશા, કાલાન્તરે શું આપણી પણ

નહિ થાય ? જે દોષ ગુણના વેષમાં આવે છે એ બહુજ ભયંકર અને દુઃખદ નીવડે છે, એ વાત પર આપણુ લોકોએ ખાસ ધ્યાન દેવું જોઈએ. કર્તવ્યનો ખ્યાલ બાજુપર રાખી, અધિકાર પ્રાપ્તિ માટે મરી ફીટવું એ ગુણના રૂપમાં દોષ છે. આપણે એ અમાનવતા ભર્યા દોષથી બચવાને માટે નિરંતર સાવધાન અને પ્રયત્નશીલ રહેવું જોઈએ. કર્તવ્યપરાયણતા આવેથી માગ્યા વિના અધિકાર આવી જાય છે. જો કોઈની નિર્બળતા અથવા ઉદારતાથી આપણને કર્તવ્ય વિના અધિકાર મળી પણ જાય, તો આપણે અંતે તેને સુરક્ષિત રાખી શકશું નહિ એ નિર્વિવાદ સત્ય છે. કર્તવ્યપરાયણતાથી આપોઆપ જે અધિકાર પ્રાપ્ત થાય છે તે સુરક્ષિત રહી શકે છે. વીતરાગ પુરૂષો દ્વારા તથા આપણા અનુભવથી એ સિદ્ધ થઇ ગયું છે કે માનવતા અપનાવી લેવાથીજ આપણે સુંદર બનશું અને આપણી સુંદરતાથીજ સુંદર સમાજનું નિર્માણ થશે; તો એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે કે માનવમાં માનવતા કઈરીતે આવે ? એ સંબંધમાં કહેવું જોઈએ કે આપણાં કર્મ ભાવરહિત હોવાં જોઇએ નહિ, અને ભાવ વિવેકશૂન્ય હોવો જોઇએ નહિ, મતલબ કે આપણી ભાવનાઓ વિવેક બુદ્ધિથી પ્રકાશિત રહેવી જોઈએ. એવો નિયમ છે કે કર્મમાં જે ભાવનાથી પ્રવૃત્તિ થાય છે તે ભાવનામાં, કર્તા કર્મને અંતે વિલીન થઈ જાય છે. અર્થાત્ વિવેક આપણું જીવન બની જાય છે. અને અવિવેક તથા તેના પરિણામે અનેક વિકારો હમેશને માટે



મટી જાય છે. વસ્તુતાએ આજ માનવજીવન છે. કારણ કે નિર્વિકાર જીવન એજ માનવજીવન છે. આ બાબતમાં વિચાર કરીએ તો એક બહુ મહત્વની વાત પ્રતીત થાય છે તે એ કે જ્યારે આપણને આપણા સાથીનું કોઇ કાર્ય એવું લાગે કે આપણી દ્રષ્ટિમાં પ્રતિકૂળ અથવા અનુચિત જણાય તો આપણે એમજ માની લઇને નિર્ણય લેવો જોઇએ નહિ, પરંતુ, આપણે આપણા સાથીને પૂછવું જોઇએ કે ભાઈ, આ વાત જે આપ કહી રહ્યા છો તે કેવા ભાવથી કહો છો અથવા જે ભાવથી આપ કહી રહ્યા છો તેની પાછળ કેવી વિવેકદ્રષ્ટિ રહેલ છે ? એ રીતે પ્રથમ આપણે આપણા સાથી પાસેથી જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ.

જો એ ખરીરીતે આપણો સાથી હશે તો તે આપણને જણાવશે કે આપણી સાથે તેણે જે અણગમતો વ્યવહાર કર્યો તેની પાછળ અમુક ભાવના રહેલ હતી. અને જો એ સાથીએ ખરેખર કોઇ અશુદ્ધ ભાવથી વ્યવહાર કરેલ હશે તો કાંતો તે ચૂપ થઇ જશે અથવા તો પોતાની વાત બદલી નાંખશે. પોતાનું ગેરવર્તન આપણી સમક્ષ પ્રગટ કરવામાં તે શરમાશે અથવા તો અસમર્થ બનશે અને એમનીદ્વારાજ આપણે ખરી વસ્તુસ્થિતિ જાણી શકશું. પરંતુ આપણે આપણા સાથીને એટલો અવસરજ કયાં દઈએ છીએ? ઘણુંખરૂં આપણી એવી ભૂલ થતી રહે છે કે આપણે આપણા ખ્યાલ મુજબના નિર્ણય પરજ બીજાને ખોટા માની લઈને, તેઓની સાથે બગાડવા

માંડીએ છીએ, ક્રોધ કરવા માંડીએ છીએ અને જે કહેવું જોઈએ તે કહેવા માંડીએ છીએ અને જે ન કહેવું જોઇએ તે પણ કહેવા માંડીએ છીએ. એનું પરિણામ એ આવે છે કે જે આપણો સાથી હોય તે આપણા મોહ કે ભયને વશ થઈ, અથવા પોતાની નિર્બળતાના કારણે, થોડો સમય ભલે ચૂપ બની જાય અને આપણને રાજી રાખવાને માટે આપણે ઇચ્છીએ તે પ્રમાણે કહેવા અથવા કરવા લાગે, પરંતુ એના મનની અંદર આપણી સાથે સાચી એકતા રહેતી નથી. એવો નિયમ છે કે જો મનમાં સાચી એકતા ન હોય તો એ એકતા કાળાંતરે મટી જવાની અને આજે આપણે સાથે બેસીને પરસ્પર સત્ય જાણવાનો પ્રયત્ન કરતા હોઇએ તોપણ સંભવછે કે આવતીકાલે પોતપોતાના પક્ષના અભિમાનને વળગીને આપસ આપસમાં સંઘર્ષણ કરવા લાગશું.

ખરી રીતે આપણે નિષ્પક્ષ ભાવથી, ધીરજ પૂર્વક, આપણા સાથીની સમજણનો પત્તો મેળવવો જોઇએ અને એ રીતે વિચારવું જોઇએ કે જે કાંઈ કહ્યું તે એમની વિવેક બુદ્ધિ પ્રમાણે જ કહ્યું કાં ન હોય? જો એમનું વર્તન એમના વિવેકથી વિરૂદ્ધ હોવાનું જણાઈ આવે તે પણ આપણે એમને એ રીતે કહીએ કે ભાઈ, કાંઈ ફીકર નહિ, ભૂલ થઈ જાય છે, પરંતુ આપણે સાથી છીએ. એમ કરવાથી એમને એમના પ્રમાદનું ભાન થઈ જશે અને પ્રમાદને તે તજી દેશે. એવો નિયમ છે કે પ્રમાદ આપણા પોતાના જ્ઞાનથી જ



મટે છે, કોઈ બીજાના જ્ઞાનથી નહિ. આ પ્રમાણે સરળતા થી સંઘર્ષણ મટી જશે અને આપણી અને આપણા સાથીની એકતા સુરક્ષિત બનશે, ભેદની ખાઈ બુરાઈ જશે. જો આ પ્રયોગ ન કરવામાં આવે અને આપણા વિવેકના આધારે જ એમ માની લેવામાં આવે કે એમનો અવશ્ય દોષ છે તો આપણી અને આપણા સાથી વચ્ચે એકતા કદાપિ થશે નહિ. પરસ્પર પ્રેમનો પણ ઉદય થશે નહિ. આપણા અને આપણા સાથીના હૃદયમાં પ્રેમનો ઉદય થાય અને આપણા સાથી નિર્દોષ બને એને માટે અત્યંત જરૂરી બાબત એ છે કે આપણે આપણા સાથીના વિવેકદ્વારા જ એમના પ્રમાદનું એમને ભાન થાય એવો પ્રયત્ન કરવો જોઇએ. આપણા પોતાના વિવેકદ્વારા, આપણા સાથીના પ્રમાદનું એમને ભાન કરાવવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. આપણા વિવેકદ્વારા તો આપણે કેવળ આપણે પોતાનો પ્રમાદ મટાડવાનો પ્રયાસ કરવો જોઇએ. જ્યારે આપણે આપણા વિવેકદ્વારા આપણા પ્રમાદને મટાડશું ત્યારે જ આપણે નિર્દોષ બનશું અને આપણા સાથી પણ આપણને નિર્દોષ માની લેશે. આ એક અતિ મહત્વની બાબત છે.

આજે આપણે બીજાઓનાં સર્ટીફીકેટ ઉપર, અર્થાત્ બીજાઓના આધાર પર આપણું મહત્વ આંકી દઇએ છીએ અને લોકો આપણા વિષે જે કહે છે તેવા આપણે ખરેખર બની ગયા છીએ એમ સમજી લઇએ છીએ. પરંતુ કોઇપણ

સમયે, આપણી આ માન્યતા આપણું નિર્બળતા ભરેલું ચિત્ર સમાજમાં પ્રગટ કરી દેશે. બીજાઓથી અર્પિત થએલ મહત્તાથી આપણે સંતોષ માનવો જોઇએ નહિ. તેને બદલે, આપણી પોતાની દ્રષ્ટિમાં, આપણે નિર્દોષ તથા મહાન બનવાનો અથાગ પ્રયત્ન કરવો જોઈએ. એવો નિયમ છે કે આપણે આપણી દ્રષ્ટિમાં જેવા હોઇએ તેવા જ જગતની અને નિયંતાની દ્રષ્ટિમાં આવી જશું. કારણ કે જે વાત આપણે આપણાથી છુપાવી શકતા નથી, તે બીજાઓથી પણ છુપાવી શકતા નથી. અલબત્ત આપણી અસલી દશા પ્રગટ થવામાં કંઈક વખત લાગવાનું બને છે.

હવે આપ લોક એવો પ્રશ્ન કરી શકો છો કે જો બીજાનો દોષ જોવામાં ન આવે તો, માતા પિતા બાલકોનો, ગુરૂજન શિષ્યોનો, રાષ્ટ્ર પ્રજાનો સુધાર કેમ કરી શકે? કારણ કે બાળકો વગેરેમાં પોતપોતાના દોષ જોવાનું સામર્થ્યજ હોતું નથી આ શંકા નિર્મૂળછે. જેઓ જે અવસ્થામાં હોય તેઓ એ અવસ્થાના દોષ પણ જાણે છે. કારણ કે પ્રાકૃતિક નિયમ અનુસાર મનુષ્ય માત્રને પોતાના દોષ જોવાનો વિવેક સહજ મળેલો હોય છે. બાળક બાળકપણાના દોષ અવશ્ય જોઈ લેશે. યુવક યુવાવસ્થાના દોષ અવશ્ય જોઈ લેશે, વિદ્યાર્થી વિદ્યાર્થી અવસ્થાના દોષ અવશ્ય જોઈ લેશે, વિદ્વાન વિદ્વત્તાનાદોષ અવશ્ય જોઇ લેશે, શેઠ અને મજુર પણ પોત પોતાની અવસ્થાના દોષ અવશ્ય જોઇ લેશે; કહેવાનું તાત્પર્ય એ છે કે



પોતપોતાની પરિસ્થિતિઓમાં, પોતપોતાના દોષનું ભાન સહુ કોઇને સંભવે છે. તેમાં બીજાઓની સહાયતાની આવશ્યક્તા રહેતી નથી. આવશ્ક્તા એ વાતની છે કે આપણા પોતા દ્વારા, આપણા સાથી પરનો કાંઈ દોષયુક્ત વ્યવહાર ન બને. આપણે આપણા વિવેકના આધારે આપણા સાથીના દોષ જોઇએએ વાત જરૂરની નથી. આપ કહેશો કે આ સિદ્ધાંત અનુસાર તો ગુરૂજનો, નેતાઓ અથવા સુધારકોનું કામજ સમાપ્ત કરી દીધું. નેતાનું એ કામ છે કે તે સમાજને દોષ દર્શન કરાવે અને તે છોડાડવા માટે એમને ઉપાય બતાવે. ગુરૂનું પણ એ કામ છે કે તે પોતાના શિષ્યને દોષ દર્શન કરાવે અને તે મટાડવા માટે એમને ઉપાય બતાવે કે જેથી શિષ્ય દોષમુક્ત બને. શાસકપણ એમજ વિચારે છે કે જેઓના ઉપર પોતે શાસન કરે છે તેઓને તેઓનાં દોષ પોતે બતાવે અથવા સત્તાની રૂએ એમને નિર્દોષ બનાવવાનો પ્રયત્ન કરે.

શાસક, નેતા અને ગુરૂ એઓમાં થોડો થોડો ભેદ છે. શાસક સત્તાથી, નેતા વિધાનથી, અને ગુરૂ જ્ઞાન વડે સુધારવાનો પ્રયાસ કરે છે. આ ભેદ હોવા છતાં પણ, ત્રણે સુધારવાનો દાવો કરે છે; પરંતુ, ભાઈ, માનવતા તો એક અનેરી પ્રેરણા આપે છે અને તે એ કે જો આપણે નેતા બનવું હોય તો આપણા પોતાના જ નેતા બનીએ, જો આપણે શાસન કરવું હોય તો આપણે આપણા પોતા ઉપરજ શાસન કરીએ અને જો આપણે ગુરૂ બનવાની ઈચ્છા હોય તો

આપણા પોતાના ગુરૂ બનીએ. જ્યારે આપણે માનવતાના આ દ્રષ્ટિકોણને અપનાવશું ત્યારે આપણે આપણા શિષ્ય અને આપણા જીવનને જ આપણી સમાજ અને આપણા ચારિત્ર્યને જ આપણી પ્રજા બનાવી લેશું. એવો નિયમ છે કે જો કોઈ પોતાનો ગુરૂ બની જાય અથવા જો કોઈ પોતાનો નેતા બની જાય અથવા જો કોઈ પોતાનો શાસક બની જાય તો એ સહુ કોઇનો ગુરૂ, શાસક અથવા નેતા બની જાય છે. એમનું જીવનજ વિધાન બની જાય છે કે જેની સમાજને માંગ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે આપણે આપણા ગુરૂ, નેતા અથવા શાસક શી રીતે બનવું? માનવ માત્રને ભૌતિકવાદની દ્રષ્ટિએ પ્રાકૃતિક નિયમ અનુસાર જે વિવેક મળેલો છે, આસ્તિકવાદની દ્રષ્ટિએ પ્રભુની અહેતુકી કૃપાથી જે વિવેક મળેલો છે, અધ્યાત્મવાદની દ્રષ્ટિએ પોતાની એક વિભૂતિરૂપે જે વિવેક પ્રાપ્ત છે, તે વિવેકજ વસ્તુતાએ, ગુરૂ, નેતા અને શાસક છે અને તે દરેક ભાઇ બ્હેનને સહજ મળેલ છે. પરંતુ ખેદની વાત એ છે કે એ વિવેકનો પ્રયોગ આપણા પોતાના સમગ્ર જીવન પરત્વે નહિ કરતાં, આપણે સમાજ પર કરવાનું વિચારીએ છીએ. સમાજ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પરજ વિશ્વાસ કરે છે, સમાજ જેવું દેખે તેવી બને. જે ચરિત્રને આપણે આપણા જીવનથી ન બતાવીએ, કેવળ ઉપદેશથી સમાજમાં એનો પ્રચાર કરવાનું ઇચ્છીએ, અથવા એમ કહો કે શાસક બનીને સત્તાના ઉપયોગથી સમાજ દ્વારા એનું અનુશીલન ઇચ્છીએ, અથવા ગુરૂ બનીને સમાજના જીવન પર એને લાદી દેવાનું ઇચ્છીએ, એ પ્રમાણે વસ્તુતાએ બનવાનું સંભવિત નથી. માનવને વિવેક મળેલો છે તે પોતે માનવ બનવા માટે. એટલે આપણે આપણા પોતાના વિવેકથી આપણા દોષોને જાણીએ અને તપ તથા પ્રાયશ્ચિત્ત તેમજ પ્રાર્થના આદિ વ્રતો દ્વારા આપણને નિર્દોષ બનાવીએ. એ અનિવાર્ય બાબત છે. પ્રાયશ્ચિત્ત તથા તપદ્વારા આપણા પર શાસન થઈ શકે છે. અને પ્રાર્થનાદ્વારા આપણે આવશ્યક બળ મેળવી શકીએ છીએ, અને શુદ્ધ સંકલ્પોનું વ્રત લઇને આપણે આપણા પર નેતૃત્વ જમાવી શકીએ છીએ. જે જીવનથી બુરા સંકલ્પો મટી જાય, તે જીવનથી સમાજમાં આપોઆપ શુદ્ધ સંકલ્પોનો પ્રચાર થઇ જાય છે. એવો નિયમ છે કે સંકલ્પ બુદ્ધિથી, કર્મશુદ્ધિ સ્વતઃ થઇ જાય છે, શુદ્ધ સંકલ્પોનો પ્રચાર થઈ જાય એ સમાજનું વાસ્તવિક નેતૃત્વ છે. વિવેકનો આદર થવા લાગે એજ વાસ્તવિક ગુરૂત્વ છે. વિવેકી જનોથીજ વિવેકના આદરનો પ્રચાર થાય છે. શુદ્ધ સંકલ્પવાળાં જીવનથીજ શુદ્ધ સંકલ્પનો ફેલાવો થાય છે, અને પ્રાયશ્ચિત્ત અને તપવાળાં જીવનથીજ સમાજના દરેક વર્ગ અથવા વ્યકિતમાં પોતાના ઉપર શાસન કરવાની ભાવના ઉત્પન્ન થઈ જાય છે.

વિવેકયુકત જીવન, જે વસ્તુતાએ માનવતા છે, તેના પર આધાર રાખીને આપણે પોતાને સુંદર બનાવીએ એજ

વાસ્તવિક વ્યક્તિવાદ છે અને આપણા ચરિત્રદ્વારા માનવતાનો પ્રચાર સમાજમાં કરવામાં આવે એજ વાસ્તવિક સમાજવાદ છે. એ માનવતાનેજ વિધાનનું રૂપ આપીને સત્તાના પ્રયોગથી સમાજમાં પ્રસાર કરવાનો પ્રયાસ કરવામાં આવે એજ વસ્તુતાએ રાષ્ટ્રવાદ છે. એટલે નિર્વિવાદ પ્રમાણે એમ સિદ્ધ થઈ જાય છે કે પોતાના વિવેકના પ્રકાશમાં સાધન યુક્ત જીવનથી નિર્દોષતા મેળવવી એ માનવતા છે અને એજ માનવતા, સ્થળભેદ મુજબ, ક્યાંક વ્યક્તિવાદ, ક્યાંક રાષ્ટ્રવાદ, ક્યાંક સમાજવાદ આદિ માન્યતાઓથી ઓળખાય છે અને આદર પામે છે. માનવતા પ્રાપ્ત કરવામાં સહુ કોઇ ભાઇબ્હેન હમેશાં સ્વતંત્ર છે. આપણાથી કોઈ એવું કાર્ય ન બને કે જે આપણે આપણા પોતાના પ્રતિ થવાનું પસંદ કરીએ નહિ, અને જે કામ આપણે આપણાપરત્વે બીજાઓથી થવાનું પસંદ કરીએ તે કાર્ય આપણે પોતે બીજાઓ પરત્વે કરવાને માટે હમેશાં તત્પર રહીએ, ત્યારે આપણે આપણામાં રહેલી માનવતાનો વિકાસ કરી શકીએ. માનવતાનો વિકાસ થયેથી જીવનની બધી સમશ્યાઓનો ઉકેલ થઇ જશે. એટલા માટે મનુષ્યે પોતામાં છુપાયેલ માનવતાનો વિકાસ કરવા માટે હમેશાં અથાગ પ્રયત્ન કરવો જોઇએ. માનવતા આવી ગયેથીજ આપણે સુંદર બનશું, આપણો સમાજ અને આપણું રાષ્ટ્ર સુંદર બનશે. આપણું કલ્યાણ તથા સુંદર સમાજનું નિર્માણ માનવતામાંજ રહેલું છે. ૐ

---



દિનાંક ૧૩ ઓગષ્ટ ૧૯૫૪

## ૩

# આપણું કલ્યાણ મમતા રહિત થવામાં છે.

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

ગઈ કાલે આપની સેવામાં નિવેદન થઈ ગયું છે કે જ્યાં સુધી આપણે આપણી મેળે પોતે નહિ સુધરીએ ત્યાં સુધી, સારો સમાજ બનાવી શકાશે નહિ. આપણે સુંદર બનીએ તેમાંજ સુંદર સમાજનું નિર્માણ રહેલું છે. આપણે રાજ્ય વ્યવસ્થાના, આંતરરાષ્ટ્રીયતાના, સમાજના અથવા વ્યક્તિના જીવનના, એવા ગમે તે વિચાર કરીએ અથવા કોઇપણ દ્રષ્ટિકોણથી વિચાર કરીએ તો આપણે માનવું પડશે કે જ્યાં સુધી આપણે પોતાને સુધારવામાં તત્પર નહિ રહીએ ત્યાં સુધી સુંદર સમાજ બની શકશે નહિ. સુંદર સમાજ બનાવવો અને આપણું કલ્યાણ સાધવું એ બેઉ માનવજીવનનાં લક્ષ્ય છે. પ્રશ્ન થાય છે કે આ લક્ષ્યને પ્હોચવા માટે આપણું પોતાનું કલ્યાણ પહેલું સાધ્ય છે કે સુંદર સમાજનું નિર્માણ? તો આપણને જણાશે કે આ બે ઉદ્દેશ્ય જુદા નથી, એકજ છે. જેમ જેમ સુંદર સમાજનું નિર્માણ થતું જાય, તેમ તેમ આપણું

કલ્યાણ પણ થતું જ જવાનું; અને જેટલું આપણું કલ્યાણ સધાતું જશે, તેટલું સમાજની સુંદરતાનું નિર્માણ પણ થતું જશે. કારણ કે જીવન બે નથી, એક છે; સમાજને સંસાર બે નથી, એકજ છે. જ્યારે જીવન એકજ છે ત્યારે આપણું કલ્યાણ અને સુંદર સમાજની સજાવટ એ એક જ જીવનની બે બાજુ છે. એક બાજુ સુધારો થશે તે સાથે સાથે જ બીજી બાજુનો પણ સુધારો થશે. દાખલા તરીકે, જો કોઈ માણસે, પોતાનાં જીવન કાર્યથી, પારકાના અધિકારની રક્ષા કરી હોય તો પરિણામ એ આવશે કે તે માણસ પોતે પોતાના તે સાથી પ્રત્યેની ફરજથી મુક્ત થયો એવો અનુભવ કરશે. એવો નિયમ છે કે જેની સેવા કરવામાં આવે છે તેનો રાગ આપો આપ મટી જાય છે. તેથી એમ પણ જણાશે કે પારકાંના અધિકારની રક્ષા કરવાથી, આપણામાં જે છુપાએલો રાગ હતો, તેનો પણ નાશ થઈ જાય છે. એ રાગના નાશથી, સ્વાભાવિક રીતેજ યોગ પ્રાપ્ત થાય છે; કારણ કે રાગથીજ ભોગવૃત્તિ ઉદય પામે છે અને રાગરહિત થવાથી યોગ આપ મેળેજ બની જાય છે. આ યોગ એટલે ચિત્તવૃત્તિઓને સઘળી તરફથી ખેંચી લઈ એકજ કાર્યમાં ચોંટાડવી; બીજા શબ્દોમાં કહીએ તો બહારની વસ્તુઓમાંથી પોતાના અંતરમાં સમાઈ જવું; અથવા એમ પણ કહેવાય કે રાગ રહિત થઈને ચિત્તનું વીતરાગપણું થઈ જવું. ચિત્તનું વીતરાગપણું સધાઈ જાય એનું જ નામ યોગ છે. યોગ કલ્પવૃક્ષ સમાન છે;



એટલે કે યોગ પ્રાપ્ત થતાં એવી શક્તિ આપણને આપોઆપ મળી જાય છે કે જેથી લક્ષ્યની પ્રાપ્તિ પણ થઈ જાય છે. જ્યારે ચિત્ત વીતરાગ થાય છે ત્યારે ઇન્દ્રિયો, વિષયોમાંથી હઠી જઈને, મનમાં સમાઈ જાય છે; અને પછી મન બુદ્ધિમાં સમાઈ જાય છે અને બુદ્ધિ સમતાવાળી થઈ જાય છે. બુદ્ધિ સમતાવાળી થતાં જ, દ્રશ્ય જગત જેને આપણે "આ" કહેતા અને દર્શન કે જેના દ્વારા દ્રશ્ય "આ"ની પ્રતીતિ થતી હતી તે દ્રષ્ટા સાથે ;એકમેક થઈ જાય છે, અને દ્રશ્ય, દર્શન, દ્રષ્ટા એ ત્રિપુટીનો અભેદ થઈ જાય છે. ત્રિપુટીનો અભેદ થતાં જ સ્થિર શાંતિ અને અચળ પ્રસન્નતા સ્વતઃ બની રહે છે. એવો નિયમ છે કે જ્યાં શાંતિ તથા પ્રસન્નતા આવી જાય છે ત્યાં વાસનારહિતપણું પણ આવી જાય છે, કારણ કે શાંતિ અને પ્રસન્નતા, ખિન્નતા અને નીરસતાનો નાશ કરે છે. ખિન્નતા અને નીરસતા રહિત જીવન એ વાસના રહિત જીવન બની જાય છે; વળી એવો પણ સર્વનો અનુભવ છે કે વાસનારહિત જીવનમાં, પરાધીનતાનો અંશ પણ રહેતો નથી. મતલબ કે એક એવી અનુપમ સ્વાધીનતા પ્રાપ્ત થઈ જાય છે કે જે મેળવ્યા પછી બીજું કશું મેળવવાનું બાકી રહેતું નથી બસ આજ કલ્યાણનું સ્વરૂપ છે. જ્યાંસુધી આપણે કાંઈ પ્રાપ્ત કરવાનું બાકી હોય છે, જ્યાંસુધી આપણે કોઈપણ જાતના અભાવની વેદના અનુભવીએ છીએ, ત્યાંસુધી આપણે સમજવું પડશે કે આપણું કલ્યાણ થયું નથી; જેમ પેટ ભરીને

ખાવાથી ભૂખની વેદના શાંત થઇ જાય છે અને પછી ભોજનની નથી આવશ્યકતા રહેતી કે નથી તેની લગની રહેતી, તેમ અભાવનો અભાવ થઇ જવાથી જીવનમાં એક એવી અલૌકિકતા આવી જાય છે કે પછી કાંઇ કરવું કે મેળવવું બાકી રહેતું નથી. એવાં જીવનનું નામજ કલ્યાણયુકત જીવન કહેવાય. આપણું કલ્યાણ એટલે શું ? એજ કે આપણને કોઈ પ્રકારના અભાવનો અનુભવ ન થાય. એવું કલ્યાણ પ્રાપ્ત કરવામાં આપણે પરાધીન નથી. કારણ કે જે જે જાતના અભાવ આપણા જીવનમાં જણાય છે તે સર્વનું એકજ:મૂળ-રાગ છે. રાગ રહિત :થઇએ ત્યારે કોઈ પ્રકારનો અભાવ બાકી રહેતો નથી.

રાગ રહિત થવાના બે ઉપાય છે, એક તો એ કે આપણા ઉપર જે બાબતમાં બીજાઓનો અધિકાર છે તે બાબતો અદા કરીને રૂણમુકત થવું અનેબીજો એ કે અવિવેકને કારણે જે અપણો અધિકાર બીજા ઉપર માનીએ છીએ તે અધિકાર લાલસાનો ત્યાગ કરી દેવો. જો આપણે વિચાર કરી જોશું તો આપણને સ્વતઃ અનુભવ થશે કે અધિકાર લાલસા એ પણ આપણા જીવનમાં માનેલા કોઇ અભાવનું ચિન્હ છે, બીજુ કાંઇ નથી. જ્યારે આપણે કોઇના ઉપર આપણો હકક મ.નીએ છીએ ત્યારે જેના ઉપર આપણે અધિકાર માનીએછીએ તેના કરતાં આપણું મૂલ્ય ઓછું થઈ જાય છે. આપણે કહીએ છીએ તો એમ કે અમારો અધિકાર એજ અમારૂં અસ્તિત્વ



છે; પણ ખરો વિચાર કરતાં જણાશે કે, અધિકાર માગવાવાળાનું કોઈ અસ્તિત્વજ હોતું નથી. અસ્તિત્વ તો તેનું ખરૂં ગણાય કે જે કોઈના અધિકારને સંતોષે, કારણકે અધિકાર-લાલસાથીજ આપણે અભાવનાં દુઃખનાં બંધનમાં આવી પડીએ છીએ. અભાવનું અસ્તિત્વ કોઈ વિચારક કબુલ કરશે નહિ. અભાવમાં અસ્તિત્વનો ભાસ થવો એજ અવિચારનું પરિણામ છે. તેથી જ્યારે કોઈ માણસ પારકા ઉપર પોતાનો હક્ક છે એવી માન્યતાથી માગણી કરે છે અને એવો હક્ક ધરાવી તેમના ઉપર સત્તા ચલાવે છે, અને પોતાના મનથી પોતાની મોટાઈ માને છે, ત્યારે આશ્ચર્ય થાય છે કે અધિકાર-લાલસાદ્વારા પોતાનું અસ્તિત્વ ખોનાર વ્યક્તિ પણ, પોતે મોટાઈ માનીને મોટાઈ બતાવે છે. ખરી રીતે, તે સ્થિતિમાં તે વ્યક્તિ અસ્તિત્વ હીન અને પરતંત્ર થઈ જાય છે અને અભાવનાં બંધનમાં પડી જાય છે.

આપણે આપણાં અસ્તિત્વને કેમ જાણી શકીએ અને અભાવની વેદનાથી કેમ મુક્ત થઈ શકીએ એવી લગની લાગે તો તેનું નામ કલ્યાણ લાલસા કહેવાય. આપણું કલ્યાણ, આપણે આપણા સર્વ અધિકારોનો ત્યાગ કરી દઈએ તેમાંજ રહેલું છે. આપ કદાચ એમ કહેશો કે અધિકારોના ત્યાગથી તો અમારૂં જીવનજ ન રહે; તો ભાઈ એમ તો વિચાર કરો કે તમે પારકાનાં કર્તવ્ય ઉપર આધાર રાખનાર રહો, પારકાની ઉદારતા ઉપર જીવો, પારકાની પ્રમાણિકતા ઉપર

અવલંબે છે, તો જેના ઉપર આધાર છે તેનું અસ્તિત્વ સિદ્ધ થયું કે તમારૂં! આપણો અધિકાર સુરક્ષિત હોય ત્યારે આપણું અસ્તિત્વ સાચું ગણાય. પરંતુ આપણો અધિકાર તો પારકાની કર્તવ્યબુદ્ધિ, ઉદારતા અને પ્રમાણિકપણા ઉપર અવલંબે છે. એનો અર્થ તો એ થયો કે આપણે, પારકાની કર્તવ્ય બુદ્ધિ, ઉદારતા અને પ્રમાણિકપણાંને આપણું અસ્તિત્વ સમજીએ છીએ. પરંતુ એ રીતે તો આપણું અસ્તિત્વ સિદ્ધ થતું નથી. આપણું અસ્તિત્વ તો ત્યારેજ સાચું ગણાય કે જ્યારે આપણને આપણા માટે બીજાની ગરજ ન પડે. જેને પોતાને માટે પારકાની ગરજ ન હોય તેનું જ અસ્તિત્વ ખરૂં ગણાય, પણ જેને પોતાને માટે પારકાં ઉપર આધાર રાખવો પડે છે તેનું અસ્તિત્વ સિદ્ધ થયું ન ગણાય. પરંતુ સાધારણ મનુષ્યતો. બીજાનાં કર્તવ્યના આધારે પોતાનું અસ્તિત્વ નિભાવતા જણાય છે.

માનવતા એ એક એવી વિચિત્ર વાત બતાવે છે કે આપણા ઉપર ભલે આખો સંસાર પોતાનું અસ્તિત્વ ચલાવે; પરંતુ આપણને, આપણાં અસ્તિત્વ માટે, સંસારની ગરજ ન રહેવી જોઇએ. આપ કદાચ કહેશો કે સંસાર તો એવડો મોટો છે કે તેની બરોબરીમાં અમે તો તુચ્છ છીએ, છતાં અમારા દ્વારા સંસારનું અસ્તિત્વ સિદ્ધ થાય પણ સંસારની અમારી ગરજ અમારાં અસ્તિત્વ માટે ન રહેવી જોઇએ, તો એ તો ગાંડપણ જેવી વાત કહેવાય. આપની એ વાત ઠીક



તો ત્યાં સુધી ગણાય કે જ્યાં સુધી આપણે રાગના પંજામાં પડ્યાં છીએ. જ્યાં સુધી તમારૂં જીવન રાગની પરવશતાથી પીડિત છે, ત્યાં સુધીજ એ વાત ખરી ગણાય કે સંસારનાં અસ્તિત્વ ઉપરજ તમારૂં જીવન ટકેલું છે. પરંતુ જે સમયે મનમાંથી રાગ નીકળી જાય તેજ ક્ષણે એ આપ મેળેજ જણાશે કે તમારા ઉપર સંસારનો આધાર છે. સંસારમાં મોટામાં મોટી વાસના, તમને જ્યાં સુધી મનમાં કોઈ પ્રકારનો રાગ હશે, ત્યાં સુધીજ આકર્ષણ કરી શકશે. રાગવાળાની દ્રષ્ટિએ, એ વાત સાચી છે કે સંસાર ઉપરજ વ્યક્તિનું અસ્તિત્વ અવલંબે છે. પરંતુ રાગરહિત થાય તેને માટે એ વાત બરાબર નથી; એટલુંજ નહિ પરંતુ આપમેળે આપણને એવો અનુભવ થશે કે સંસારના અસ્તિત્વની સાથે આપણું અસ્તિત્વ સંકળાયેલું નથી. સંસારથી આપણું સ્વતંત્ર અસ્તિત્વ છે. આ સ્વતંત્ર અસ્તિત્વ એ શું છે! એ સાધન તત્ત્વ છે. કોઈ ભાઈ એવા વિચારની ભૂલ ન કરે કે આ સ્થૂલ દેહ તેજ સાધન તત્ત્વ છે. ખરી રીતે સાધન તત્ત્વનું સ્વરૂપ તો જગતના અધિકારોની રક્ષામાં, ભગવત્ વિશ્વાસમાં, ભગવત્ સંબંધમાં, ભગવાનપર પ્રીતિમાં અને તત્ત્વ જિજ્ઞાસામાં સમાયેલ છે.

હવે વિચાર કરો કે માનવતા એ શું વસ્તુ ઠરી! એ ઠરી ભગવાનપર પ્રીતિ, જગતના અધિકારની રક્ષા અને તત્ત્વ સાક્ષાત્કાર. એવી માનવતાને સાધન તત્ત્વ કહેવાય છે. રાગ

રહિત પ્રવૃત્તિને આપ સદાચાર કહો, સંસારનો અધિકાર કહો, ધર્મ કહો કે કર્તવ્ય કહો, ગમે તે નામે ઓળખો; પરંતુ એજ પ્રવૃત્તિ, માન્યતા કે કલ્પનાઓથીજ આપ આપનું અસ્તિત્વ પ્રકાશમાન કરી શકશો.

સંસારને આપણી સાધનાની આવશ્યકતા હમેશાં રહે છે, અને આપણી ભકિત ભગવાનને પણ વહાલી છે. અહીં એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે શું આપણી સાધનામાં એવું મહત્વ છે કે જેની આવશ્યકતા ભગવાન અને સંસાર બન્નેને છે? જવાબ એ છે કે હા. એજ સંશય વિનાનું સત્ય છે. આપ વિચાર કરો કે શું ભગવાને અનેકવાર એમ નથી કહ્યું કે મારા શરણમાં આવો. શરણાગતિ એ સાધના નથી તો બીજું શું છે અને શું સંસાર આપને હાકલ નથી કરતો કે તેના અધિકારની રક્ષા કરો? હવે વિચાર કરો કે સંસારને તેનો અધિકાર ચલાવવાને આપની જરૂર છે અને ભગવાન પણ આપને કહે છે કે મારા શરણમાં આવો. એ વાતનું તાત્પર્ય શું છે? તાત્પર્ય એ છે કે તમારી જરૂર સંસારને પણ છે અને ભગવાનને પણ છે. એ બે વસ્તુમાં ભેદ માત્ર એટલો છે કે સંસારને તમારી જરૂર સંસારની કામના પૂર્તિ માટે છે અને ભગવાનને તમારી જરૂર તમારૂં કલ્યાણ કરવા માટે છે. ભગવાન તો સ્વભાવથીજ પ્રાણીમાત્રના સુહૃદ છે. કોઇ એમ પૂછે કે જે સંસારને અમારી જરૂર છે તે સંસારની શું અમારે પોતાને જરૂર નથી! તેનો જવાબ એ છે કે ના. તમારે



જરૂર નથી, કારણ કે આપણે દેહથી પર એવો અનુભવ કરીએ તો સંસાર પરનો ચાહ રહેતો નથી તેથી સિદ્ધ થાય છે કે આપણને સંસારની મમતા નથી, ન હોવી જોઇએ: પરંતુ આપણે આપણા આત્માની એકતા, અવિવેકથી દેહની સાથે માની લઇએ છીએ, ત્યારે આપણને સંસારની મમતાનો ભાસ થાય છે; એ ખરી મમતા નથી. સંસારની મમતાનો નાશ થાય ત્યારે માત્ર મમતારહિત પ્રીતિ રહે છે. એવી પ્રીતિ પ્રભુને પણ વહાલી છે. એવી પ્રીતિની પ્રભુને આવશ્યકતા છે એમ કહીએ તો તે અતિશયોકિત નથી. પ્રીતિ પ્રભુને અને પ્રભુ પ્રીતિને હમેશાં ચાહે છે. પરંતુ પ્રીતિનું ખરૂં સ્વરૂપ મમતા વગરનું હોય છે કારણ કે પ્રેમમાં મમતા ન હોવી જોઇએ. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ખરીરીતે માનવતાનું લક્ષ્ય મમતારહિત થવું એ છે.

આપ વિચાર કરીને જોશો તો આપને સ્પષ્ટરીતે ખાત્રી થશે કે "આપ" બહુજ સુંદર છો. "આપ"નો અર્થ આપનું શરીર કે અહંભાવ નહિ, પરંતુ આપનામાં જે ઢંકાઇ ગએલી માનવતા છે તે અથવા આપની સાધના. આપની સાધનાનો જે સંગ્રહ છે તેનુંજ નામ માનવતા છે અને તેનું ફળજ કલ્યાણ છે. એ કલ્યાણનો અર્થ શું થયો? જેની પ્રભુને પણ ઇચ્છા થાય છે, જે સંસારને જોઇએ છે, જે એવી પ્યારી વસ્તુ છે કે જેને માટે સંસાર તલસે છે અને જેને અપનાવ્યા સિવાય પ્રભુ પણ રહી શકતા નથી તેજ ખરૂં કલ્યાણ.

ભગવાનના પ્રેમ સિવાય કલ્યાણ થઇ શકતું નથી. આસ્તિક દ્રષ્ટિકોણથી આપ વિચાર કરો તો આપને માનવુંજ પડશે કે ભગવાન આપની ભક્તિના ભૂખ્યા છે. આપની ભક્તિ જેમ ભગવાનને ઇષ્ટ છે તેમ આપના સદાચાર, આપના સંયમ અને આપની સેવાની સંસારને જરૂર છે. આ બંને વિચારો નજરમાં રાખવાથી, આપને લાગશે કે સદાચારયુક્ત જીવનજ સંસારને જોઇએ છે. પરંતુ આથી, આપનાં શરીરની સંસારને જરૂર છે, એમ ન સમજશો.

શરીર હોવાથી આપ આપનું અસ્તિત્વ માનો છો તે તો આપની અને અમારી અવિવેકવાળી દ્રષ્ટિ છે શરીરથી આપણું અસ્તિત્વ નથી. આપણી સાધના, આપણો સદાચાર એ આપણું અસ્તિત્વ છે. શરીર ન હોય તોપણ આપણું આચરણ તથા આપણી સાધના અને વિચારધારા કાયમ રહેવાની, અને સમાજનાં વિધાનમાં ઉપયોગિતા પુરતો આદર પામતી રહેશે. શરીર નહિ રહે, ભવિષ્યમાં બોલનારી વાણી નહિ રહે, પણ બોલેલી વાણીની મધુરતા તથા બોલેલાં સત્યો હંમેશા કાયમ રહેશે. સંકલ્પ કરવાવાળું મન નહિ હોય પણ મનથી કરેલા શુદ્ધ સંકલ્પો હમેશાં રહેશે. વિવેકનો પ્રકાશ પાથરનારી બુદ્ધિ નહિ હોય ત્યારે પણ વિવેક રહેશે. એ દ્રષ્ટિબિંદુથી વિચાર કરીએ તો સાધન તત્ત્વ પણ નિત્ય છે અને સાધ્ય તત્ત્વ પણ નિત્ય છે. પ્રીતિ નિત્ય છે અને પ્રીતમ પણ નિત્ય છે. આથી એમ સિદ્ધ થાય છે કે આપનું અસ્તિત્વ અજર



અમર બની રહેશે; કેમકે તેની જરૂર જગતને છે અને પ્રભુને પણ છે.

ત્યારે આપનાં કલ્યાણનો અર્થ શું થયો! ભગવાનના અધિકારની રક્ષા અને જગતના અધિકારની રક્ષા એ કલ્યાણ, એવો અર્થ થયો. જગતના અધિકારની રક્ષા કરવાથી જગતમાંથી મુક્તિ અને ભગવાનના અધિકારની રક્ષા કરવાથી ભગવત્ પ્રાપ્તિ થાય છે. જો આપ ગંભીરપણે વિચાર કરશો તો વ્યક્તિનું અસ્તિત્વ એટલે શું, એ સ્પષ્ટ જણાઈ આવશે. સમાજના અધિકારોનો સમૂહ એજ વ્યક્તિનું અસ્તિત્વ છે. વ્યક્તિનું જીવન શું છે? જે જીવનથી સર્વના અધિકારો સુરક્ષિત થાય તેવાં જીવનનું જ નામ માનવજીવન છે. માનવતા એટલી મહત્વવાળી વસ્તુ છે કે જેની હમેશાં સર્વને જરૂર જણાય છે.

સાધન યુક્ત જીવન એ જ આપણું અસ્તિત્વ છે. એ અસ્તિત્વને સુરક્ષિત રાખવા માટે આપણે માનવ છીએ એમ માનતાં શીખવું અને આપણી ઢંકાઈ ગએલી માનવતાને વિકસાવી સુંદર બનવું.

સુંદર બનવું એટલે અચાહપદ, મમતા રહિત પદ પ્રાપ્ત કરવું. અચાહપદનો અર્થ એ કે આપણી કોઈ ઈચ્છા ન રહે. જ્યાં આપણી કાંઈ ઈચ્છા ન હોય ત્યાં બંધન રહેતું નથી; ત્યાં પરાધીનતા હોતી નથી; ત્યાં ચિન્મયતા થઈ જાય છે; સ્વતંત્રતા મળી જાય છે અને જીવનમાં એક એવી વિલક્ષણતા

આવી જાય છે કે જેનું વર્ણન કરવાને શબ્દ મળતા નથી; પરંતુ તેનું અસ્તિત્વ હોય છે. એવાં જીવનને આપ ચિન્મય જીવન કહી શકો છો, આધ્યાત્મિક જીવન કહી શકો છો, આસ્તિક જીવન કહી શકો છો યા માનવજીવન કહી શકો છો. માનવજીવન તે કહેવાય છે કે જે જીવનથી કોઇના અધિકારનું અપહરણ થવા ન પામે અને જે જીવનની આવશ્યકતા સર્વને હમેશાં જણાય. એવાં જીવનનું નામ માનવજીવન છે અને એવું જીવન આપ અને અમે પ્રાપ્ત કરી શકીએ તેમ છીએ. તે મેળવવામાં માત્ર જરૂર, પરિસ્થિતિનો સદુપયોગ કરવાનો છે. આ પરિસ્થિતિના સદુપયોગને કોઈ પુરૂષાર્થ નામ આપે છે, કોઈ કર્તવ્ય કહે છે અને વળી કોઈ સાધન કહે છે. આ સઘળાં નામો પરિસ્થિતિના સદુપયોગનાંજ છે. જો આપણને આપણું કલ્યાણ અભીષ્ટ હોય તો "અચાહ" ઈચ્છા રહિત થવું અનિવાર્ય છે.

હવે વિચાર કરવાનો એ રહે છે કે 'ચાહ' ઈચ્છાની ઉત્પતિ કયારે થાય છે અને શા માટે થાય છે. "ચાહ" ઈચ્છાની ઉત્પત્તિ તો ક્યારે થાય છે કે જ્યારે આપણે આપણને માનવ ન માનતાં દેહ માનીએ છીએ. આપ પૂછશો કે માનવ માનવામાં ને દેહ માનવામાં ભેદ શું? ભેદ એ છે કે દેહ માનીને આપણે અધિકારલાલસામાં બંધાઇએ છીએ અને માનવ માનીને આપણે કર્તવ્ય પાલન કરવામાં પ્રવૃત્ત થઇએ છીએ. જે વખતે જીવનમાં અધિકારની



લાલચ દેખાવા માંડે છે તેજ સમયે આપણે વિચાર કરવો જોઇએ કે આપણે દેહ છીએ કે માનવ? જો આપણને સ્મરણ થઈ જાય કે આપણે દેહ નથી, માનવ છીએ, તો આપણને, આપમેળેજ ભાન થશે કે આપણે તો પારકાના અધિકારની રક્ષા કરવાની છે, આપણને કાંઇ અધિકાર લાલસા ન હોવી જોઇએ

આપ વિચાર કરીને જુઓ કે કોઈ રોગી હોય તો તે એમ ચાહશે કે સ્વસ્થ વ્યકિત તેની સેવા કરે. શું એ રોગી બિચારો સુખી હોવા છતાં સેવા કરાવવાની ઇચ્છા રાખે છે! નહિજ. સુખી હોય તે તો સેવા કરે છે. આપે એ કબુલ કરવું પડશે કે સેવા કરવાવાળો તો સુખી હોવો જોઇએ. સેવા કરાવે તે દુઃખી હોવાનું સાબીત થાય છે. ત્યારે અધિકાર માગવાનો અર્થ શું થયો? એજ કે આપણે દુઃખી છીએ એવું સાબીત કરવું. કોઇને અધિકાર આપવાનો અર્થ એ કે અધિકાર આપનાર પોતાને સુખી માને છે. ત્યારે હવે આપ વિચાર કરો કે આપણે આપણને દુઃખી છીએ એમ સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ કે સુખી છીએ એમ સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ. આપ કહેશો કે પોતાને દુઃખી હોવાનો સ્વીકાર કરવાનું કોઇને ગમતું નથી. સૌ પોતાને સુખી ગણાવવાનુંજ ઇચ્છે છે. આ માનવ સ્વભાવ છે. માનવને તો પોતાનું કર્તવ્યજ જોવામાં આવે છે, અધિકાર દેખાતોજ નથી. માનવતા વિકસિત થઈ જાય ત્યારે અધિકારલાલસા રહેતી

નથી; અને જ્યારે અવિવેકને કારણે માનવતાનો નાશ થાય છે અને દેહાભિમાન જાગૃત થાય છે ત્યારે કેવળ અધિકારજ દેખાય છે. આથી સિદ્ધ થાય છે કે આપણામાં જે અધિકારની લાલસા છે, તે આપણે દેહ છીએ એમ માનવાથીજ થાય છે. એ પ્રમાદ છે. ત્યારે શું આપણે દેહભાવમાં બંધાઈ જવાનું પસંદ કરશું? કદાપિ નહિ.

કોઈ કોઈને પૂછે કે તમે લોહી, હાડકાં, માંસ, મજ્જા મૂત્રમાં રહેવાનું પસંદ કરો છો? તો સર્વ વિચારશીલ માનવ એમજ જવાબ આપશે કે ના, કેમકે મલિનતા કોઈને ગમતી નથી. હવે આપણે આપણી મેળે વિચાર કરીએ કે દેહમાં મલિનતા સિવાય બીજું શું છે. તો આપણે માનવું પડશે કે બીજું કશું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણે મલિનતાને અપનાવી અધિકારલાલસામાં બંધાઈએ છીએ; અને જેને નિર્મળતા ગમે છે તેઓ કર્તવ્ય પરાયણ હોય છે. જ્યારે આપણે મળમૂત્રથી દૂર રહીએ ત્યારે કયા આધકારની જરૂર પડે છે? કોઈ ભાઈ બ્હેન બતાવશે કે આપણે દેહભાવથી અલગ થઈ જઈએ તો આપણને કયા અધિકારની ગરજ પડે? માન જોઈતું હોય તો દેહ બનીએ ત્યારે, વસ્તુ જોઈએ તો દેહ બનીએ ત્યારે, ભોગ જોઈએ તો દેહ બનીએ ત્યારે. ગમે તે કોઈ સંજોગો હોય તો તે દેહમાં પોતાપણું માનીએ ત્યારે, અને કોઈ વિશિષ્ટ માણસનું કામ પડે તો પણ દેહભાવ હોય ત્યારેજ. ત્રણે દેહોથી અસંગ



થઈ જઈએ ત્યારે કોઈ વ્યક્તિની આપણને ગરજ રહેતી નથી કે કોઈ સંજોગો કે પરિસ્થિતિની જરૂર રહેતી નથી–તો પછી બાકી શું રહ્યું?

જ્યારે આપણે આપણને દેહથી જુદા માનતા થઈએ છીએ ત્યારે વાસનારહિતપણું થઈ જાય છે અને જીવન પ્રેમથી ભરપુર થઈ જાય છે. દેહથી અતિરિક્ત થવાથીજ નિર્વાસનાપદ પ્રાપ્ત થઈ જાય છે અને પ્રેમનો ઉદય થાય છે. કારણકે ચાહરહિત–વાસનારહિત પ્રાણીજ શુદ્ધ પ્રેમ કરી શકે છે. જેને કાંઈ ઈચ્છા નથી તેજ પ્રેમ કરી શકે છે અને જેને કાંઈ જોઈતું નથી તેજ મુક્ત પણ થઈ શકે છે. સ્વાધીનતા યુક્ત તથા પ્રેમપૂર્ણ જીવનજ કલ્યાણયુક્ત જીવન છે. કલ્યાણ તે કહેવાય કે જે સ્થિતિમાં અગાધ અનંત નિત્ય નવ રસ હોય. એજ અમર જીવન છે. જ્યાં દેહ છે ત્યાંજ મૃત્યુ છે. દેહભાવથી સ્વતંત્ર જીવન તો ચિન્મય છે; તેજ અમરત્વ છે. દેહથી સ્વતંત્ર થતાં, કોઈ વાસના ઉઠતી નથી. જ્યાં વાસના ઉઠતી નથી ત્યાં સ્વાધીનતા અને મુક્તિ હોય છે અને જ્યાં સ્વાધીનતા હોય ત્યાં પ્રેમ અવશ્ય હોયજ. ત્યારે ભાઈ, પ્રેમ હોય, જીવન હોય, સ્વાધીનતા હોય તેનું નામ કલ્યાણ. જ્યાં મૃત્યુ પ્રવેશ કરે, જ્યાં પરાધીનતા આવે, જ્યાં બંધન હોય તેનુંજ નામ અકલ્યાણ છે. હવે આપણું કલ્યાણ કોના ઉપર આધાર રાખે છે? આપણાંજ કર્તવ્ય અને આપણી જ સાધના ઉપર; કોઈ બીજાનાં કર્તવ્યપર નહિ. જો

કોઈ ભાઈ બ્હેન કલ્યાણ ચાહનારાં હોય પણ એમ માનતાં હોય કે પોતાનું કલ્યાણ બીજાના ઉપર અવલંબે છે, તો આપણે એમ માનવું પડશે કે તેઓ પોતાનું કલ્યાણ ચાહતાં નથી. આપણું કલ્યાણ તો આપણા પોતાના ઉપરજ છે. મતલબ કે આપણે કરેલાં યા કરવાનાં સાધન ઉપરજ તેનો આધાર છે. સાધનના બે ભાગ છે. એકતો 'અચાહ,' ઈચ્છા કે વાસના રહિત થવું અને બીજું પારકાની હિતકારી ઈચ્છાઓ તૃપ્ત કરવી. કોઈ પૂછે કે જો અમારે વાસનારહિત થવું હોય તો બીજાની ઈચ્છાઓ શા માટે તૃપ્ત કરવી તો તેનો જવાબ એ છે કે તમારે બીજાની ઈચ્છાઓ એટલા માટે પૂરવી કે તેમ કરવાથી તમારામાં વાસનારહિત 'અચાહ' થવાનું બળ પેદા થાય જે બીજાની ઈચ્છાઓની તૃપ્તિ નથી કરતા, તે અચાહ નથી રહી શકતા. જ્યારે પારકાંની જરૂરીયત આપણું જીવન બની જાય ત્યારેજ આપણે અચાહ.—વાસના રહિત, મમતારહિન બની શકીએ. સમાજના અધિકારોના સમૂહની સેવા એજ વ્યક્તિનું જીવન છે. એ અધિકારોની રક્ષા કરી દેવી એજ "અચાહ" બનવાનું સુગમ સાધન છે. આથી એમ સિદ્ધ થયું કે સુંદર સમાજનાં નિર્માણમાં સાથ આપવાથીજ, આપણે 'અચાહ' બનવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકીએ છીએ. સુંદર સમાજનું નિર્માણ તો આપણી એવી સાધના છે કે જે આપણને 'અચાહ,' વાસના કે મમતા રહિત, બનાવી દેશે અને અચાહ બનવું એ એવી સાધના છે



કે જે સુંદર સમાજની રચના કરવાની યોગ્યતાનો વિકાસ કરી દે છે. આથી એમ સાબીત થાય છે કે સાધનાના બેઉ ભાગ, ખરી રીતે તો, એકજ છે. તેના ભાગ પડી શક્તા નથી. આ દ્રષ્ટિબિંદુથી આપણે આપણી વસ્તુસ્થિતિ એટલે કે આપણી વર્તમાન દશાનો વિચાર કરવો જોઇએ. પ્રાતઃકાલથી શરૂ કરીને સાયંકાલ સુધી જે પ્રવૃત્તિ આપણે કરીએ છીએ તેથી પારકાંના સંકલ્પોની પૂર્તિ થાય છે કે નહિ તે જોવું જોઇએ. જો આપણી પ્રવૃત્તિ બીજાઓના શુદ્ધ સંકલ્પ સિદ્ધ કરવામાં સહાયરૂપ હોય તો આપણે અવશ્ય અચાહપદ પ્રાપ્ત કરી લેશું. જો આપણી પ્રવૃત્તિ, બીજાઓની સહાયથી આપણા પોતાના સંકલ્પો પૂરા કરાવવા માટે થતી હશે તો આપણે 'અચાહ' થઈશું નહિ. એ પ્રકારે આપણાં કલ્યાણનું સાધન એ છે કે આપણી દરેક પ્રવૃત્તિમાં બીજાઓનું હિત સમાયેલું હોવું જોઇએ અને જો કોઈનું હિત ન કરી શકતા હોઇએ, તો નિવૃત્તિ સ્વીકારી લઈ 'ચાહ'—વાસનાથી મુક્ત બનવું. 'અચાહપદ' નો અર્થ સહજ નિવૃત્તિ છે. સહજ નિવૃત્તિનો અર્થ એ છે કે વૃત્તિની ચંચળતા ન હોવી; અને વૃત્તિની ચંચળતા ન હોવાનું ફળ આત્મપ્રેમ છે; વૃત્તિઓની ચંચળતા એટલે કે આત્મામાંથી અનાત્મ તરફ વૃત્તિની ગતિ થવી. તેમ થવાથીજ અપણે આપણા પ્રેમપાત્રથી વિમુખ થઇને સંસાર તરફ વળીએ છીએ; અને પછી સંસારમાં આસકત થઈ જઈ રાગી બની જઇએ છીએ; રાગી બનીને ભોગી બની

જઇએ છીએ; ભોગી બનીને રોગી બની જઇએ છીએ; રોગી બનીને વ્યથા ભોગવતા બની જઇએ છીએ, આનુંજ નામ અકલ્યાણ, અમાનવતા તથા પશુતા છે.

હવે પ્રશ્ન એ થાય છે કે જો કોઈ પોતાને બીજાનું ઇચ્છિત પૂરૂં કરવામાં નિર્બળ માને છે તો તેવી સ્થિતિમાં પોતાનું કલ્યાણ કેમ કરી શકે? તેનો જવાબ એ છે કે જો કોઈ, ખરેખર, બીજાની ઇચ્છા પૂરી કરવાને અસમર્થ હોય તો તેણે પોતે પણ કોઈ ઇચ્છા રાખવી ન જોઇએ. એમ થશે તો પણ સાધન નિર્માણ થઈ જશે; કેમકે ચાહ-ઇચ્છારહિત થવાથી કર્તવ્યપરાયણતાની શક્તિ આપમેળેજ આવી જાય છે. પરંતુ, જો કોઈ પોતાની ઇચ્છા સફળ થવાની આશા તો કરે છે પણ પારકાંની ઇચ્છા સફળ કરવામાં નિરૂત્સાહ બતાવે છે તો તે તેના પ્રમાદ યા ક્રોધ કે દ્વેષનું પરિણામ છે. તેથી તે કર્તવ્યનિષ્ઠ બની શકતો નથી અને પોતાનાં અકલ્યાણનો હેતુ બને છે. જેટલે અંશે આપણાં કર્તવ્યથી બીજાની ઇચ્છાઓ સંતુષ્ટ થાય છે, તટલેજ અંશે આપણું જીવન ઉદારતા તથા પ્રેમથી ભરપૂર બને છે. અને તે કલ્યાણનું સાધન બને છે. વળી જેટલે અંશે આપણે આપણી ઇચ્છા સંતુષ્ટ કરવાનો વિચાર કરીએ છીએ, તેટલે અંશે આપણે પરતંત્ર તથા ભોગી બની જઇએ છીએ અને આપણાં અકલ્યાણના હેતુ બનીએ છીએ. આથી એમ સિદ્ધ થયું કે



જેને અચાહપદ જોઇએ છીએ તેને માટે પારકાની ઇચ્છા સંતોષવામાં અને પોતાની ઇચ્છાઓને અપૂર્ત રહેવા દેવામાં કાંઈ ભેદ નથી, કેમકે અચાહમાં જે રસ છે તે ચાહપૂર્તિમાંનથી. ચાહપૂર્તિનો રસ તો ફરીને ચાહને ઉત્પન્ન કરનાર છે. પણ અચાહ થઈ જવાથી ફરીને ચાહ ઉત્પન્ન થતો નથી. અચાહ થવાથી કાંઈ ખોટ પડતી નથી. કેમકે ચાહપૂર્તિ બાદ પણ પ્રાણી એજ દશામાં આવી જાય છે કે જે દશા ચાહની ઉત્પત્તિથી થઈ હોય છે. એમ થવાથી ચાહનીપૂર્તિ કરવાનો પ્રયત્નજ નિરર્થક થઈ જાય છે. એજ રહસ્યને સમજીને વિચારશીલ માણસ બીજાઓની ઇચ્છાઓ સંતુષ્ટ કરતો હોવા છતાં પણ પોતે ઇચ્છારહિત-અચાહ રહેવાનું પસંદ કરે છે.

ઇચ્છાનો-'ચાહ'નો જન્મ અવિવેકથી છે. એનું જ નામ અમાનવતા છે. તેથી અવિવેક કે અમાનવતા એકજ વસ્તુ છે. વળી ચાહ-ઇચ્છા-વાસનાની નિવૃત્તિ વિવેકથી થાય છે. અને તેનુંજ નામ માનવતા છે.

જ્યારે આપણે 'અહમ્'થી રહિત થઈ જશું ત્યારે રાગ રહેશે નહિ. રાગ મટી જવાથી ભોગ વાસનાઓનો નાશ થશે. ભોગનો પલટો થઇ યોગ થઈ જશે. પછી અધ્યાત્મજ્ઞાનનો જન્મ થશે, જે અમરજીવન પ્રાપ્ત કરાવવામાં સમર્થ છે. માનવતા પ્રાપ્ત થવાથીજ સુંદર સમાજનું નિર્માણ થશે. ભૌતિકવાદની એ અંતિમ કડી છે. માનવતા આવી જવાથીજ

પરમ પ્રેમ પેદા થશે. એ આસ્તિક જીવન છે અને પ્રભુ પ્રાપ્તિનું સાધન છે. એટલાજ માટે અમર જીવન, સુંદર સમાજની રચના અને અગાધ અનંત નિત્ય નવો રસ, માનવતા વિકસિત થવાથી મનુષ્ય સિદ્ધ કરી શકે છે. એ દ્રષ્ટિથી હરેક ભાઈ બ્હેને માનવ બનવા માટે, અથાક પ્રયત્નશીલ બનવું જોઈએ. ૐ



દિનાંક ૧૪ ઓગષ્ટ ૧૯૫૪

૪

# અચાહપદ પ્રાપ્ત કરવા માટેનાં સાધન

## સર્વ હિતકારી પ્રવૃત્તિ તથા વાસનારહિત નિવૃત્તિ.

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

ગઈ કાલે આપની સેવામાં નિવેદન કર્યું હતું કે ચાહ રહિત થવું અથવાતો સમાજની ચાહની પૂર્તી કરવી એ સાધનાનો સાર છે. અચાહ થવાને માટે સહુથી પ્રથમ આવશ્યકતા એ વાતની છે કે ચાહની ઉત્પત્તિનું કારણ શું છે તે આપણે જાણી લેવું જોઈએ! ચાહની ઉત્પત્તિનું કારણ વિવેકદ્રષ્ટિથી જોવામાં આવે તો તે કેવળ એક અવિવેક છે. અને અવિવેક એટલે શું? અવિવેક કહે છે વિવેકના અનાદરને. અવિવેકને કોઇ સ્વતંત્ર હસ્તિ નથી. જે વિવેક છે તે વિવેકનો આપણે અનાદર કરીએ, અર્થાત્ જાણતાં છતાં પણ અવગણના કરીએ એનું નામ અવિવેક. કોઇ ભાઈને એમ પૂછવામાં આવે કે થોડા સમય પહેલાં કોઈ એક સ્કૂલમાં સાથે ભણતા હતા એજ એ છે? તો એ કહેશે કે હા, હું

એજ. પરંતુ આજે અમુક હોદ્દા પર નિયુકત થયેલો છું અને પૂછનાર પણ એમ કહેશે કે ભાઈ, હું પણ એજ અને આજે ભિખારી બની ગયો છું. બેઉની અવસ્થામાં મોટો ભેદ છે. પરંતુ એજ હું એ પ્રતીતિમાં બેઉ વચ્ચે કશો ભેદ હોતો નથી. એક જે આજે હોદ્દા પર આવેલ છે અને એક જે ભિખારી અવસ્થામાં છે. બેઉ એ વાત જાણે છે કે પહેલાં જેઓ હતા એજ તેઓ છે. પરિસ્થિતિનો ભેદ હોવા છતાં પોતાપણામાં ભેદ માનતા નથી. આથી કરીને એમ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે ભિન્નતા પરિસ્થિતિમાં છે, પોતાપણામાં નહિ. પરિસ્થિતિ અને આપણી પોતાની વચ્ચે ભિન્નતા છે. આમ જાણવા છતાં પણ પરિસ્થિતિથી અભિન્ન રહેવું એ અવિવેક છે. આપણે જાણીએ છીએ કે આપણે અને આપણી અવસ્થા, આપણે અને આપણી પરિસ્થિતિ, આપણે અને આપણી વસ્તુઓ આપણાથી ભિન્ન છે. પરંતુ એ જાણતાં છતાં પણ પરિસ્થિતિની સાથે આપણે આપણને ભેળવી દઇએ છીએ. જ્યાં આપણે આપણને કોઈ પરિસ્થિતિની સાથે ભેળવી દઇએ, ત્યાં કોઇને કોઈ પ્રકારની ચાહ ઉત્પન્ન થઈ. આ પ્રમાણે ચાહની ઉત્પત્તિનું મૂળ કારણ આત્મવિવેકનો અનાદરજ થયું.

હવે સૌથી મોટો પ્રશ્ન એ થાય છે કે આપણે જાણતાં છતાં વિવેકનો અનાદર કેમ કરીએ છીએ? એનું કારણ શું છે? આ બાબત પર આપ વિચાર કરો તો એમ જણાશે કે જાણતાં છતાં તેનો અનાદર કરવામાં કોઈ બાહ્ય હેતુ હોતો



નથી. એવી કોઈ વાત નથી કે કોઈ પરિસ્થિતિએ આપણને એવા બનાવી દીધા કે આપણે આપણી જાણકારીનો અનાદર કરીએ. જાણકારીના અનાદરનું એક માત્ર કારણ પરિસ્થિતિદ્વારા સુખ મેળવવા માટેની આસક્તિ હોય છે, બીજું કશું નહિ.

પરિસ્થિતિદ્વારા સુખ મેળવાની આસક્તિ તે શું? એમ માનવું જોઇએ કે પરિસ્થિતિ અને આપણામાં આપણે જે એકતા માની લીધી છે એ એકતા એટલી દ્રઢ બની ગઈ કે આપણી સત્તામાંથી સત્તા પ્રાપ્ત કરી પરિસ્થિતિ આપણા પર શાસન કરવા લાગી છે. પરિસ્થિતિ પોતાની સત્તાથી આપણા ઉપર શાસન કરતી નથી. પરંતુ સત્તા આપણી પાસેથી લે છે, ચેતના આપણી પાસેથી લે છે અને આપણા પર શાસન કરે છે. પરિસ્થિતિઓમાં સુખની આસક્તિ થવાનું આ કારણ છે. જો આપણે આપણી સત્તા પરિસ્થિતિઓથી અલગ કરી દઇએ તો બિચારી પરિસ્થિતિ કદી મો દેખાડે નહિ, અને આપણા પર શાસન કરે નહિ, અને આપણામાં ચાહ ઉત્પન્ન કરે નહિ. આપણે આપણી સત્તા પરિસ્થિતિને દઈને આપણે આપણને પરિસ્થિતિના દાસ બનાવીએ એ આપણા પ્રમાદથી બધા વિકારો ઉત્પન્ન થાય છે. જો વિવેકીસાધક પરિસ્થિતિ પાસેથી પોતાની સત્તા પાછી મેળવી લે, અસંગ બની જાય, વિમુખ બની જાય, તો ઘણી સુગમતાથી અચાહ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. અચાહ બનવાથી પ્રતિકૂળ સ્થિતિ પણ અનુકૂળતામાં ફેરવાઈ જાય છે અને અનુકૂળ સ્થિતિથી અસંગપણું

આવી જાય છે– આ અચાહનો મહિમા છે. આ મહિમા પર જેનો વિશ્વાસ બેસી જાય છે, અથવા આ મહિમાનો જે અનુભવ કરી લે છે તે પ્રતિકૂળ તેમજ અનુકૂળ પરિસ્થિતિઓનો ઉપયોગ કરીને ઘણી સુગમતાથી પોતાને પરિસ્થિતિથી અસંગ કરી લે છે. પરિસ્થિતિઓના સદુપયોગનું નામજ વસ્તુતાએ કર્તવ્યપરાયણતા, કારણ કે એવું કોઈ કર્તવ્ય હોતું નથી કે જેને પરિસ્થિતિ સાથે સંબંધ ન હોય. એટલા માટે આપણે આપણી પરિસ્થિતિથી ભયભીત થવું જોઇએ નહિ અને પરિસ્થિતિની ગુલામીમાં ફસાવું જોઇએ નહિ. અપ્રાપ્ત પરિસ્થિતિઓનું નિમંત્રણ કરવું જોઇએ. નહિ. ભલે જોવામાં કેટલી બધી પ્રતિકૂળ હોય છતાં પ્રાપ્ત પરિસ્થિતિનો આદરપૂર્વક સ્વીકાર કરતાં,તેનો સદુપયોગ કરવામાં આપણે પ્રયત્નશીલ રહેવું જોઇએ. એથી કરીને આપણે પરિસ્થિતિની ગુલામીમાંથી ઘણી સુગમતાથી મુક્ત થઈ શકશું. પરિસ્થિતિઓની ગુલામીમાંથી મુક્ત થવું એજ મુક્તિ છે.

એક વાત બહુ ગંભીરતાપૂર્વક વિચાર કરવાની છે તે એ કે મુકત થવું એ પણ સાધના છે, સાધ્ય નહ. અહિં જીજ્ઞાસુભાઇ વિચાર કરવા લાગશે કે ભાઇ, મુક્તિ પછી તો કંઈ મેળવવાપણું બાકી રહેતું નથી તોપછી એમ કેમ કહેવાય કે મુક્તિ પણ સાધનજ છે. આપ વિચાર કરો કે કોઇ ભૂખથી પીડાએલ પ્રાણીને આપણે પૂછીયે કે ભોજન કરવું અથવા ભૂખનું દૂર થવું એ બે બાબત છે કે એક? જો એ એમ કહેશે કે 'જેટલે જેટલે અંશે આપણે ભોજન



કરીયે, તેટલે તેટલે અંશે ભૂખ દૂર થતી જાય છે.' ભોજનની તૃપ્તિ અને ભૂખથી મુક્તિ એકજ બાબત થઇ. જ્યારે એમને એમ પૂછવામાં આવે કે ભાઇ, ભૂખથી જે મુક્તિ મળી તે શાને લઇને? તો એ કહેશે કે તૃપ્તિને લઇને. તો શું મુક્તિથી તૃપ્તિ કાંઇ અલગ ચીજ છે? તો કહેશે કે મુક્તિ અને તૃપ્તિમાં કેટલો ભેદ છે તે તો કહી શકાતું નથી, પરંતુ એટલું અવશ્ય કહી શકાય છે કે મુક્તિ પછીથીજ તૃપ્તિ થઇ જાય છે. એવો નિયમ છે કે જે જેની પછી આવે તે તેનું સાધ્ય અને જે જેની દ્વારા આવે એ સાધન હોય છે. આ દૃષ્ટથી પરિસ્થિતિથી મુક્ત થવાનું પણ એક સાધનજ સિદ્ધ થયું. પરંતુ જે લોકો એટલાથી સંતુષ્ટ થઇ જાય છે તેઓ અમુક સમય પર્યંત તેને સાધ્ય માની શકે છે. જેમકે સહુ કોઇને ઇચ્છિત વસ્તુ મળી ગયેથી અમુક સમય પર્યંત તૃપ્તિનો અનુભવ થાય છે, પરંતુ સમય જતાં, વળી એક નવી ઇચ્છા ઉદય પામે છે– આ પ્રમાણે મુક્તિ મળી ગયેથી એક એવા અનુપમ જીવનનો ઉદય થાય છે કે જે જીવનની અંદર કોઈ પ્રકારનો અભાવ હોતો નથી, તેમ ચાહની ઉત્પત્તિ હોતી નથી. આ પ્રમાણે અચાહ-પદ એ નિત્ય તૃપ્તિનું સાધન છે.

હવે એ વિચાર કરવાનો છે કે અચાહ સાધન કયારે હોય? વાસનાઓની નિવૃત્તિમાં. અચાહ સાધ્ય કયારે હોય? લક્ષ્યની પૂર્તિમાં. કારણ કે ચાહની પૂર્તિમાં પણ એક અચાહ

છે, તેમજ ચાહની નિવૃત્તિમાં પણ એક અચાહ છે; તો ચાહની નિવૃત્તિ અને પ્રવૃત્તિમાં શું અંતર છે? ચાહની નિવૃત્તિની વાત એને કહેવાય છે કે જ્યાં પરિસ્થિતિ સાથે સંબંધ રાખવાવાળી ચાહનો ઉદય થયો હોય અને ચાહની પૂર્તિની વાત એને કહેવામાં આવે છે, કે જ્યાં પરિસ્થિતિઓની પેલીપાર ચિન્મય જીવન હોય. ચિન્મય જીવનની પ્રાપ્તિને ચાહની પૂર્તિ અને વાસનાઓની નિવૃત્તિને ચાહની નિવૃતિ કહેશું. ચાહની નિવૃત્તિ અને ચાહની પૂર્તિ એ બેઉ એક માલુમ પડતાં છતાં, એક ખરેખર ભારે વિચિત્ર ભેદ રહેલો છે. ચાહની નિવૃત્તિમાં દુઃખની નિવૃત્તિ સમાએલી છે અને ચાહની પૂર્તિમાં આનંદની પ્રાપ્તિ સમાએલ છે. દુઃખની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ એ બન્નેને જેઓ માને છે તે ચાહની નિવૃત્તિની સાથે સાથે ચાહની પૂર્તિની પણ ચર્ચા કરે છે. અને જેઓ દુઃખની નિવૃત્તિનેજ સાધ્ય માને છે તેઓ અચાહ-પદ મેળવીને મૌન બની જાય છે. આની મતલબ એ નથી કે ચાહની નિવૃત્તિ પછી ચાહની પૂર્તિ ન થઇ–મળે છે શું? એ મળે છે કે જે સત્ય છે. સત્ય એને ન કહેવાય કે જે કોઇએ ન માનવાથી અથવા કોઇએ વર્ણન ન કરવાથી ન રહે. સત્ય તો એને કહેવાય કે આપ જાણો તો સત્ય, ન જાણો તોય સત્ય, માનો તો સત્ય ન માનો તોય સત્ય અને મૌન રહો તોય સત્ય. એટલે દુઃખની નિવૃત્તિ પછી જે મળે છે તેનું નામ સત્ય. તો અંતર



કેવળ એ રહ્યો કે જેઓ વર્તમાનપરજ વિચાર કરે અને ભવિષ્ય પરત્વે મૌન બની જાય, એઓ તો એમજ કહેશે કે ચાહની નિવૃત્તિજ જીવન છે. અને જેઓ વર્તમાનના પરિણામ પર પણ વિચાર કરે તેઓ કહેશે કે ચાહની પૂર્તિ પણ જીવન છે. અર્થાત્ દુઃખની નિવૃત્તિ પણ જીવન છે. આનંદની પ્રાપ્તિ પણ જીવન છે. એક વખત હું મારા સાથી સાથે ચર્ચા કરી રહ્યો હતો–દરમ્યાન, બીજા એક ભાઇને પૂછયું કે આપના અને આ ભાઈના વિચારોમાં ભેદ શું છે? એમણે ઘણા સુંદર શબ્દોમાં કહ્યું છે કે હું તો એમ કહું છું કે, ગરમી મટી જશે, અને સ્વામીજી એમ કહે છે કે શીતળ બગીચો પણ મળી જશે – બીજો કોઈ ભેદ નથી.

તો, મારો એ આગ્રહ નથી કે દરેક જણ ચાહની નિવૃત્તિ અને ચાહની પૂર્તિ બન્નેને અપનાવે, પરંતુ નિવેદન એ છે કે ચાહની નિવૃત્તિ માટે આપના પુરૂષાર્થની અપેક્ષા રહે છે અને ચાહની નિવૃત્તિ પછીથી જે જીવનથી અભિન્નતા થાય છે તેમાં કોઈ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી; કારણ કે હું-પણામાં ચાહનો સમૂહ સંકુચિત હતો, એ ચાહની નિવૃત્તિથી મટી જાય છે. પ્રયત્નનો જન્મ જે હું પણામાંથી થાય છે, તે હુંપણું રહેતું નથી.

જે અપ્રયત્ન જીવન છે એની ચર્ચા કરીએ તો કોઈ વિશેષતા આવતીજ નથી ને ન કરીએ તો કાંઈ ક્ષતિ થતી નથી. એટલા માટે અચાહ સુધી તો સહુ કોઈ વિચારકો એક મત

છે અને તે પછીનું જે અપ્રયત્ન જીવન છે તેમાં પોતપોતાના દ્રષ્ટિકોણ હોય છે. કોઈ મુક્તિ પછી ભક્તિ માને છે અને કોઈ મુકિત પછી મૌન બની જાય છે. પરંતુ મુકિત સુધી તો સહુ એકમત હોય છે.

હવે એ પ્રશ્ન થાય છે કે જો અચાહ-પદજ મુકિતપ્રદ છે, તો અચાહ-પદની પ્રાપ્તિ આપણને કેવી રીતે થાય! એને માટે હમણાંજ નિવેદન કર્યું કે આપને જે સમજાયું તે જ્ઞાનનો આપથી અનાદર ન થાય; અને આપને એ સમજાયું કે સઘળી પરિસ્થિતિમાં આપ એક છો. સઘળી પરિસ્થિતિઓમાં આપ અપરિવર્તનશીલ છો, તો અપરિવર્તનશીલ જીવનને આ પરિવર્તનશીલ જીવન સાથે ભેળવી ન દેતાં, અલગ પાડીને અનુભવ કરો. અને એનો અનુભવ આવતીકાલ પર ન રાખો, ભવિષ્ય પર ન રાખો, વર્તમાનમાં કરો. વર્તમાન એને કહેવામાં આવે છે કે જેને માટે લેશમાત્ર ભવિષ્યની અપેક્ષા હોતી નથી.

એક બીજી ગંભીર બાબત એ છે કે વર્તમાનમાં જેનો અનુભવ થાય તે માટે કોઈ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી. આ એક ભારે રહસ્યભરી બાબત છે, અને એમાં ઘણાય લોકો ગોથું ખાઇ જાય છે કે પ્રયત્નતો હુંપણાના ભાવમાંથી ઉત્પન્ન થાય છે અને અનુભવ થાય છે હુંપણું મટવાથી. બોધ એ તત્વ છે, અને હુંપણું એ કૃતિ છે. જ્ઞાન કૃતિરહિત છે. જે કૃતિરહિત છે, તે કૃતિથી પ્રાપ્ત થઈ શકતું નથી. કહેવાનું



તાત્પર્ય એ છે કે વર્તમાનમાં અનુભવ કરો, પરંતુ અહિં 'કરો' નો અર્થ પ્રયત્ન સૂચક નથી. અનુભવને માટે અપ્રયત્નજ પ્રયત્ન છે. એ પ્રયત્ન થવાથીજ હુંપણું મટવા માંડે છે. ગુણોનો આશ્રય છુટવા માંડે છે. આવી દશામાં કોઈ કોઈ સાધક ગભરાઈ જઈને ફરીથી હુંપણાંથી પ્રયત્ન કરીને પોતાનો પરિસ્થિતિથી ઉત્પન્ન થએલ મોહ સુરક્ષિત રાખવા મંડી જાય છે, જે વસ્તુતાએ પ્રમાદ છે. એટલા માટે સાધકે ખૂબ સાવધાનીથી, પોતાનું જીવન જેની અંદર પરિવર્તન પામ્યું ન હોય અને પામશે નહિ તેનો અનુભવ કોઈ કૃતિદ્વારા કરવો નહિ, પ્રયત્નદ્વારા કરવો નહિ, પરંતુ અપ્રયત્ન બનીનેજ કરવો.

જો કોઈ એમ કહે કે અનુભવ કરવો અને અપ્રયત્ન રહેવું એ બે વિરોધી બાબત છે, તો અપ્રયત્ન રહેવું અને અનુભવ કરવો એમાં કાંઈ વિરોધ નથી. અનુભવ કરવો એ લક્ષ્ય છે, અપ્રયત્ન સાધન છે. એવો નિયમ છે કે સાધનપૂર્ણ થવાથી સાધ્યથી અભિન્ન બની જવાય છે. એટલે અપ્રયત્ન થવાથી આપોઆપ લક્ષ્યથી અભિન્નતા થઈ જાય છે.

અપ્રયત્ન થવાને માટે અંદરનું તેમજ બહારનું મૌન હોવું અનિવાર્ય છે. અથવા એમ કહો કે અંતર બાહ્ય મૌન એજ અપ્રયત્ન છે. એટલે બાહ્ય મૌન એક એવું સુગમ, સ્વાભાવિક અને સમર્થ સાધન છે કે જે સિદ્ધ થવાથી સબળમાં સબળ અને નિર્બળમાં નિર્બળ સહુ સાધક

સમાન બની જાય છે. બોલવામાં ભેદ છે. પરંતુ ન બોલવામાં કાંઈ ભેદ નથી, જોવામાં ભેદ, ન જોવામાં કાંઈ ભેદ નથી: સાંભળવામાં ભેદ, ન સાંભળવામાં કાંઈ ભેદ નથી; ગતિમાં ભેદ, ગતિરહિત હોવામાં કાંઈ ભેદ નથી; વિચાર કરવામાં, સમજવામાં, ચિંતન કરવામાં ભેદ છે, પરંતુ એ ન હોવામાં કાંઈ ભેદ નથી. જે સાધનમાં તમામ સાધન વિલીન થઈ જાય એને અંતિમ સાધન માનવું જોઈએ. એ અંતિમ સાધનમાં સઘળા સાધક એક છે, પરંતુ એ સાધન કઈ રીતે થઈ શકે ? ન જોવાને માટે આપણે વાસ્તવિક જોવું જોઈશે, ન બોલવાને માટે આપણે વાસ્તવિક બોલવું જોઈશે, ન સાંભળવાને માટે આપણે વાસ્તવિક સાંભળવું જોઈશે, ન વિચાર કરવા માટે આપણે વાસ્તવિક વિચારવું જોઈશે. એટલે કે જે કરવું જોઈએ તે કરવું જોઈશે. એવો નિયમ છે કે જે કરવું જોઈએ તે કરવાથી ન કરવાપણું આપોઆપ આવી જાય છે અને પછી એમ કરવાથી ઉપર જણાવેલ સાધનની સિદ્ધિ થઈ જાય છે. જો કોઈ એમ કહે કે વાસ્તવિક કાર્ય કર્યા વગર અમે ન કરવાપણું પ્રાપ્ત કરી લેશું તો તે કદી સંભવિત નથી, કારણ કે કંઈ કરવા માટેનો રાગ વાસ્તવિક કાર્ય કરવાથીજ નિવૃત્ત થાય છે. વાસ્તવિક કાર્ય કરવાનો અર્થ એ છે કે જે પ્રવૃત્તિ સાથે જેનો સંબંધ હોય તેના અધિકારનું રક્ષણ કરવું. જેમકે આપણે એ બોલવું કે જેથી સાંભળનારનું હિત થાય તથા પ્રસન્નતા થાય; અને જો આપણે



એવું બોલી ન શકીએ તો બોલવા માટેના રાગથી રહિત થઈને મૌન રહેવું ઘટે.

એક વખત મારા જીવનમાં ભારે દુઃખ થયું. એ દુઃખથી દુઃખી બનીને હું વિચાર કરવા લાગ્યો કે આ અભાવવાળાં જીવનને મારે સેવવું જોઈએ નહિ. જે જીવનની સંસારને માંગ નથી, તે જીવન સેવવાથી કશો લાભ નહિ. એવો નિયમ છે કે જો દુઃખી પોતાના દુઃખનું કારણ કોઈ બીજાને ન માને, તો દુઃખીના પ્રમાદને દુઃખ સમાવી દે છે. આજે આપણે દુઃખી થઈએ છીએ અને આપણો વિકાસ થતો નથી એનું કારણ એક માત્ર એ છે કે આપણે દુઃખનું કારણ બીજાને માનીએ છીએ. જો આપણે આપણા દુઃખના સમયમાં આપણા દુઃખનું કારણ બીજું કોઈ હોવાનું ન માનીએ તો એ આપણું દુઃખ આપણા પ્રમાદને ગળી જશે અને જ્યારે દુઃખ પ્રમાદને ગળી જાય ત્યારે જીવનમાં એક નવીન આશાનો સંચાર થાય છે અને એક એવો માર્ગ સૂઝી આવે છે કે જે ચેતના આપે છે. દુઃખીમાં કર્તવ્યપરાયણતા ઉદય પામે છે. જ્યારે દુઃખે મારાપર કૃપા કરી અને મારો પ્રમાદ હરી લીધો ત્યારે હું વિચાર કરવા લાગ્યો કે હે સંસાર દેવતા ! તું મને શા કારણે ચાહતો નથી કે હું તારા કામમાં આવી શક્યો નહિ પરંતુ તો તું પણ મારા કામમાં ન આવી શકે. આ વિચાર દ્રઢ થવાની સાથે મને મારામાં અને સંસારમાં સમાનતાનો અનુભવ થવા લાગ્યો, એમ થવાની સાથેજ દુઃખ

મટી ગયું, દુઃખ મટી જવાથી અભિમાન પણ ગળી ગયું. અભિમાન ગળવાની સાથે જીવનપર વિવેકનો પ્રકાશ થઈ ગયો, અને પછી જે મારા વિના રહી શકે છે તેના વિના રહી શકવાનું સાહસ થઈ ગયું, જેથી જીવન સાધન-યુક્ત બની ગયું અને મેં એવો નિયમ બનાવી લીધો કે હું **એવી પ્રવૃત્તિઓનો આરંભજ નહિ કરૂં કે જેની અંદર બીજાઓનું હિત તથા બીજાઓની પ્રસન્નતા સમાએલ ન હોય. એવો પ્રાકૃતિક નિયમ છે કે અમુક વખત નિવૃત્તિ રહેથીજ આપોઆપ સઘળી હિતકારી પ્રવૃત્તિની શક્તિઆવી જાય છે.** એટલે જ્યારે હું સંસારથી વિમુખ થઇને શાંત રહેવા લાગ્યો, ત્યારે સંસારને આપોઆપ આવશ્યકતા થવા લાગી. પરંતુ જ્યારે જ્યારે સન્માનના રસમાં હું ફસાતો ત્યારે ત્યારે સંસાર મારાથી વિમુખ થવા લાગ્યો મારો આ અનુભવ છે કે સંસારથી સુખ મેળવવાની આશાએજ હમેશાં દુઃખ આપ્યું છે. અને બિચારાં દુઃખે હમેશાં સંસારથી નિરાશ થવાનો પાઠ ભણાવ્યો છે, જેને લઇને દુઃખીમાં દુઃખીને પણ નિત્ય ચિન્મય આનંદ મળ્યો છે. આથી એમ સિદ્ધ થઈ જાય છે કે ભયંકરમાં ભયંકર પરિસ્થિતિમાં પણ સાધક સાધનનું નિર્માણ કરી શકે છે અને સાધ્યથી અભિન્ન બની શકે છે. ઉપર જણાવેલ પાઠથી બોલવાનું સામર્થ્ય હોવા છતાં, વાણીનું મૌન થઈ ગયું, ગતિની રૂકાવટ થવા લાગી, ચંચળતા સ્થિરતામાં બદલવા લાગી, અને જેમ જેમ ચંચલતા સ્થિરતામાં બદલવા લાગી, તેમ તેમ છુપાએલ રાગની પૂર્તિ



થવા લાગી. અર્થાત , જે દુઃખથી દુઃખી થઇને મન સંસારથી નિરાશ થયું હતું, તે દુઃખ સુખમાં પલટાવા લાગ્યું. આ મારોજ અનુભવ નથી; ઘણું ખરૂં સાધકોનો અનુભવ છે. કારણ કે એવો નિયમ છે કે જે મુશ્કેલી શાંતિપૂર્વક સહન કરી લેવામાં આવે છે તે મુશ્કેલી આપોઆપ ટળી જાય છે. શાંતિપૂર્વક સહન કરવાનો અર્થ એ છે કે આપણા દુઃખનું કારણ કોઈ બીજાને ન માનતાં દુઃખને સહન કરવું. સુખ આવેથી કાંઈપણ અભિમાન વગર આપણે દુઃખીઓમાં બાટી આપવું જોઇએ, કારણ કે વસ્તુતાએ આપણા સુખ પર દુઃખીઓનો અધિકાર છે. આપણે એને આપણું પોતાનું માનવું જોઇએ નહિ. અંતર માત્ર એટલુંજ છે કે આસ્તિક લોકો પ્રભુ પ્રીત્યર્થે સુખની દુઃખીઓને ભેટ કરે છે, તત્ત્વજ્ઞો સર્વાત્મભાવથી અને સેવક વિશ્વસેવાના ભાવથી સુખની દુઃખીઓને ભેટ કરે છે. એવો નિયમ છે કે જેના નાતાથી જે કાર્ય કરાય છે, તે કાર્યનો કરનાર પ્રવૃત્તિના અંતમાં તેમાંજ વિલીન થાય છે, અર્થાત્ પોતાના લક્ષ્યને પ્રાપ્ત કરી લે છે. તો જો આપણે કોઇની ચાહપૂર્તિ કરી શકતા હોઇએ તો તે પૂરી કરવી; પરંતુ એ ખાસ જોવાનું કે જેની ચાહ-પૂર્તિ કરવા માટે આપણે જઈ રહ્યા છીએ તેમાં આપણું સુખ છે કે તેનું હિત છે. જો આપણને તેમાં એમનું હિત લાગે તો અવશ્ય પૂરી કરવી, જો આપણને તેમાં આપણું સુખજ જોવાતું હોય તો એ દુઃખ માટેનું નિમંત્રણ સમજવું. આ

બહુજ રહસ્યની વાત છે. જ્યારે આપણે કોઇની ચાહ પૂરી કરવા જઇએ ત્યારે વિચાર કરીએ કે તેમાં એમનું હિત સમાએલું છે? તો સમજવું કે આપણે સમાજના રૂણમાંથી મુક્ત થઈ આનંદની દિશામાં આગળ વધી રહ્યા છીએ.

આનંદ કોને મળે છે? જેની પ્રવૃત્તિ બીજાઓના હિત માટેની હોય અને જેઓની નિવૃત્તિ વાસનારહિત હોય. દુઃખ કોની પાસે આવે છે? જેની પ્રવૃત્તિ પોતાના સુખ માટે હોય અથવા જેની નિવૃત્તિ વાસનાવાળી હોય. જો આપે દુઃખને નોતરવું હોય તો આપના પોતાના સુખને માટે પ્રવૃત્તિ કરી શકો છો. જો આપે આનંદ મેળવવો હોય તો બીજાઓના હિતની પ્રવૃત્તિ કરવી જોઇએ. જો અસમર્થ હો તો શાંત થઈ જવું જોઇએ, મૌન થવું જોઇએ. એમ કરવાથી હુંપણાનો ભાવ ગળી જશે, અને અનંત ચિન્મય નિત્ય જીવનથી અભિન્નતા થઈ જશે. જ્યાં પ્રવૃત્તિદ્વારા સાધનની સુગમતા ન હોય, ત્યાં વાસનારહિત નિવૃત્તિ અને પ્રવૃત્તિ એ બે, જમણા ડાબા પગ સમાન સાધન ક્રમ છે. જેમ બન્ને પગોથી યાત્રા સુગમતાથી થઈ શકે છે એ પ્રકારે નિવૃત્તિ અને પ્રવૃત્તિમાં આપણી સાધનરૂપ જે યાત્રા છે તે સુગમતાથી પૂરી થઈ શકે છે અને આપણે આપણા સાધ્ય સુધી પહોંચી જઇએ છીએ. જેઓ કેવળ પ્રવૃત્તિ અથવા કેવળ નિવૃત્તિદ્વારાજ પોતાના લક્ષ્ય સુધી પહોંચવા ઇચ્છે છે તેઓની દશા, એક પગથી યાત્રા કરનારાની જેવી દશા થાય તેવી થાય છે,



જેમાં સફળતાની કોઈ આશા હોતી નથી. સઘળી હિતકારી પ્રવૃત્તિ અને વાસનારહિત નિવૃત્તિ એ સાધનાનાં મૂળ છે. સઘળી હિતકારી પ્રવૃત્તિ તેજ કરી શકે છે કે જે એવો વિશ્વાસ કરે કે વિશ્વ એક જીવન છે! અથવા એવી માન્યતા સેવે કે પોતાનું વ્યક્તિગત જીવન એ વિશ્વના અધિકારોનો સમુચ્ચય છે. અથવા એમ કહો કે જેઓએ કર્મ-વિજ્ઞાનનું રહસ્ય જાણી લીધું હોય તેઓ સઘળી હિતકારી પ્રવૃત્તિપરાયણ બને છે. કારણ કે એવો નિયમ છે કે આપણું હિત પ્રવૃત્તિદ્વારા ત્યારે થાય કે જ્યારે એ પ્રવૃત્તિમાં બીજાઓનું હિત સમાએલું હોય. અને નિવૃત્તિદ્વારા ત્યારે આપણું હિત થાય કે જ્યારે સઘળી વસ્તુઓ, અવસ્થાઓ તથા પરિસ્થિતિઓની પેલીપારનાં જીવન પર વિશ્વાસ હોય, અને વિવેકપૂર્વક અચાહ-પદની પ્રાપ્તિ કરી લીધી હોય. જેઓ ચાહરહિત જીવન પર વિશ્વાસ ન કરે, તેઓ નિવૃત્તિદ્વારા લક્ષ્યની પ્રાપ્તિ કરી શકે નહિ. હા, એક વાત અવશ્ય છે કે સઘળી હિતકારી પ્રવૃત્તિથી વાસ્તવિક નિવૃત્તિની યોગ્યતા આવી જાય છે, અને વાસ્તવિક નિવૃત્તિથી જીવન સઘળી હિતકારી પ્રવૃત્તિ માટે યોગ્ય બની જાય છે. એટલે આપણે જેટલે અંશે સુખી હોઇએ તેટલે અંશે સઘળી હિતકારી પ્રવૃત્તિદ્વારા સુખાસક્તિથી મુક્ત થવાનો આપણે પ્રયત્ન કરીએ. અને જેટલે અંશે દુઃખી હોઇએ, તેટલે અંશે અચાહ થઇને વાસ્તવિક નિવૃત્તિદ્વારા દુઃખના ભયથી મુક્ત થઇને અચાહ-પદ પ્રાપ્ત

કરીએ. અચાહ થવાથી પણ આપણે આપણા સાધનનું નિર્માણ કરી શકીએ છીએ અને સુખાસકિત મટી ગયેથી પણ આપણે આપણા સાધનનું નિર્માણ કરી શકીએ છીએ. એટલે, સુખાસકિતથી મુકત થઇને તથા દુઃખના ભયથી રહિત થઇને આપણે ઘણી સુગમતાથી પ્રત્યેક પરિસ્થિતિમાં સાધનનું નિર્માણ કરીને, વિદ્યમાન માનવતાનો વિકાસ કરી શકીએ છીએ. માનવતાનો વિકાસ, બળનો સદુપયોગ અને વિવેકનો આદર આપોઆપ થાય છે. બળનો સદુપયોગ કરવાથી આપણે બળના દાસત્વમાંથી મુકત બની જઇએ છીએ, અને વિવેકનો આદર કરવાથી બળનો સદુપયોગ કરવાની આપણામાં યોગ્યતા આવી જાય છે. બળનો સદુપયોગ એ કરી શકે છે કે જે બળના દાસ ન હોય, પરંતુ બળનો સ્વામી હોય. બળના દાસ તો બિચારા બળના અભિમાનમાં ફસાયેલા રહે છે, જે વસ્તુતાએ એક નિર્બળતા છે. બળનો સદુપયોગ કરતી વખતે બળને નિર્બળોનો અધિકાર સમજવો જોઇએ; ત્યારેજ બળના દાસત્વમાંથી મુકત થઇ શકીએ. વિવેકનો આદર કરવાથી દેહાભિમાન મટી જશે, જે મટી ગયેથી ભિન્નતા મટી જશે, અને ભિન્નતા મટેથી સઘળા પ્રકારના સંઘર્ષોનો અંત આવી જશે અને પછી સ્નેહની એકતા પ્રાપ્ત થશે,- જે વસ્તુતાએ માનવતા છે. સ્નેહની એકતા પ્રાપ્ત થવાથીજ વાસ્તવિક નિર્દોષતા પ્રાપ્ત થાય છે અને નિર્દોષતા આવી જવાથી એક એવા અનુપમ



જીવનની પ્રાપ્તિ થાય છે કે જેને માટે કોઇ પરિસ્થિતિની અપેક્ષા રહેતી નથી, અર્થાત્ જે સઘળી પરિસ્થિતિઓથી અતીત જીવન હોય છે. એ જીવનને બળવાન બળના સદુપયોગથી, અને નિર્બળ અંતર તેમજ બાહ્ય મૌન વડે, નિશ્ચિંતપણે, પ્રયત્ન કરી શકે છે. આથી એમ સિદ્ધ થયું કે પ્રત્યેક માનવ પોતાની યોગ્યતા અનુસાર સાધન નિર્માણ કરવામાં હમેશાં સ્વતંત્ર છે. અને એવો નિયમ છે કે મેળવાએલ યોગ્યતાનુસાર સાધનનું નિર્માણ કરવાથી સાધન સાધ્યથી અભિન્ન થઇ જાય છે. ૐ



દિનાંક ૧૫ ઓગષ્ટ ૧૯૫૪

૫

# બળનો સદુપયોગ તથા વિવેકનો આદર

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

કાલે આપની સેવામાં નિવેદન કર્યું હતું કે અચાહપદ-નિષ્કામપણું પ્રાપ્ત થતાંજ અથવા સર્વ હિતકારી પ્રવૃત્તિ કરવાથકી આપણે સાધન તત્વ સાથેની એકતા કરી શકીએ છીએ. સાધન તત્વની સાથે એકતા સાધવાથીજ, સાધ્યની સિદ્ધિ થાય છે એવો નિયમજ છે.

હવે વિચાર એ કરવાનો છે કે નિષ્કામપણું અચાહપદ પ્રાપ્ત કરવાનો ઉપાય જે સર્વહિતકારી પ્રવૃત્તિ છે તે બની રહે તે માટે શું કરવું જોઇએ? ગંભીરતાથી વિચાર કરતાં, સ્પષ્ટ જણાય છે કે જો આપણે મળેલી શકિતનો દુરૂપયોગ ન કરીએ, અને આપણી વિવેકશકિતની ઉપેક્ષા ન કરીએ, તો ઘણી સુગમતાથી અચાહપદ પ્રાપ્ત કરી શકીએ અને સર્વ હિતકારી પ્રવૃત્તિની પણ રક્ષા કરી શકીએ. શકિતનો સદુપયોગ અને વિવેક અત્યંત આવશ્યક સાધન છે. આપણા જીવનમાં જેટલી ખામીઓ–નિર્બળતા છે તેનું એક માત્ર મૂળ કારણ



આપણી શકિતઓનો દુરૂપયોગ છે અને જેટલી અણસમજ છે તેનું મૂળ કારણ વિવેકની ઉપેક્ષા એજ એક છે.

જો આપણે આપણી નિર્બળતાઓનો અંત લાવવો હોય તો બળનો–શકિતનો સદુપયોગ કરવો પડશે અને અણસમજ દૂર કરવી હશે તો વિવેક સેવવો પડશે. દોષવાળી પ્રવૃત્તિ, શકિતના દુરૂપયોગથી થાય છે, નિર્બળપણાથી નહિ. નિર્બળ તો તે કહેવાય કે જેનામાં કાંઇ કરવા શકિત ન હોય. જેને કાંઇ જ્ઞાન ન હોય તે પણ દોષયુકત પ્રવૃત્તિ કરી શકે નહિ. દોષયુકત પ્રવૃત્તિ તો તે કરે કે જેને જ્ઞાન ગમે નહિ. એ દ્રષ્ટિએ જોઇએ તો આપણામાં જેટલા દોષ છે તેનું એક માત્ર કારણ વિવેક પ્રત્યે અણગમો અને બળ-શકિતનો દુરૂપયોગ છે. શકિતના દુરૂપયોગથી માત્ર આપણે પોતેજ ખામીવાળા નથી થતા પણ આખા સમાજમાં દોષ ફેલાઈ જાય છે. તેમજ વિવેકના અણગમાથી આપણા એકમાંજ સમજરહિતપણું આવે છે એટલુંજ નહિ પણ આખા સમાજમાં સમજરહિત-પણું ફેલાય છે. એટલાજ માટે આપણે બહુ સાવધાન થઇને શકિતનો સદુપયોગ અને વિવેકનો ઉપયોગ કરવો જોઇએ.

બળ કે શકિતના સદુપયોગનો અર્થ એ કે એવો શકિતનો ઉપયોગ કે જેથી આપણી શકિત કોઇની ખોટ કે નબળાઇનું કારણ બની ન જાય; અને વિવેકના ઉપયોગનો અર્થ એ કે આપણે આપણી જાતનેજ છેતરીએ નહિ. ખોટું શું છે? ખોટું એ છે કે જે આપણે પોતે જાણીએ છીએ.

સત્ય છોડી, અસત્ય તરફ આપણે ત્યારેજ પ્રવૃત્તિ કરીએ છીએ કે જ્યારે આપણે આપણી જાતનેજ છેતરીએ છીએ; અને એવો નિયમ છે કે જ્યારે સત્યમાંથી અસત્ય તરફ પગલાં ભરીએ ત્યારે અમરત્વમાંથી મૃત્યુ તરફ જવા માંડીએ છીએ; એટલે કે આપણી ગતિ વિપરીત થાયછે. એ વિવેકના અનાદરનું કારણછે. જ્યારે આપણે કોઇ ભૂલ કરી બેસીએ છીએ ત્યારે તેનું કારણ આપણે બીજું કોઇ છે એમ માનીએ છીએ પરંતુ તે ખરીરીતે તો આપણો પ્રમાદ છે. કોઇ કહેવા માંડે છે કે અમારા સંસ્કાર સારા ન હોતા. કોઇ કહે છે કે અમારા સંજોગ અનુકૂળ નહોતા; કોઇ કહે છે કે અમને યોગ્ય ગુરૂ મળ્યા નહિ; વળી કેટલાક તો એવુંએ કહી બેસે છે કે અમારા ઉપર પ્રભુએ કૃપા ન કરી – મતલબ કે આપણે આપણી ભૂલનો દોષ આપણો પોતાનો ન સમજતાં બીજા ઉપર ઓઢાડીએ છીએ. માનવતાની દ્રષ્ટિએ એ બરાબર નથી. એ તો સ્પષ્ટ છે કે પરિસ્થિતિ ગમે તેવી હોય પણ તે કાંતો સુખમય હોય છે યા દુઃખમય હોય છે. સુખમય પરિસ્થિતિમાં શકિતનો દુરૂપયોગ અને વિવેકનો અનાદર થઇ શકે છે. તેમ દુઃખમય પરિસ્થિતિમાં પણ શકિતનો સદુપયોગ અને વિવેકનો ઉપયોગ થઇ શકે છે. તેથી પરિસ્થિતિના સદુપયોગ કે દુરૂપયોગ તથા વિવેકનો અનાદર કે ઉપયોગ, કોઇ અમુક પરિસ્થિતિપર અવલંબતાં નથી બલ્કે તેમાં માનવતા કે અમાનવતાજ હેતુભૂત છે.



સંસ્કાર જેટલા પડે છે તે સઘળા આપણાદ્વારાજ ઉત્પન્ન થાય છે. જો આપણે તેનો સ્વીકાર ન કરીએ અથવા તેના અધિકારને વશ ન થઇએ તો બિચારા સંસ્કાર આપોઆપ ભુંસાઇ જાય છે અથવા બદલાઇ જાય છે. જો કોઇ કહે કે મને સારા ગુરૂ ન મળ્યા તો વિચાર કરવો જોઇએ કે ગુરૂનું શું કામ છે? ગુરૂનું કામ સાધકની યોગ્યતા પ્રમાણે સાધન બતાવવું અને તેના દોષોનું તેને ભાન કરાવવું. આ બંને બાબતો, દરેક ભાઇ બ્હેન પોતાની મેળે વિવેકના ઉપયોગથી કરી શકે છે. તેથી એમ કહેવું યોગ્ય નથી કે પોતાને યોગ્ય ગુરૂ મળ્યા નહિ. કોઇપણ ગુરૂ કે ગ્રંથ આપણને એવી વાત બતાવી નહિ શકે કે જે આપણી વિવેકબુદ્ધિમાં રહેલી ન હોય. આપ વિચાર કરો કે જેને આપણે બુરૂં કામ કહીએ છીએ તેની શું આપણને ખબર નથી હોતી? જો આપણને બુરી વાતનું જ્ઞાન ન હોય તો આપણે બીજા આપણા તરફ સારૂં વર્તન રાખે એવી આશા શાથી કરીએ છીએ? બીજાઓ તરફથી આપણા પ્રત્યે સદ્વર્તનની આશા રાખીએ છીએ તેથી સિદ્ધ થાય છે કે આપણને સારાં અને ખરાબના ભેદનું સારી રીતનું જ્ઞાન છે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે ગુરૂ વિષે બાનું કાઢવું એ તો માત્ર વિવેકબુદ્ધિની અવગણનાજ છે. હવે રહી ભગવાનની કૃપાની વાત. આપ વિચાર કરો કે ભગવાન તેને કહીજ કેમ શકાય કે જે કૃપા ન કરતા હોય. જો ભગવાને કૃપા કરી ન હોત તો શું આપણને મનુષ્ય

જીવન મળત ? મનુષ્ય જીવન મળ્યું તેજ ભગવાનની અહૈતુકી કૃપાનું ચિન્હ છે. પણ તે કૃપાનો અનુભવ તો ત્યારેજ થાય છે કે જ્યારે આપણે તેણે આપેલી શક્તિનો સદુપયોગ અને વિવેકનું અવલંબન કરીએ.

માવનજીવન એ સાધનયુક્ત જીવન છે. તેથી આપણે જો સાધન ન કરીએ તો તે આપણી પોતાનીજ ભૂલ સમજવી જોઇએ. એ પ્રમાણે વિચાર કરીએ તો આપણે કોઇને દોષ દેવાનું સાહસ કરવાને બદલે આપણી પોતાની તરફજ જોવું પડશે, આપણે આપણીજ ભૂલથી મળેલી શક્તિના દુરૂપયોગ અને વિવેકબુદ્ધિને અવગણીએ છીએ. જાણતાં કરેલી ભૂલને ભૂલ કહેવાય. ભૂલ તે ન કહેવાય કે જે અજ્ઞાનથી થઈ જાય. ઉદાહરણ તરીકે કોઇએ પોતાના ખિસ્સામાં ઘડિયાળ રાખેલી હોય પણ તેનું તે વિસ્મરણ કરી બેસે અને જ્યારે જરૂર પડે ત્યારે ઘડિયાળ કયાં છે તે ન જાણે. પરંતુ ખિસ્સામાં તો, ઘડિયાળ ભૂલાઈ ગઈ હોય ત્યારે તેમજ યાદ આવતાં મળી આવે ત્યારે, જે સ્થિતિ હતી તેની તેજ રહે છે. ઘડિયાળ મળી જાય ત્યારે આપણે કહીએ છીએ કે ભાઈ તે તો ખિસ્સામાંજ હતી. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ભૂલ તેને કહેવાય કે જેનું જ્ઞાન હોય અને જાણતાં છતાં ન જાણતા હોઈએ એવી સ્થિતિ થઈ ગઈ હોય. જાણતા છતાં, ન જાણવા જેવી સ્થિતિનું નામજ ખરી રીતે ભૂલ ગણાય. એ ભૂલ કયાં સુધી હસ્તિ ધરાવે છે! જ્યાં સુધી આપણી વિવેકબુદ્ધિથી



આપણે આત્મનિરીક્ષણ નથી કરતા ત્યાં સુધી. જ્યારે આપણે વિવેકનો ઉપયોગ કરીએ છીએ ત્યારે આપણી દરેક પ્રવૃત્તિ વિવેકના પ્રકાશથીજ થાય છે અને ભૂલ પોતાની મેળે દૂર થઈ જાય છે. ભૂલ મટાડી દેવી એટલે વિવેક બુદ્ધિથી વર્તવું અને ભૂલ ચાલુ રાખવાનો અર્થ વિવેક બુદ્ધિની અવગણના. આ પ્રમાણે જોઇએ તો દરેક ભાઈ બ્હેન પોતાની ભૂલને પોતાની વિવેક શક્તિથી મટાડી શકે છે.

વિવેકશીલ થવું એનુંજ નામ જીવન પ્રત્યે માન શક્તિનો સદુપયોગ એ જીવનનો સદુપયોગ છે. વિવેકની મર્યાદામાં રહ્યા સિવાય આપણે આપણાં જીવનની કીંમત સમજીશું નહિ. અને શક્તિનો સદુપયોગ કર્યા સિવાય, જીવનનો સદુપયોગ કરી શકશું નહિ. અથવા એમ પણ કહેવાય કે વિવેકશીલતા અને શક્તિનો સદુપયોગ એજ વાસ્તવિક રીતે જીવન છે. એથી વિપરીત જીવતરને જીવન ન કહી શકાય, મૃત્યુ કહેવાય. જો આપણે જીવન જીવવું હોય તો શકિતના દુરૂપયોગનું કાંઈ સ્થાન નથી; વિવેકહીનતાને માટે કાંઈ અવકાશ નથી. જો શકિતનો દુરૂપયોગ ન થતો હોય તો બુરાઈ જેવી કોઈ ચીજજ જોવામાં આવશે નહિ અને વિવેકની અવગણના ન કરીએ તો અણસમજ કયાંય જણાશે નહિ. વિવેકહીનતા એજ બેસમજપણું, બળનો દુરૂપયોગ એજ બુરાઈ. આ વાત સમજી લઇએ તો આપણે એક એવું જીવન જીવવાનાં પગલાં માંડશું કે જે ખરેખર જીવન કહેવાય;

*એટલે કે તે સ્થિતિમાં કોઈ પ્રકારનો ભય કે અભાવ નહિ રહે.* ભયનો નાશ અને અભાવ કરવાનું સાધનયુક્ત જીવનથીજ સામર્થ્ય મળે છે. અને બળ-શક્તિનો સદુપયોગ અને વિવેકની આજ્ઞાને અનુસરવું એજ સાધનનો સાર છે.

ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે વિવેક પ્રમાણે વર્તવામા મુસ્કેલી શું છે? મુશ્કેલી એ છે કે આપણે મન ઇન્દ્રિયો વિગેરેનાં કાર્યને જીવન માનીએ છીએ. જો આપણે વિવેકપૂર્વક મન, ઇન્દ્રિયો વિગેરેના વ્યવસાયથી અલિપ્ત બની જઈએ તો, અથવા તેમાં જીવનબુદ્ધિ ન રાખીયે તો ઘણી સુગમતાથી વિવેકને અનુસરી શકીએ.

જો આપણે જાણવા ઇચ્છીએ કે આપણું સમસ્ત જીવન અર્થાત મન ઇન્દ્રિયોના વ્યાપાર, વિવેકને અનુસરતાં છે કે કેમ? તો તેની કસોટી એવી છે કે આપણે આપણાં મન અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિનું નિરીક્ષણ કરી જોવું કે એવીજ પ્રવૃત્તિઓ આપણા પ્રત્યે બીજાઓ કરે તો તેવી બીજાની પ્રવૃત્તિઓ આપણને હિતકર અને ગમતી લાગે છે કે કેમ! જો તેમ ન લાગતું હોય તો જાણી લેવું કે હજી મન ઇન્દ્રિયો વગેરેમાં અવિવેકનો અંધકાર મોજુદ છે અને તેનો વિવેકના પ્રકાશવડે નાશ કરવો રહે છે.

અવિવેકનો અંધકાર આપણને ઇન્દ્રિયોના વ્યાપારમાં બંધન પમાડે છે, ઇન્દ્રિયોનો વ્યાપાર, આપણને વિષયોમાં આસક્તિ કરાવે છે, વિષયોની આસક્તિ, આપણાં દેહાભિમાનને



પુષ્ટ કરે છે અને દેહાભિમાન, આપણને અમરત્વમાંથી મૃત્યુ તરફ લઈ જાય છે. તેથી જો આપણે મૃત્યુ તરફથી અમરત્વ તરફ જવા ઇચ્છતા હોઈએ, તો વિવેકપૂર્વક દેહાભિમાનનો નાશ કરવો જોઈશે. દેહાભિમાનનો નાશ કરવાને માટે, ઇન્દ્રિયોના વ્યાપારથી જે સુખ મળે છે, ચિત્તના ચિંતનદ્વારા જે સુખ મળે છે, સ્થિરતાદ્વારા જે સુખ મળે છે, તે સઘળાં સુખોની આસક્તિનો ત્યાગ કરવો જોઈએ. આ ત્રણ પ્રકારનાં સુખો દેહાભિમાનને આશ્રયેજ ભોગવી શકાય છે. તેથી એમ સિદ્ધ થાય છે કે જ્યાં સુધી જીવનમાં, સુખ લોલુપતા રહે, ત્યાં સુધી દેહાભિમાનનો અંત નહિ થાય.—પણ જેમ જેમ સુખ લોલુપતા મટતી જશે, અથવા જીવનની લાલસા જાગૃત થવા માંડશે, તેમ તેમ દેહાભિમાન એની મેળેજ મટતું જશે. સુખ લોલુપતાથીજ આપણે દેહાભિમાનના બંધનમાં પડ્યા છીએ. તત્ત્વજીજ્ઞાસા કહો અથવા માનવતાની માંગ કહો કે પ્રિયની લાલસા કહો, એ ત્રણે જુદા જુદા દૃષ્ટિબિંદુને કારણે ભલે જુદાં જુદાં ગણાય પરંતુ ખરેખર તો એક છે. આપણે માનવ સમજીને જેને માનવતા કહીએ છીએ, જિજ્ઞાસુ બનીને જેને તત્ત્વજીજ્ઞાસા કહીએ છીએ તેનેજ ભક્ત બનીને પ્રિયની લાલસા કહીએ છીએ અને વિષયી બનીને આસક્તિ કહીએ છીએ. તનો સારાંશ એ આવ્યો કે આસક્તિને પ્રિય લાલસા, તત્ત્વજિજ્ઞાસા અથવા માનવતામાં પલટાવવી જરૂરી છે. આસક્તિ તત્ત્વજિજ્ઞાસા તથા પ્રિયની લાલસાને માનવતામાં આપણે

ત્યારે પલટાવી શકીએ કે જ્યારે હૃદય, સંદેહની વેદનાથી પીડાતું હોય, તથા પ્રભુપરના સરળ વિશ્વાસથી પરિપૂર્ણ અને નિર્દોષતાપરાયણ બને. સરળ વિશ્વાસ તે કહેવાય કે જેમાં કોઈ વિકલ્પ ન હોય, જે સહજભાવથી બન્યો હોય, એવો વિશ્વાસ હોય કે પ્રભુ મારા છે અને હું પ્રભુનો છું; તે કયાં છે, કેવો છે તે ન જાણતાં છતાં પણ પ્રભુ અને પોતાના નિત્ય સંબંધમાં શ્રદ્ધા હોવી, તેજ સરળ વિશ્વાસ નામથી ઓળખાય. અર્થાત્ જે એમ માની લે છે કે હું પ્રભુનો છું તેનીજ આસકિત પ્રિય લાલસામાં પરિવર્તન પામે છે; જે પોતાને જણાતા સંદેહને સહન કરી શકતા નથી, તેની આસકિત તત્વ જિજ્ઞાસામાં પરિવર્તન પામે છે. સંદેહ કાંઈ જાણતો નથી તેને, યા સઘળું જાણનારને પણ નથી થતો. સંદેહ ત્યારે ઉત્પન્ન થાય છે કે જ્યારે આપણે કંઈક જાણીએ છીએ અને કંઈક જાણતા નથી. અર્થાત્ અધુરૂં જ્ઞાન સંદેહનું કારણ છે. સંદેહની વેદનાજ, તત્ત્વજિજ્ઞાસા જાગૃત કરે છે; અને તત્ત્વજિજ્ઞાસા, આસકિતને ભસ્મીભૂત કરી દે છે. આસકિતનો અંત થતાં તત્વજિજ્ઞાસાની તૃપ્તિ, પ્રિયની લાલસાની નિત્ય નવી જાગૃતિ અને માનવતાની પ્રાપ્તિ થઈ જાય છે. તેથી એમ સિદ્ધ થાય છે કે આપણી આસકિતજ, આપણાં લક્ષ્યની સિદ્ધિમાં બાધક છે. બીજું કાંઈ નહિ. તેટલા માટે આપણા વિકાસ માટે આપણે સર્વથી પહેલાં, આપણી આસકિતઓને શોધી કાઢવી જોઈએ. આસકિતઓ જાણવા માટે આપણે, આપણી વસ્તુસ્થિતિઓનું



અધ્યયન કરવું જોઇએ. અને વસ્તુસ્થિતિઓનાં અધ્યયન માટે આપણને જે જ્ઞાન છે તે જ્ઞાનના પ્રકાશથી આપણું સમગ્ર જીવન જોવું જોઇશે. સમગ્ર જીવન એટલે આપણી ચેષ્ટાઓ, સંકલ્પો તથા વિચારો વગેરે. એવો કોઇ મનુષ્ય નથી કે જેના જીવનમાં કોઇને કોઇ પ્રકારનો વિશ્વાસ ન હોય, કોઇને કોઇ પ્રકારનું ચિંતન ન હોય અને કોઇને કોઇ પ્રકારની પ્રવૃત્તિ ન હોય. જ્યારે આપણી સર્વ ચેષ્ટાઓ, સંકલ્પ તથા ચિંતન, આત્મવિવેકના પ્રકાશથી પ્રકાશિત થઈ જાય છે, ત્યારે તેમાં શુધ્ધતા આવી જાય છે. શુદ્ધતા આવી જતાં, ખરાબ વિચારો હમેશને માટે બંધ થઇ જાય છે અને સારા સંકલ્પો આપોઆપ સંતુષ્ટ થઇ જાય છે. વ્યર્થ ચિંતન બંધ થઇ જાય છે અને સાર્થક ચિંતન ઉત્પન્ન થાય છે. દૂષિત પ્રવૃત્તિ બંધ થઇ જાય છે. શુદ્ધ પ્રવૃત્તિનો ઉદય થાય છે. જે વિશ્વાસ ન કરવો જોઇએ, તે વિશ્વાસનો નાશ થાય છે અને જેવો વિશ્વાસ હોવો જોઇએ તે થઇ જાય છે. આવી સર્વ બાબતોના સમૂહનું નામ સાધનતત્ત્વ છે. અધિકાર ભેદ અનુસાર, સાધન તત્ત્વને માટે, વિશ્વાસની પણ જરૂર રહે છે, ચિંતનનીએ જરૂર રહે છે, પ્રવૃત્તિની પણ જરૂર રહે છે અને સંબંધની પણ અપેક્ષા રહે છે. પણ સંબંધ કોની સાથે રહેવો જોઇએ, વિશ્વાસ કોનાપર થવો જોઇએ, ચિંતન કોનું યા શેનું અને પ્રવૃત્તિ કેવી કરવી એનોજ વિચાર કરવાનો હોય છે. એજ જોવાનું છે. જેના જીવનમાં ભગવત્ વિશ્વાસ

આ કર્તવ્ય વિશ્વાસ હોય તો તે વિશ્વાસ સાધનરૂપ ગણાય. જેના જીવનમાં તત્ત્વચિંતન કે પ્રિયચિંતન હોય તેનું સાર્થક ચિંતન ગણાય. જેની પ્રવૃત્તિમાં પારકાનું હિત સમાયેલું હોય તેની પ્રવૃત્તિ સાર્થક પ્રવૃત્તિ ગણાય. જેણે સર્વથી યા આત્માથી યા પ્રભુ સાથે સબંધ જોડયો હોય તેણે સાર્થક સબંધ રાખ્યો કહેવાય. એનો અર્થ એ છે કે જેટલી જેટલી ચીજો આપણા જીવનમાં છે તે સઘળી જેમની તેમ છે પણ તેનું સ્વરૂપ અને સ્થાન બદલી ગયાં. સ્થાન બદલતાંજ તે સાધનરૂપ બની જાય, અને સાધનરૂપ બનતાંજ સાધકને સાધનમાં અભેદ થઇ ગયો, અને અભેદ થઇ જતાંજ સાધ્યની પ્રાપ્તિ થઇ ગઇ. આથી એમ સિદ્ધ થયું કે આપણે સર્વ સાધક બનવામાં હંમેશાં સ્વતંત્ર છીએ, પરતંત્ર નથી. કારણ કે જે સામગ્રીની જરૂર સાધન કરવામાં પડે છે તે આપણી પાસેજ છે.

એજ શ્રદ્ધા ટકે છે કે જે આપણા અનુભવથી વિરૂદ્ધ ન હોય. આજ આપણે આપણી શ્રદ્ધાનો તપાસ કરીએ તો સ્પષ્ટ જણાશે કે જાગૃત અને સ્વપ્ન દશામાં જણાતી સર્વ વસ્તુઓ ગાઢ નિદ્રા એટલે કે સુષુપ્તિની દશામાં આપણને જણાતી નથી. પણ આપણે તે સુષુપ્તિની દશામાં દુઃખથી રહિત થઇ જઇએ છીએ. એથી સિદ્ધ થઇ જાય છે કે જાગ્રત અને સ્વપ્નની વસ્તુઓની હસ્તિ ન હોવાથી આપણે દુઃખી થતા નથી; આપણી એ અનુભૂતિ, જાગૃત અને સ્વપ્નમાં પ્રતીત થતી વસ્તુઓની સત્યતાની માન્યતાઓનો નાશ કરેછે.



જે વસ્તુઓની પ્રતીતિ, સુષુપ્તિમાં પણ રહેતી નથી, તેનું અસ્તિત્વ, સમાધિ અને મુક્તિમાં કેવી રીતે રહે?

જો કે વિશ્વાસ ઘણા મહત્વની વસ્તુ છે, પણ તે ભગવાનમાં હોવો જોઇએ, કર્તવ્ય પ્રતિ હોવો જોઇએ, પોતાના ગુરૂ પ્રત્યે હોવો જોઇએ અથવા આપણા આત્મા પ્રત્યે હોવો જોઇએ. તે સિવાયની વસ્તુઓ માટે વિશ્વાસનું સાધન તરીકે સ્થાન રહેતું નથી. હવે પ્રશ્ન એ થાય છે કે શું ઉપર જણાવેલા વિશ્વાસો સિવાય, બીજી વસ્તુઓ જે આપણને પ્રાપ્ત છે, અથવા જે સંબંધીઓ આપણી નિકટમાં છે તેનો તથા બીજી વ્યક્તિઓ પર આપણે વિશ્વાસ ન કરવો? તો એજ કહેવું રહ્યું કે 'ન કરવો'. ત્યારે શું કરવું? વસ્તુનો સદુપયોગ કરવો અને વ્યક્તિઓની સેવા કરવી. આપણને જે વ્યક્તિઓનો મેળાપ થાય છે તે તેમનો વિશ્વાસ કરવા માટે નહિ પણ તેમની સેવા કરવા માટે. આપણને જે વસ્તુઓ મળી છે, તે સંગ્રહ કરવા માટે નહિ તેમ વિશ્વાસ કરવા માટે પણ નહિ. વસ્તુઓનો સંબંધ તો પ્રાણ રહે ત્યાંસુધી છે. તેથી આગળ નથી. શરીરનો સંબંધ મૃત્યુ પહેલાં સુધીનો છે. તે પછી નથી. આપ જોશો કે જે શરીર ઉપર આપણે વિશ્વાસ કરીએ છીએ, જે શરીરનો જન્મ થતાંજ મૃત્યુનો આરંભ થઇ જાય છે, જે શરીર હમેશાં કાળરૂપી અગ્નિમાં સળગી રહ્યું છે તેના ઉપર વિશ્વાસ કરવો શું ઠીક છે? આનો અર્થ કોઇએ એવો સમજવાનો નથી કે ભાઈ શરીરનો નાશ કરી દેવો. કારણ

કે કોઈ વસ્તુનો નાશ કરવાનો વિચાર કરવામા તે વસ્તુનાં અસ્તિત્વનો સ્વીકાર થઈ જાય છે,–અને તે વસ્તુનો દ્વેષ કરવા બરાબર છે. તે એક પ્રકારનો સંબંધ છે. તેથી જે શરીર અને વસ્તુઓ આપણને મળ્યાં છે, તેનો નાશ કરવાનો વિચાર ન કરવો. તેના સદુપયોગની વાતજ વિચારવી. જો આપણે વસ્તુઓના ઉપભોગ કે વિનાશની વાત વિચારશું, તો તે વાસ્તવિક નહિ ગણાય અને તેનું પરિણામ માનવતા નહિ પણ અમાનવતાજ થશે. તેમ કરવું એ સાધન પણ ન ગણાય. તેથી ખૂબજ સાવધાનીથી આપણે પ્રાપ્ત શક્તિ તથા વસ્તુઓનો સદુપયોગ કરવાનો છે એ સદુપયોગને માટે, આપણા જ્ઞાનના પ્રકાશમાં આપણે જીવન જીવવું જોઇએ.

આપણું વર્તમાન જીવન કેવું છે? કાંઈક કરવું, કાંઈક માનવું અને કાંઈક જાણવું. જે કાંઈ આપણે કરીએ, તે વિવેકના પ્રકાશથી પ્રકાશિત થઇને કરીએ. જે કાંઈ માનીએ, તે પણ વિવેકના પ્રકાશ પુરઃ સરજ માનીએ અને જે કાંઈ જાણીએ તે આત્માથી જાણીએ. આત્માથી જાણવાનો અર્થ એ થાય છે કે કોઈ સાધન ઇન્દ્રિયદ્વારા ન જાણવું. આ બહુ સૂક્ષ્મવાત છે. ઇન્દ્રિયદ્વારા આપણે જે જાણીએ છીએ તે પૂરું જણાતું નથી. વિચાર કરો કે ઇન્દ્રિયદ્વારા જે વસ્તુને આપ જાણો છો તે શું ખરેખર તે માનો છો તેવીજ છે? આપે કબુલ કરવું પડશે કે તેમ નથી. નેત્રથી સૂર્ય નાનો દેખાય છે. પરંતુ શું સૂર્ય નાનો છે? આપે કહેવું પડશે કે ના,



તેવીજ રીતે બુદ્ધિથી જે આપણે જાણીએ છીએ, તે પણ શું વાસ્તવિક જણાય છે? જો કે ઇન્દ્રિયોના જ્ઞાનની સરખામણીમાં બુદ્ધિનું જ્ઞાન વિશેષ સાચું છે છતાં વિલક્ષણ વાતતો એછે કે વાસ્તવિક જ્ઞાન તો બુદ્ધિનો વ્યાપાર બંધ થવાથીજ થાય છે. બુદ્ધિના જ્ઞાનનું પણ જીવનમાં સ્થાન છે. ઇન્દ્રિયોદ્વારા જે આપણે જાણીએ છીએ તેથી તો આપણે વસ્તુઓનું ઉત્પાદન કરી તેનો ઉપભોગ કરીએ છીએ, જ્યારે બુદ્ધિદ્વારા જે આપણે જાણીએ છીએ, તે તો કેવળ વસ્તુઓનાં પરિવર્તનનું જ્ઞાન છે. વસ્તુઓનાં સતત પરિવર્તનનાં જ્ઞાનથી, આપણે રાગથી રહિત થઈ શકીએ છીએ; અને રાગથી રહિત થઈ જઇએ, તો બુદ્ધિની જરૂરત રહેતી નથી. જ્યારે બુદ્ધિનું કાર્ય પુરૂં થઈ જાય છે, ત્યારે તે પોતાનાં અધિષ્ઠાનમાં વિશ્રામ પામી જાય છે. જ્યારે બુદ્ધિ વિશ્રામ પામી જાય છે, ત્યારે આપણું મન, નિર્વિકલ્પ થઈ બુદ્ધિમાં વિલીન થઈ જાય છે. અને ઇન્દ્રિયો વિષયોથી વિમુખ થઇને અવિષય થઈ જાય છે. અર્થાત્ બુદ્ધિ સમ થતાંજ, નિર્વિકલ્પતા, જિતેંદ્રિયતા અને સમતા આવી જાય છે. જિતેંદ્રિયતાથી ચરિત્ર નિર્માણ અને નિર્વિકલ્પતાથી આવશ્યક શક્તિનો સ્વતઃ વિકાસ થાય છે. અને સમતાથી ચિરશાંતિ આવી જાય છે. ચિરશાંતિ આવવાથી આપણને સ્વાભાવિક અમરજીવન પ્રાપ્ત થઈ જાય છે. ચરિત્રબળ સમાન બીજું કોઈ બળ નથી. નિર્વિકલ્પતા જેવું કોઈ શકિત સંચયનું સાધન નથી, અને સમતા સમાન કોઈ

શાંતિ નથી. આ સઘળું માનવજીવનમાંજ રહેલું છે. આ જીવનની પ્રાપ્તિ માટે, પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગ સિવાય કોઈ અપ્રાપ્ત પરિસ્થિતિ તથા વસ્તુની આવસ્યક્તા નથી. જો વસ્તુઓથી જિતેંદ્રિયતા પ્રાપ્ત થઈ શકતી હોત, તો જેઓ પાસે વસ્તુઓનો સંગ્રહ છે તેઓને જીતેન્દ્રિયતા થઈ જાત વળી જો તે બળ વિશેષથી પ્રાપ્ત થતી હોત તો આજે દુનિયામાં બળનો દુરૂપયોગજ શું કામ થાત? જ્યારે એ નિશ્ચિત વાત છે કે ભાઈ! જિતેંદ્રિયતા એ કોઈ વસ્તુ ઉપર આધાર રાખતી નથી, કોઈ બળ ઉપર અવલંબતી નથી, તો પછી આપણે એમ કેવી રીતે કહી શકીએ કે અમારી પાસે અમુક વસ્તુ નથી તેથી જિતેન્દ્રિયતા થઈ શકતી નથી. જે સાધનોથી જિતેંદ્રિયતા પ્રાપ્ત થાય છે, તે સાધનો તો મનુષ્યમાત્ર પાસે હોયજ છે.

હવે આપ પ્રશ્ન કરો કે શું નિર્બળ મનુષ્ય, ઈન્દ્રિય લોલુપ નથી હોતો? ખરી રીતે તો નિર્બળમાં ઇન્દ્રિયલોલુપતા નથી હોતી તેમજ બળનો સદુપયોગ કરનારમાં પણ નથી હોતી. ત્યારે ઇન્દ્રિય લોલુપતા કોનામાં હોય છે? જે બળનો દુરૂપયોગ કરે છે તેમાં, એ એ પ્રશ્નનો જવાબ છે. ભાઈ, આજે આપણે એ ખટપટમાં નથી પડવું કે આપણામાં કેટલું બળ છે કે કેટલો વિવેક છે. જેટલું બળ આપણામાં છે તેનો સદુપયોગ કરવાનો છે. જેમ જેમ આપણે બળનો સદુપયોગ કરતા જશું, તેમ તેમ બળ પ્રાપ્ત થતું જશે અને અંતે આપણે



એ પ્રાપ્ત બળના અભિમાનથી પણ મુક્ત થઈ જશું. બળના સંગ્રહમાત્રથી કે બળના અભિમાન માત્રથી કોઈ મુક્ત નથી થતું. પ્રાપ્ત બળના સદુપયોગથી જ્યારે આપણને આવશ્યક બળ મળશે, ત્યારે આપણે બળના અભિમાનથી મુક્ત થવા માટે અધિકારી બનશું. બળના અભિમાનથી મુક્ત થવા માટે પ્રશ્ન ત્યારેજ ઉત્પન્ન થાય કે પ્રથમ જ્યારે આપણે આવશ્યક બળ મેળવી લઈએ. અપ્રાપ્ત વસ્તુનાં અભિમાનથી મુક્ત થવાનો તો પ્રશ્ન ઉપસ્થિતજ થતો નથી. આવશ્યક બળ નિર્વિકલ્પતામાંજ સમાયેલું છે. નિર્વિકલ્પતા બુદ્ધિની સમતામાં રહેલી છે. અને બુદ્ધિની સમતા વિવેકમાં રહેલી છે. તેથી વિવેકથીજ આપણે બુદ્ધિની સમતા પ્રાપ્ત કરીએ અને બુદ્ધિની સમતાથીજ, મનમાં નિર્વિકલ્પતા પ્રાપ્ત કરીએ. મનમાં નિર્વિકલ્પતા આવવાથી, બુરા સંકલ્પ અર્થાત્ અમાનવતાના સંકલ્પ મટી જાય છે અને સારા સંકલ્પની તૃપ્તિ થઈ જવાથી અને ખરાબ સંકલ્પો મટી જવાથી નિર્વિકલ્પતા સમતામાં વિલીન થઈ જાય છે. નિર્વિકલ્પતામાં બંધાઈ રહેવાને આપણને માનવતા ફરજ પાડતી નથી. તે તો આપણને બતાવે છે કે નિર્વિકલ્પતા એ પણ એક આવશ્યક સ્થિતિ માત્ર છે. તેથી આપણને બુદ્ધિ સમતા પ્રાપ્ત કરવાની યોગ્યતા આવે છે. સમતાથી આપણને અલૌકિક વિવેકનો અભેદ પ્રાપ્ત થાય છે. અને આવા અભેદથી આપણને વાસ્તવિક, અનંત, ચિન્મય નિત્ય જીવન પ્રાપ્ત થાય છે. એ દિવ્ય જીવનની પ્રાપ્તિ થાય તેજ આપણું કલ્યાણ છે.

આજ આપણે જેને જીવન કહીએ છીએ, તે તો જીવનની સાધન સામગ્રી છે. જીવન નથી. આપણને જો જીવન પ્રાપ્ત થઈ ગયું હોત તો, જીવવાની લાલસા ન રહેત યા કોઈ પ્રકારનો ભય પણ ન થાત. લાલસા અપ્રાપ્ત વસ્તુની અને ભય, કોઈ પ્રકારના અભાવથી થાય છે. શું આપણું જીવન હાલ લાલસા અને ભયથી મુક્ત છે ? જો ન હોય, તો માનવુંજ પડશે કે આપણને હજી વાસ્તવિક જીવન પ્રાપ્ત નથી થયું. એવો નિયમ છે કે અપ્રાપ્તની જિજ્ઞાસા સ્વતઃ જાગૃત થાય છે. જિજ્ઞાસાની જાગૃતિ ઈચ્છાઓને ભરખી જાય છે. અસ્વાભાવિક ઈચ્છાઓ મટતાંજ, બળનો સદુપયોગ તથા વિવેકનું પાલન, આપોઆપજ થવા લાગે છે. તેથી મનુષ્યમાં ઢંકાઈ રહેલી માનવતાનો વિકાસ બની શકે છે. પૂર્ણ માનવતા આવી જવાથી, ભક્તને ભગવાન, જિજ્ઞાસુને તત્ત્વજ્ઞાન, યોગીને યોગ, ભૌતિકવાદીને વિશ્વપ્રેમ સ્વતઃ પ્રાપ્ત થઈ જાય છે.

હવે આપણે એ શીખવું અનેશીખવવાનું છે કે બળના સદુપયોગ અને વિવેકનાં પાલનથીજ, આપણે ઢંકાયેલી માનવતાનો વિકાસ કરવામાં પ્રયત્ન કર્યા કરીએ. માનવજીવનમાં એક મોટી અલૌકિક વસ્તુ છે. એ વાત એ છે કે તે આપણને એવી કોઈ વસ્તુની આશા નથી ઉત્પન્ન કરતું કે જેની વર્તમાનમાં પ્રાપ્ત કરવાની આપણી શકિત ન હોય. તેમજ એવી કોઈ આશા તરફ આકર્ષણ પણ નથી કરાવતું કે જેની તૃપ્તિનો આધાર પરાયા ઉપર હોય. કોઇ કહે કે શું આપણે સંસારમાંથી



આપણને કાંઇ મળતું નથી, શું ભગવાન પાસેથી આપણે કાંઇ લેવાનું નથી? તો વિચાર કરો કે આવો પ્રશ્ન ત્યારેજ ઉત્પન્ન થઇ શકે કે જ્યારે માનવતાથી વિશેષ સારી કોઇ વસ્તુ હોય. માનવતાથી સંસારના અધિકારની તો રક્ષા થઇ જાય છે,–જે સંસારને ગમતી વસ્તુ છે; અને સંસારની પાસે કોઇ એવી વસ્તુ નથી કે જે માનવતાને માટે જરૂરી હોય. તેથી સિદ્ધ થઇ જાય છે કે માનવતા પ્રાપ્ત થઇ જતાં, સંસાર પાસેથી કાંઇ લેવાની આવશ્યકતા નથી રહેતી. હવે રહી ભગવાન પાસેથી મેળવવાની વાત. એની પણ એથીજ જરૂર નથી રહેતી કે માનવતા આપણને પ્રેમથી પરિપૂર્ણ કરી દે છે. પ્રેમજ ભગવાનને અતિ પ્રિય છે. એજ તેમનો માનવ ઉપરનો અધિકાર છે. તેથી સિદ્ધ થાય છે કે માનવતા સર્વના અધિકારોને સંતોષે છે. જે માનવતા સર્વના અધિકારો સંતોષવા સમર્થ છે, તે મળ્યા પછી ભલા કોઈ પાસેથી કાંઇ માગવાની વાત બાકીજ કયાં રહે છે? જો કે એ માનવતા ભગવાનની નિરપેક્ષ કૃપાથીજ મળે છે.

સંસારના અધિકારોની રક્ષાનું પરિણામ એ થાય છે કે માનવતા સંસારમાં વ્યાપક બની જાય છે; અને પ્રેમનું પરિણામ એ થાય છે કે પ્રેમી ભગવાનથી અદ્વૈત પામી જાય છે. તે માનવની વાસ્તવિક માંગ છે અને તેની તૃપ્તિ સાધનયુકત જીવનથીજ થવાનો સંભવ છે. સાધન કરવામાં પ્રત્યેક સાધક સર્વદા સ્વતંત્ર છે. ૐ

દિનાંક ૧૬ ઓગષ્ટ ૧૯૫૪

૬

# અનાવશ્યક ઇચ્છાઓની નિવૃત્તિ.

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

ગઇ કાલે આપની સેવામાં નિવેદન કર્યું હતું કે સાધન-યુક્ત જીવન બનાવવા માટે અથવા એમ કહો કે માનવતા પ્રાપ્ત કરવા માટે, બળનો સદ્ઉપયોગ કરવાનું અને વિવેકનો આદર કરવાનું અનિવાર્ય છે. એવું કોઇ સાધન હોઇજ ન શકે કે જેનો જન્મ વિવેકના આદર અને બળના સદ્ઉપયોગથી ન હોય.

જ્યાં સાધનની ચર્ચા કરાતી હોય ત્યાં સહુથી પહેલું એ જરૂરનું છે કે સાધક પોતાની વર્તમાન વસ્તુસ્થિતિનું નિરીક્ષણ કરે, પોતાના દોષને ઠીકઠીક પોતાના જ્ઞાનથી જાણે. પોતાના દોષનું નિરીક્ષણ કરવાથી પોતાની સ્વાભાવિક ઇચ્છાઓની જાણકારી થઈ જાય છે. સ્વાભાવિક આવશ્યક્તા એ કહેવાય કે જેની પૂર્તિ અનિવાર્ય હોય, અને અસ્વાભાવિક ઇચ્છાઓ એ કહેવાય કે જે મટાડવાનું આવશ્યક હોય. જે કોઈપણ પ્રકારે મટાડી શકાતી નથી તેનું નામ આવશ્યક્તા છે.



ઇચ્છાઓ અનેક હોઈ શકે છે; પરંતુ આવશ્યકતા એકજ હોય છે. જ્યારે સાધક આત્મ-વિવેકના પ્રકાશથી, પોતાની વસ્તુસ્થિતિ સમજી લે ત્યારે તેને પોતાની આવશ્યકતાની જાણકારી થાય છે. આવશ્યકતાની જાગૃતિ, ઇચ્છાઓ મટાડવામાં સમર્થ હોય છે. આજે આપણને જે ઇચ્છાઓ તંગ કરી રહી છે તેનું એક માત્ર કારણ એ છે કે આપણે આપણી સ્વાભાવિક આવશ્યકતાને ભૂલી જઇએ છીએ. સ્વાભાવિક આવશ્યકતાનો પ્રમાદ ઇચ્છાઓને બળવાન બનાવે છે.

હવે સ્વાભાવિક આવશ્યકતા તે શું? કોઇને પૂછવામાં આવે કે તમે જીવન ચાહો છો કે મૃત્યુ! એમ કોઈ નહિ કહે કે અમે જીવન નથી ચાહતા. જીવનની માંગ સહુ કોઇને હોય છે. મૃત્યુની માંગ કોઇને પણ હોતી નથી. કોઇને પૂછવામાં આવે કે ભાઈ! કોઈ પ્રકારનો અભાવ ચાહો છો કે પૂર્ણતા? સહુ કોઈ કહેશે કે અમે પૂર્ણતા ચાહીએ છીએ. કોઇને કહેવામાં આવે કે તમે સંદેહ ચાહો છો કે નિઃસંદેહતા. સહુ કોઈ કહેશે કે અમે તો નિઃસંદેહતા ચાહીએ છીએ. આથી કરીને એમ સિદ્ધ થયું કે નિઃસંદેહતાની માંગ એ જ્ઞાનની આવશ્યકતા છે, પૂર્ણતાની માંગ એ આનંદની આવશ્યકતા છે અને જીવનની માંગ એ અમરત્વની આવશ્યકતા છે. આ ત્રણે બાબતો ત્રણ નથી. જેની અંદર જીવન છે તેમાં અમરત્વ છે, તેમાં જ્ઞાન છે, અને તેમાં આનંદ છે. કોઈ કહે કે આ ત્રણ બાબતો માટે આપણે ત્રણ વસ્તુઓ

અલગ અલગ પ્રાપ્ત કરવી જોઇશે, તો એવી કોઈ વાત નથી. જેઓ આ ત્રણેમાંથી કોઈપણ એક બાબત પ્રાપ્ત કરી લે, તેઓને સઘળુંજ પ્રાપ્ત થઈ જશે. કારણ કે, સત્ય એક છે, અનેક નહિ; પરંતુ આ બધું મળે ક્યારે? જ્યારે આપણી સ્વાભાવિક આવશ્યકતાઓ અસ્વાભાવિક ઈચ્છાઓને ગળી જાય તે પહેલાં આ મળી શકે નહિ.

હવે એ વિચાર કરવાનો છે કે આપણે ઈચ્છાઓની પૂર્તિમાં સ્વાધીન છીએ કે ઈચ્છાઓની નિવૃત્તિમાં. તો સહુકોઈ ભાઈ બહેનો એમજ માનશે કે આપણે ઈચ્છાઓની નિવૃત્તિમાં જેટલા સ્વાધીન છીએ તેટલા ઈચ્છાઓની પૂર્તિમા હોતા નથી. કારણ કે સહુ કોઈનો અનુભવ છે કે સઘળી ઈચ્છાઓ પૂરી થતી નથી; વિશેષમાં એ પણ સહુ કોઇનો અનુભવ છે કે ઈચ્છાની પૂર્તિ થયેથી પણ જે સ્થિતિ ઈચ્છાઓની ઉત્પતિ પહેલાં હતી તેની તેજ સ્થિતિમાં પ્રાણી ફરીથી આવી જાય છે. આથી કરીને એ સ્પષ્ટ થઈ જાય છે કે ઈચ્છાઓની પૂર્તિનો પ્રયત્ન કોઈ વિશેષ મહત્વ ધરાવતો નથી.

આથી એમ સિદ્ધ થયું કે ઇચ્છાઓની પૂર્તિ એક વચગાળાની અવસ્થા-માત્ર છે. જે આદિમાં ન હોય અને અંતમાં ન હોય, કેવળ મધ્યમાં જેની પ્રતીતિ માત્ર હોય, તે અવસ્થા સુરક્ષિત રાખી શકાતી નથી. એટલે ઇચ્છાપૂર્તિનું સુખ હમેશાં રહી શકતું નથી.

જો વિચાર પૂર્વક જોવામાં આવે, તો સહુ કોઇ એમ



અનુભવશે ને જેની ઉત્પત્તિ થાય છે તેનોજ વિનાશ થાય છે. જેનો વિનાશ થાય છે તેની સ્થિતિ ટકતી નથી. વિનાશનો જે ક્રમ છે તે સ્થિતિના રૂપમાં પ્રતીત થાય છે. પરંતુ, ઉત્પત્તિ પહેલાં જે શાશ્વત'છે' તેનાથી અભિન્નતા જે વિચારશીલ માનવોએ પ્રાપ્ત કરી હોય તેઓજ આ રહસ્યને જાણે છે. જીવન એ કે જે ઉત્પત્તિ વિનાશ રહિત છે, અને જે ઉત્પત્તિ વિનાશરહિત છે તે આપણે પ્રાપ્ત ન કરી શકીએ એમ કહેવું તે ન્યાય સંગત જણાતું નથી. આત્મ વિવેકથી એમ સિદ્ધ થતું નથી. વિવેકયુક્ત દ્રષ્ટિથી તો એમજ સિદ્ધ થાય છે કે ઉત્પત્તિની પહેલાં જે હતું અને વિનાશ પછી જે છે, તેને સાધક સુગમતાથી પ્રાપ્ત કરી શકે છે. કારણ પ્રાપ્તિ તેની થાય કે જે શાશ્વત 'છે.' જે નથી, તેની પ્રાપ્તિ થતી નથી, પરંતુ પ્રતીતિ થાય છે. સાધારણ પ્રાણીઓ ઇન્દ્રિયોના જ્ઞાન પરજ પૂરો વિશ્વાસ કરીને, વસ્તુતાએ જે અલ્પ જ્ઞાન છે, જે પ્રતીતિમાત્ર છે તેને પ્રાપ્તિ માની લે છે. જો કે પ્રતીતિમાં પ્રવૃત્તિ તો થાય છે, પરંતુ કશી પ્રાપ્તિ થતી નથી.

હવે પ્રશ્ન એ થાય છે કે 'છે' તે શું? જે ઉત્પત્તિ વિનાશથી રહિત છે અથવા ઉત્પત્તિ વિનાશ પહેલાં છે. જેનાથી ઉત્પત્તિ અને વિનાશ પ્રકાશમાં આવે છે એને 'છે' ના અર્થમાં ઘટાવવું જોઈએ. 'છે'નું વર્ણન સંકેત ભાષામાંજ સંભવી શકે, કારણ કે જે સાધનવડે આપણે 'છે' નું વર્ણન કરી શકીએ છીએ તે સઘળું 'છે' થીજ પ્રકાશમાં આવે છે અને 'છે' ની

સત્તાથીજ સત્તા પામે છે. જે સાધન જેનાથી સત્તા પામે તેનું વર્ણન કઇ રીતે થઇ શકે? કેવળ સંકેતથીજ કરી શકાય.

હવે પ્રશ્ન એ થાય છે કે ઇચ્છાઓની નિવૃત્તિ શી રીતે થાય? ઇચ્છાઓની નિવૃત્તિનાં અનેક સાધનો છે. પરંતુ એ અનેક સાધનો પૈકી આજ એક બે સાધનનીજ ચર્ચા કરશું, અને તે એ કે જો આપણે આપણી ઇચ્છાઓનો અંત લાવવો હોય તો સહુથી પહેલાં તો આપણી ઇચ્છાઓનું આપણે નિરીક્ષણ કરવું જોઇએ. ઉત્પન્ન થએલ ઇચ્છાઓમાં જે એવી ઇચ્છાઓ હોય કે જેનો સંબંધ વર્તમાન સાથે હોય, જે પૂરી કર્યાં વગર કોઇ પ્રકારે રહીજ ન શકાય, અથવા જેની પૂર્તિનું સાધન પ્રાપ્ત હોય, અથવા જેથી કોઇનું અહિત ન થતું હોય, તે ઇચ્છાઓની પૂર્તિ કરી લેવી જોઇએ. પરંતુ પૂરી કરતી વખતે એ વાતનું પણ ધ્યાન રાખવું જોઇએ કે તેની પૂર્તિનું જે સુખ હોય તેને માટે આપણને અભિલાષા હોવી જોઇએ નહિ. કારણકે, જો આપણે ઇચ્છાપૂર્તિનું સુખ લેતા રહીએ, તો ફરીફરીને ઇચ્છાઓ ઉત્પન્ન થતી રહેશે, અને એ ચક્ર ચાલતુંજ રહેશે. જે ઇચ્છાઓમાં ઉપર જણાવેલ ચાર વાત ઘટી શકતી ન હોય, તે ઇચ્છાઓનો વિચારપૂર્વક ત્યાગ કરવો જોઇએ. એવો નિયમ છે કે આવશ્યક ઇચ્છાઓની પૂર્તિ કરવાથી અનાવશ્યક ઇચ્છાઓનો ત્યાગ કરવાનું બળ આપોઆપ આવી જાય છે.

ઉપર જણાવેલ ચાર વાતો સાથે સંબંધ ધરાવતી



ઇચ્છાઓ જ્યારે પૂરી કરી લેવામાં આવે, અને જે ઇચ્છાઓનો એ ચાર વાતો સાથે સંબંધ ઘટતો ન હોય તેનો જ્યારે ત્યાગ કરી દેવામાં આવે, ત્યારે સ્વાભાવિક ઇચ્છા રહિતપણું આવી જાય છે, અર્થાત્ ઇચ્છાઓ નિવૃત્ત થઇ જાય છે. એવો નિયમ છે કે આવશ્યક ઇચ્છાઓની પૂર્તિ અને અનાવશ્યક ઇચ્છાઓની નિવૃત્તિ થએથી, મન અમન અર્થાત્ નિર્વિકલ્પ બની જાય છે, બુદ્ધિમાં સમત્વ આવે છે, અને ઇન્દ્રિયો વિષયથી વિમુખ થઇ જાય છે.

આમ થવાથી જીવન અલૌકિક વિવેકના પ્રકાશથી પ્રકાશિત બની જાય છે. એવો નિયમ છે કે વિવેકનો પ્રકાશ આપોઆપ સાધકને માર્ગદર્શન આપવા લાગે છે. અર્થાત્ સાધકને આપોઆપ કર્તવ્યનો બોધ થઇ જાય છે. જે કરવામાં કર્ત્તા અસમર્થ હોય તથા જે કરવાથી સફળતા ન મળે તેને કર્તવ્ય કહેવાય નહિ. અર્થાત્ જે કરી શકાય અને જેથી સફળતા અવશ્ય મળે તેને કર્તવ્ય કહેવાય. આજે આપણે ઇચ્છાઓમાં ફસાઈ જઇને ઉત્પાતમાં રહીએ છીએ અને ઇન્દ્રિયો વિષયોમાં આસક્ત રહે છે. તેનું એકમાત્ર કારણ એ છે કે આપણે આવશ્યક ઇચ્છાઓ પૂરી કરતા નથી અને વળી અનાવશ્યક ઇચ્છાઓનો ત્યાગ કરતા નથી. સઘળી ઇચ્છાઓ પૂરી થઈ જાય એવો તો કોઇને પણ અનુભવ હોતો નથી, તેમ કોઇપણ ઇચ્છા પૂરી ન થાય એવો પણ કોઇનો અનુભવ હોતો નથી, અર્થાત્ કોઈ ઇચ્છાઓ અવશ્ય પૂરી

થાય છે. ઘણીએ ઈચ્છાઓ એવી હોય છે કે જેની પૂર્તિ થાય છે, અને ઘણીએ ઈચ્છાઓ એવી હોય છે કે જેની પૂર્તિ થતી નથી એ સહુ ભાઈબ્હેનોનો અનુભવ છે. જે ઈચ્છાઓની પૂર્તિ નથી થતી તે ઇચ્છાઓ આપણા જીવનમાં કેવળ એ કારણે મોજુદ હોય છે કે આપણે આપણી વસ્તુસ્થિતિને આત્મવિવેકના પ્રકાશમાં સમજી લીધેલ હોતી નથી. પોતાની જરૂરી અને બીનજરૂરી ઈચ્છાઓનું ભાન કરાવવું એ વિવેકનું કામ છે. આપણે આપણી જરૂરી ઈચ્છાઓને જાણી લઇએ તો એ ઈચ્છાઓ પૂરી થઈ જશે અને બીનજરૂરી ઈચ્છાઓ આપોઆપ મટી જશે; આગળ પાછળનું જે વ્યર્થ ચિંતન થયા કરે છે, તે મટી જશે. કારણ કે એવો નિયમ છે કે અનાવશ્યક ઈચ્છાઓ મટેથી વ્યર્થ ચિંતન મટી જાય છે, અને વ્યર્થ ચિંતન મટી જાય ત્યારે સાર્થક ચિંતન આપોઆપ ઉત્પન્ન થઈ જાય છે. એટલે આજે આપણાથી જે તત્ત્વચિંતન તથા ભગવત્ ચિંતન નથી થતું તેનું કારણ વ્યર્થ ચિંતન મટતું નથી એ છે, બીજું કશું નહિ. સાર્થક ચિંતનમાં ચિત્ત લાગતું નથી અને જે કરવું જોઇએ તે ચિત્તથી થવા પામતું નથી એ મુશ્કેલી ઘણુંખરૂં સઘળા સાધકોની સામે હોય છે. શું આપણે સાર્થક ચિંતનમાં અસમર્થ છીએ! કદાપિ નહિ. નિરર્થક ચિંતનેજ સાર્થક ચિંતનને ઉત્પન્ન થવા દીધું નથી. હવે પ્રશ્ન એ થાય છે કે નિરર્થક ચિંતન કોને કહેવું? જેને માટે કર્મની અપેક્ષા હોય, જેનાથી દેશકાળ પરિછિન્ન હોય,



જે ઉત્પત્તિ વિનાશ યુક્ત હોય, જેમાં જડતાનો દોષ હોય એવું ચિંતન નિરર્થક ચિંતન છે. જો આપણે જેનું ચિંતન ન કરવું જોઇએ તેનું ચિંતન કરીએ તો તેથી કંઈ લાભ થાય નહિ. કારણ કે ચિંતનથી એની પ્રાપ્તિ થવાનો સંભવ નથી. હા, એ હાનિ અવશ્ય થાય કે જે વસ્તુનું આપણે ચિંતન કરતા હોઇએ તેમાં આસક્તિ થાય, જેથી કરીને સાર્થક ચિંતન કરવાનું અસંભવ બને. આ હાનિથી બચવા માટે ચિંતનથી જેની પ્રાપ્તિ નથી થતી તેનું ચિંતન સાધકે કરવું જોઇએ નહિ. અર્થાત્ વસ્તુઓનું ચિંતન કરવું જોઇએ નહિ. જેનાથી જાતીય તથા સ્વરૂપની એકતા થાય તેની પ્રાપ્તિ ચિંતનથી થઈ શકે છે. જેનાથી કેવળ માની લીધેલી એકતા થાય તેની પ્રાપ્તિ ચિંતનથી થતી નથી. હવે પ્રશ્ન એ થાય છે કે આપણી જાતીય તથા સ્વરૂપની એકતા શેનાથી થાય અને માની લીધેલી એકતા શેનાથી થાય? આપણી જાતીય તથા સ્વરૂપની એકતા તેનાથી થઇ શકે છે કે જેની સ્વાભાવિક આવશ્યકતા હોય અને માની લીધેલ એકતા તેનાથી થઇ શકે છે કે જેની અસ્વાભાવિક ઈચ્છાઓ હોય, અર્થાત્ અમરત્વથી જાતીય તથા સ્વરૂપની એકતા થાય છે, કારણ કે તેની સ્વાભાવિક આવશ્યકતા છે. તેથી અતિરિકત શરીરાદિ વસ્તુઓથી તો માની લીધેલ એકતાજ સિદ્ધ થઈ શકે છે, જાતીય એકતા નહિ. માની લીધેલ એકતાએજ અસ્વાભાવિક ઈચ્છાઓ ઉત્પન્ન કરી હોય છે. એ કારણે તેની નિવૃત્તિ

કરવાનો પ્રશ્ન સાધક સામે ઉપસ્થિત થાય છે.

હવે વિચાર કરો કે જેટલી વસ્તુઓ છે તે સઘળી ઉત્પત્તિવિનાશયુક્ત હોય છે, જેટલી વ્યક્તિઓ છે તે સઘળી ઉત્પત્તિવિનાશયુક્ત હોય છે, જેટલી અવસ્થાઓ છે તે સઘળી ઉત્પત્તિવિનાશયુક્ત હોય છે. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે જેનાથી દેશકાળ પરિછિન્ન હોય. અથવા જે ઉત્પત્તિ વિનાશયુક્ત હોય, તેના ચિંતનનો જો આપણે ત્યાગ કરી કરી દઇએ તો એમ માનવું જોઇએ કે જીવનમાં કોઇ વસ્તુ, વ્યક્તિ આદિના ચિંતનની આવશ્યકતા રહેતી નથી. હવે એ પ્રશ્ન ઉત્પન્ન થઇ શકે છે કે જો જીવનમાં વસ્તુના ચિંતનનું કંઇ સ્થાન નથી તો આપણને આવશ્યક વસ્તુઓ શી રીતે મળશે? આપ ગંભીરતાથી વિચાર કરો કે ચિંતન કરવા માત્રથી વસ્તુએ મળતી નથી. વસ્તુઓની પ્રાપ્તિનો સંબંધ તો વર્તમાન પરિસ્થિતિના સદુપયોગ, અર્થાત્ કર્મ સાથે છે, ચિંતન સાથે નહિ. એવો નિયમ છે કે કર્મનો સંબંધ વર્તમાન પરિસ્થિતિ સાથે હોય છે અને ચિંતનનો સંબંધ અપ્રાપ્ત પરિસ્થિતિ સાથે હોય છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થઇ જાય છે કે પ્રાપ્ત કરેલી યોગ્યતા મુજબ આવશ્યક વસ્તુઓની પ્રાપ્તિ માટે વર્તમાન પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવો, કોઇ અપ્રાપ્ત પરિસ્થિતિનું ચિંતન ન કરવું. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે વર્તમાનમાં આપને જે બળ તથા વિવેક પ્રાપ્ત છે, તે બળ તથા વિવેકદ્વારા આપ ઠીક કર્મ કરો તો આવશ્યક વસ્તુ



અવશ્ય મળશે, ચિંતનથી આપને વસ્તુ મળશે નહિ. તો હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જો ચિંતનમાત્રથી વસ્તુઓ મળતી નથી, તો પછી ચિંતનથી મળે છે શું? ચિંતનથી એ મળશે કે જે ઉત્પત્તિ વિનાશથી અતીત છે, જેનાથી દેશકાળ પરિછિન્ન નથી અને જે પર-પ્રકાશ નહિ પરંતુ સ્વયં પ્રકાશ છે, અથવા દિવ્ય તથા ચિન્મય છે. એ મળી જવાથી કોઈ પ્રકારનો બિલકુલ અભાવ રહેશે નહિ. આપણે અભાવનો અનુભવ ક્યારે કરીએ છીએ? જ્યારે આપણે આપણને ઉત્પત્તિવિનાશયુક્ત વસ્તુઓ, અવસ્થાઓ તેમજ પરિસ્થિતિઓમાં ફસાવી દઇએ છીએ ત્યારે. અભાવનો અભાવ કરવામાં માનવ હમેશાં સ્વાધીન છે. કારણ કે જે જીવન સઘળી પરિસ્થિતિમાંથી અતીત છે તે સાથેની એકતા, પરિસ્થિતિઓથી અસંગ થવાથી આપોઆપ થઇ જાય છે અને પછી કોઇ પ્રકારનો અભાવ બિલકુલ રહેતો નથી. પરિસ્થિતિઓથી અસંગ થવાને માટે નિર્મોહતાપૂર્વક પ્રાપ્ત પરિસ્થિતિઓનો સદુપયોગ કરવાનું અનિવાર્ય હોય છે. સાર્થક ચિંતનથી નિર્મોહતા આપોઆપ પ્રાપ્ત થઈ જશે. એટલે પૂર્ણતા પ્રાપ્ત કરવામાં માનવ પરાધીન નથી. પરંતુ આપણી ભૂલ એ થાય છે કે જે વસ્તુઓનું ચિંતન ન કરવું જોઇએ તેના ચિંતનનો ત્યાગ કરતા નથી અને પ્રાપ્ત પરિસ્થિતિનો આદરપૂર્વક સદુપયોગ કરતા નથી. આજે આપણે સત્ય, અસત્યદ્વારા ખરીદવા માગીએ છીએ. સત્યની પ્રાપ્તિ

અસત્યદ્વારા થતી નથી, પરંતુ અસત્યના ત્યાગથી થાય છે. અસત્યના ત્યાગનું બળ સત્યની તીવ્ર લાલસા જાગૃત થયેથી આપોઆપ આવી જાય છે. અથવા એમ કહો કે સત્યનો પ્રેમ અસત્યને ગળી જાય છે. એવો નિયમ છે કે સત્ય, અસત્ય મટાડવાને માટે સમર્થ નથી, કારણ કે સત્ય તો અસત્યને સત્તા આરોપીને પ્રકાશમાન કરે છે, પરંતુ સત્યની લાલસા અસત્યને મટાડવા માટે તથા સત્ય સાથેની એકતા કરવા માટે સમર્થ છે. પરંતુ આ રહસ્યને કોઈ વિરલાઓજ જાણે છે. વસ્તુતાએ સત્યની લાલસાજ સત્યનું ચિંતન છે કે જે અસત્યને અસત્ય જાણી લેવાથી આપોઆપ થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે ચિંતન કરેથી નથી થતું, આપોઆપ થાય છે. જે કરેથી થાય છે તે કર્મ કહેવાય છે અને તેનું પરિણામ ભોગ હોય છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે પરિસ્થિતિનો સદુપયોગ કોને કહેવો? પ્રાપ્ત વસ્તુઓ અને યોગ્યતાનો સદુપયોગ એજ પરિસ્થિતિનો સદુપયોગ છે. હવે આપણે આત્મ વિવેકથી જોઇએ કે આપણા મનમાં શુદ્ધ સંકલ્પો ઉઠે છે કે અશુદ્ધ? જો શુદ્ધ સંકલ્પ ઉઠતા હોય તો સમજવું કે આપણને મળેલ મનનો સદુપયોગ થઇ ગયો. જો અશુદ્ધ સંકલ્પો ઉઠતા હોય તો સમજવું કે આપણને મળેલ મનનો દુરૂપયોગ થઇ ગયો. જો આપણી બુદ્ધિ આપણા કર્તવ્યનું અને બીજાના અધિકારનું ભાન કરાવે અને પ્રત્યેક વસ્તુમાં પરિવર્તનનું દર્શન કરાવે તો સમજવું જોઇએ કે



બુદ્ધિનો સદુપયોગ થઇ ગયો, અને જો કેવળ બીજાઓનાં કર્તવ્યનો નિર્ણય કરવામાં અને આપણા પોતાના અધિકારમાં લાગુ રહે તો સમજવું જોઇએ કે આપણને મળેલ બુદ્ધિનો દુરૂપયોગ થઈ ગયો. જો આપણને પ્રાપ્ત વાણી, હિતકારી તેમજ મધુર અને પ્રિય વચન બોલતી હોય અને આવશ્યકતાથી વિશેષ બોલતી ન હોય, તો સમજવું જોઇએ કે વાણીનો સદુપયોગ થઇ ગયો અને જો તેથી વિપરીત બોલતી હોય તો વાણીનો દુરૂપયોગ થઈ ગયો. જો શરીર આવશ્યક કાર્ય કરવામાં આળસ કરતું ન હોય અને અનાવશ્યક કાર્યમાં પ્રવૃત્ત બનતું ન હોય તો સમજવું જોઇએ કે શરીરનો સદુપયોગ થઇ ગયો. જો તેથી વિપરીત, શરીર આળસુ બનીને આવશ્યક કાર્ય મોકુફ કરતું રહે, તો શરીરનો દુરૂપયોગ થઇ ગયો. જો પ્રાપ્ત વસ્તુઓનો વ્યય વ્યક્તિઓના રક્ષણમાં થતો હોય તો સમજવું જોઇએ કે તેનો સદુપયોગ થઇ ગયો અને જો તેથી વિપરીત, કેવળ સ્વાર્થ, સંગ્રહ અથવા ઉપભોગમાંજ થતો હોય તો સમજવું જોઇએ કે દુરૂપયોગ થઇ ગયો. એવો નિયમ છે કે જે વસ્તુઓનો આપણે દુરૂપયોગ કરીએ તેની ગુલામીથી આપણે મોકળા થતા નથી, અર્થાત એનાથી અસંગ બનતા નથી. એ નિર્વિવાદ સત્ય છે કે વસ્તુઓથી અસંગ બન્યા વગર પ્રાપ્ત કરાએલ કોઇપણ વસ્તુઓથી અતીત, દિવ્ય, ચિન્મય અને અનન્ત જીવન સાથે એકતા થઇ શકતી નથી.

હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આપણે પરિસ્થિતિઓનો સદુપયોગ કરવામાં શા માટે અસમર્થ છીએ? અલૌકિક વિવેક અર્થાત્ આત્મજ્ઞાનનો અનાદર એ એનું એકજ કારણ છે. હવે જો કોઇ કહે કે આત્મજ્ઞાન કોને કહેવું તો કહેવું જોઇએ કે જો જ્ઞાન પ્રાપ્ત ન હોય તો આપણે સંયોગ-વિયોગનો અનુભવજ કરી શકીએ નહિ. જે જ્ઞાનથી આપણે પોતાને તથા આપણાથી પરને જાણીએ તે આત્મજ્ઞાનછે. અથવા એમ કહો કે જે જ્ઞાનથી આત્મજ્ઞાનનું અને પરજ્ઞાનનું ભાન થાય તે આત્મજ્ઞાન છે. પરજ્ઞાનનો અર્થ છે બુદ્ધિનું જ્ઞાન અથવા ઈન્દ્રિયનું જ્ઞાન. જેવીરીતે બુદ્ધિનાજ્ઞાનથી ઇન્દ્રિયોના જ્ઞાનનુંભાન થાય છે, એવી રીતે આત્મજ્ઞાનથી બુદ્ધિના જ્ઞાનનું ભાન થાય છે. હવે કોઈ કહે કે અજ્ઞાન શું છે! તો કહેવું જોઇએ કે અલ્પજ્ઞાનનું બીજું નામ અજ્ઞાન છે. અજ્ઞાનનો અર્થ જ્ઞાનનો અભાવ નથી. જ્યારે પ્રાણી અલ્પ જ્ઞાનને પૂરૂં જ્ઞાન માની લે છે, ત્યારે તે જે ન કરવું જોઇએ તે કરવા લાગે છે અને જે ન માનવું જોઇએ તે માનવા લાગે છે. વાસ્તવિક જ્ઞાન વસ્તુતાએ અલૌકિક છે અને તે સહુ કોઇનું છે. અથવા એમ કહો કે આત્માનું છે. એ જ્ઞાનથી જો આપણે સંયોગો વિયોગનો અનુભવ કરી લઇએ તો આપણને નિત્ય યોગ પ્રાપ્ત થઈ જાય, જે અમર જીવન છે. મૃત્યુ એનું થાય કે જેના વિયોગનો સંભવ હોય અને વિયોગ એનો થાય કે જેના સંયોગનો સ્વીકાર કર્યો હોય. જે વસ્તુતાએ જીવન નથી અથવા એમ કહો કે



જે સાથે નિત્ય યોગ નથી, એનો સંયોગ સ્વીકારવામાં આવે છે. હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે નિત્યયોગ કોની સાથે હોતો નથી? તો એમ કહેવું જોઇએ કે માની લીધેલ હુંપણાં તથા માની લીધેલ મારાપણા સાથે નિત્યયોગ હોતો નથી. જો માની લીધેલ હુંપણા સાથે નિત્યયોગ હોય તો આજે જે, પોતાનું અમુક પદ અમુક માન્યતાથી પ્રકાશિત કરે છે, તે પદ બદલી જવાથી અથવા માન્યતા બદલી જવાથી, પહેલાંની માન્યતા વડે પ્રકાશિત કરાતું નથી તેનું શું કારણ? હા, એ ચોક્કસ છે કે પરિસ્થિતિ અનુસાર માન્યતા જે કર્તવ્યનો જે અર્થ કરે છે તે અર્થ કર્તવ્ય પાલનની દ્રષ્ટિથી ભલે માન્ય હોય, પણ એ માન્યતા નિત્ય છે એમ માની શકાતું નથી. એવો નિયમ છે કે કર્તવ્યપરાયણ થવાથી કર્તા પોતાના લક્ષ્યમાં વિલીન થઇ જાય છે. એનું કોઇ શેષ અસ્તિત્વ રહેતું નથી. આ દ્રષ્ટિથી પણ એ નિર્વિવાદપણે સાબીત થાય છે કે માની લીધેલ હુંપણું નિત્ય નથી. પરંતુ જેનાથી માની લીધેલ હુંપણું પ્રકાશિત થાય છે તે અવશ્ય નિત્ય છે. હા, વધુમાં વધુ એમ કહી શકાય કે માની લીધેલ હુંપણું એ, નિત્યની પ્રીતિ તથા જીજ્ઞાસાથી અતિરિક્ત કશું નથી. જેની પ્રીતિ હોય, તે પ્રીતિમાં, જેની પ્રીતિ હોય છે તેની સત્તા હોય છે, પછી ભલે તેનું નામ અલગ અલગ પડે; અને નિઃસંદેહતા આવેથી, જેની જીજ્ઞાસા હોય તે, જેની જિજ્ઞાસા થઇ હોય તેની સાથે એકમેક થઇ

જાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ થઇ ગયું કે માની લીધેલ હુંપણાંથી નિત્ય યોગ સિદ્ધ થઇ શકતો નથી. કેવળ સંયોગનીજ સ્વીકૃતિ થઇ શકે છે. એવો નિયમ છે કે સ્વીકૃતિ મટાડવાને માટે કોઇ અન્ય અભ્યાસની અપેક્ષા હોતી નથી, તે કેવળ અસ્વીકૃતિથી મટી જાય છે. એટલે માની લીધેલાં હુંપણાંના સંયોગમાં વિયોગનો અનુભવ સુગમતાપૂર્વક થઇ શકે છે. અથવા જેની સાથે જાતીય એકતા છે એની પ્રીતિ થવાથી માની લીધેલ હુંપણું ગળાઇ જાય છે. હવે રહી માની લીધેલ મારાપણાંની બાબત. એવો સહુ કોઇનો અનુભવ છે કે જે વસ્તુને આપણે આપણી માની લઇએ, તે દૂર હોય કે નજીક હોય પણ તેની સાથે સંયોગ બંધાઇ જાય છે. આપણે જે મકાનમાં રહેતા હોઇએ તે મકાન જો ભાડે લીધેલ હોય તો તેની સાથે મમતા બંધાતી નથી, તેમ તેની સાથે સંયોગ દેખાતો નથી, અર્થાત્ તેમાં રહેતા હોવા છતાં તે આપણું લાગતું નથી. અને તે છૂટી જવાથી કંઇ મુશ્કેલી થતી નથી. પરંતુ જો મકાન આપણે આપણાર્થી બનાવરાવી લીધું હોય તો તેથી દૂર હોઇએ તોપણ સંયોગ બંધાઇ જાય છે. એટલું જ નહિ પણ એમાં કદી રહેવાનું ન મળે તોપણ તેનો સંયોગ બન્યો રહે છે. જો આપણી વર્તમાન દશાનું અવલોકન કરીએ તો એમ સારી પેઠે જણાઇ આવે છે કે જે વસ્તુને આપણે આપણી માની લીધી હતી તે આજે જો કે ન હોય તોપણ એની સાથેનો સંયોગ બન્યો રહે છે. એટલે એમ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે



સંયોગ કોઇ વસ્તુના નજીકપણા અથવા દૂર હોવાપર નિર્ભર નથી, અને કોઇ વસ્તુ બની રહેવા ન રહેવાપર પણ હોતો નથી. સંયોગતો કેવળઆપણું માનીલેવા પર રચાએલો હોયછે. આપણું ન માનવાનો અર્થ કોઇ એમ ન સમજી બેસે કે જે વસ્તુ આપણી ન હોય તેનો વિનાશ કરી દેવો, તેનો દુરૂપયોગ કરવો, અને આપણું ન માનવાનો અર્થ એમ પણ નથી કે જે વસ્તુઓ પ્રાપ્ત હોય તેનો સદુપયોગ ન કરવો, તેને સુરક્ષિત ન રાખવી.

આપણું ન માનવાનો અર્થ એ છે કે પ્રાપ્ત વસ્તુઓમાં મોહપૂર્વક ફસાવું જોઇએ નહિ, તેમ તેનું ચિંતન થવું જોઇએ નહિ. જો આત્મજ્ઞાનના પ્રકાશથી સંયોગમાં વિયોગનો અનુભવ કરી લેવામાં આવે, તો સાધક ઘણી સુગમતાથી વસ્તુઓના દુઃખથી, વ્યર્થ ચિંતનથી, સંયોગના સુખનાં દાસત્વથી તથા મિથ્યા અભિમાનથી મુક્ત બની જાય છે. એવો નિયમ છે કે નિરભિમાનિતા આવેથી તમામ દોષો આપોઆપ મટી જાય છે અને જેની સાથે આપણા સ્વરૂપની તથા જાતીય એકતા છે તેનાથી અભિન્નતા થઇ જાય છે. બસ આજ નિત્યયોગનો અર્થ છે.

હવે જેને આપ 'આ' કહો તેને 'હું' કહી શકતા નથી અને જેને 'હું' કહી શકો છો તેને જ્ઞાન કહી શકતા નથી, કારણ કે 'હું' સીમિત છે અને જ્ઞાન અનન્ત છે અને 'હું' પરિવર્તનશીલ છે. જ્ઞાન નિત્ય છે, કારણ કે જ્ઞાન તો સ્વયં પોતાનો જ્ઞાતા છે. હવે 'હું', અને 'જ્ઞાન' વચ્ચેનો

ભેદ સ્પષ્ટ થઈ ગયો. જ્ઞાનની દ્રષ્ટિથી 'હું' પણ 'આ' ના અર્થમાં આવી જાય છે, અર્થાત્ હુંપણું અને મારાપણું બંનેને 'આ' ના અર્થમાં સમજવાં જોઈએ એવો નિયમ છે કે મમતા મટેથી અહંતા, અને અહંતા મટેથી મમતા આપોઆપ મટી જાય છે. પરંતુ આ બંનેનું પ્રકાશક જે નિત્યજ્ઞાન છે તેનો કદી અભાવ થતો નથી. હવે એ સ્પષ્ટ થઈ ગયું કે જ્ઞાન 'આ' અને 'હું' થી પર છે.

આપ વિચાર કરીને જુઓ, શરીરને આપ 'આ' કહો છો. એમ જે દ્વારા કહો છો તેનું આપનામાં આપનું એક જ્ઞાન છે. એ જ્ઞાન કેવા પ્રકારનું છે તેનું ભલે આપને ભાન ન હોય, પરંતુ તેની સત્તાનું ભાન હોય છે; તેના મહિમાનું ભાન ભલે ન હોય, પરંતુ આ વાતનું ભાન તો હોય છે કે આપ કોઈ જ્ઞાનથીજ કહો છો કે શરીર 'આ' છે. ઇન્દ્રિયો, અર્થાત, શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વિગેરે બધું 'આ' ની અંદર આવે છે. 'હુ' એ 'આ' છે એમ કહી શકાતું નથી મન આ છે, બુદ્ધિ આ છે, એ બધાના વ્યાપારને પણ 'હું' નો વ્યાપાર કહી શકાતો નથી. આ દ્રષ્ટિથી સઘળું દ્રશ્ય 'આ' ની અંદર અંતર્ગત સમાએલું છે અને 'આ' નો દ્રષ્ટા દ્રશ્યની સાથે સંબંધિત થઇને 'હું' કહેવાય છે. દ્રષ્ટા અને દ્રશ્યનો સંબંધ જોડવામાં કેવળ રાગજ અપેક્ષિત છે. રાગનો જન્મ અવિવેક સિદ્ધ છે. જ્યારે વિવેક અવિવેકને ગળી જાય છે ત્યારે રાગ હમેશને માટે મટી જાય છે. રાગ મટેથી દ્રષ્ટાપણું શેષ રહેતું



નથી. અને પછી જે નિત્યજ્ઞાન છે, તે જ્યાંનું ત્યાં પોતાના મહિમામાં સ્વયં પોતાને પામે છે, અર્થાત્ એ અનંત જ્ઞાનથી ભિન્ન કશું રહેતું નથી. આ ઉપરથી એમ સ્પષ્ટ થઈ જાય છે કે 'આ' અને 'હું' બંનેય એ અનંત જ્ઞાનથી પ્રકાશિત હતાં. એ બંનેની પોતાની કોઈ સ્વતંત્ર સત્તા ન હોતી. આ દ્રષ્ટિથી આ અનંત સંસાર એ અનંતનીજ એક અવસ્થા માત્ર હતી. એવો નિયમ છે કે જેની જે અવસ્થા હોય છે તેમાં તે વિલીન થાય છે.

દ્રશ્યને જોઇને કહેવામાં આવે છે કે આ સંસાર છે. એ વાત આપણે કોઈ સાધનથી જાણીએ છીએ કે જ્ઞાનથી? સાધનથી દ્રશ્યને અને સાધનને જ્ઞાનથી જાણીએ છીએ. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે સાધનમાં જે જ્ઞાન છે તે પણ એ અનંત જ્ઞાનની ઝલક છે. એ અલ્પજ્ઞાન સાથે આપણે આપણને એટલા બધા સેળભેળ કરી દીધા હોયછે કે એ અનંતજ્ઞાનની સત્તાને આપણે ભૂલી જઇએ છીએ અને આપણીજ સત્તા માની લઇએ છીએ. જો આપણે 'જ્ઞાન' હોઇએ તો જીજ્ઞાસા કોનાથી થઈ અથવા એમ કહો કે જીજ્ઞાસુ કોણ? જો કે જીજ્ઞાસુની હસ્તિ જીજ્ઞાસાથી ભિન્ન નથી અને જીજ્ઞાસા, એ જ્ઞાનની લાલસાથી ભિન્ન નથી. આ ઉપરથી હવે એમ સિદ્ધ થયું કે 'હું' એ જ્ઞાનની લાલસા છે, બીજું કશું નહિ. લાલસા પુરી થયેથી, જેની એ લાલસા હતી તેનાથી તે અભેદ પામી જાય છે. આ દ્રષ્ટિથી એ અનંત જ્ઞાન સાથે સ્વરૂપની

એકતા છે. જેને હુંપણાંમાં એટલો મોહ થઈ ગયો હોય કે એ અનંત જ્ઞાનને હુંપણામાંજ વિલીન કરીને કહેવાનું હોય તો પણ કોઈ આપત્તિ નથી. પરંતુ વિશેષ સુંદરતા તો હુંપણાને એ અનંત જ્ઞાનમાં વિલીન કરી દેવામાં આવે એમાં પ્રતીત થાય છે. આ કારણથી કોઈ કોઈ વિચારશીલ મહાત્માઓએ 'હું' અને 'તું' ને સમાવી દઈને 'છે' એ રીતે કથન કર્યું છે; કોઇએ 'હું' ને સમાવી દઈને 'તું' એ રીતે કથન કર્યું છે; અને કોઇએ મૌન બનીને સંકેત કર્યો છે. સાચી વાત તો એ છે કે એની કોઈ ઉપમાં ઘટી શકતી નથી અને જેની ઉપમા ઘટી શકતી નથી તેનું વર્ણન થઈ શકતું નથી, પરંતુ એની સાથે એકતા થઈ શકે છે, અથવા એમ કહો કે એની પ્રાપ્તિ થઈ શકે છે. વસ્તુતાએ એની પ્રાપ્તિજ એનું વર્ણન છે, જે માનવતાથી થઈ શકે છે.

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ એ ત્રણે શરીરોના વ્યાપારનો રાગ મટી જવાથી દેહાભિમાનની બિલકુલ હસ્તિ રહેતી નથી. દેહની આસક્તિ મટી ગયેથી દેહનો અભિમાની એ અનંત ચિન્મયની પ્રીતિ બની જાય છે. એ પ્રીતિને આપણે આપણાથી ભિન્ન કરી શકતા નથી અને નિત્યનૂતન પ્રીતિજ માનવની માનવતા છે. જે કોઇ વસ્તુ, અવસ્થા વિગેરેમાં બંધાઈ ગએલ હોય તે પ્રીતિ કહેવાય નહિ. અને જેના બદલામાં કાંઈ લેવામાં આવે તેને પણ પ્રીતિ કહેવાય નહિ અર્થાત્ પ્રીતિ નિષ્કામ



બનાવી દે છે. અથવા એમ કહો કે સઘળા પ્રકારનાં બંધનો તોડી નાખે છે.

હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે શું ઇન્દ્રિય અને બુદ્ધિનું જ્ઞાન તે જ્ઞાન નથી ? અથવા 'હું' જ્ઞાન સ્વરૂપ નથી ? તો કહેવું જોઇએ કે એ અનંતજ્ઞાનમાં તો 'હું' 'તું' લાગુજ થતાં નથી, એ તો નિત્ય ચિન્મય તત્ત્વજ છે. એ તત્ત્વનો પ્રકાશ બુદ્ધિમાં આવી જાય તો એ બુદ્ધિજન્ય જ્ઞાન બની જાય છે. એનો પ્રકાશ પછી ઇન્દ્રિયોમાં આવી જાય છે તો ઇન્દ્રિયજન્ય જ્ઞાન બની જાય છે. ઇન્દ્રિયોના જ્ઞાનમાં આપને સંદેહ હોઈ શકે છે, કારણકે એ અલ્પ છે અને સીમિત છે અને પરિવર્તનશીલ છે; પરંતુ જે જ્ઞાનથી બુદ્ધિનુ જ્ઞાન અને ઇન્દ્રિયનું જ્ઞાન પ્રકાશિત થયું એ જ્ઞાનમાં સંદેહ હોઇ શકતો નથી. એટલે આપણી જે આવશ્યકતા, નિ:સંદેહપણું, અમરપણું અને પૂર્ણપણું તથા આનંદની હતી, તેની પૂર્તિ થઇ શકે છે. આથી એમ સિદ્ધ થઇ જાય છે કે નિત્યજીવન, નિ:સંદેહપણું અને આનંદ પ્રાપ્ત કરવામાં માનવ હમેશાં સ્વતંત્ર છે, તેને માટે સ્વાભાવિક આવશ્યકતાની પૂર્તિ અને અસ્વાભાવિક ઇચ્છાઓની નિવૃત્તિ અનિવાર્ય છે, જે સાધનદ્વારા થઇ શકે છે. એટલુંજ નહિ પરંતુ તેને આપ ભવિષ્ય પર પણ છોડી શકતા નથી; કારણકે ભવિષ્યપર તો એ છોડી શકાય કે જેના વિષે દેશ-કાળનું અંતર હોય, ઉત્પત્તિ અને વિનાશ હોય. જે જીવન

ઉત્પત્તિ વિનાશ રહિત છે અને જેના વિશે દેશકાળનું અંતર હોતું નથી એનેતો વર્તમાનમાંજ અપ્રયત્નરૂપ પ્રયત્નવડે પ્રાપ્ત કરી શકાય છે. જે સાધક એમ માને કે તત્ત્વજ્ઞાનને માટે સમયની અપેક્ષા છે તે સાધક તત્ત્વજ્ઞાનના મહિમાનેજ જાણતા નથી. સમયની અપેક્ષા તો એ વસ્તુઓને હોય છે કે જેનો સંબંધ ભોગ સાથે હોય. જે નિત્યયોગથી પ્રાપ્ત થઇ શકે તેને માટે તો કેવળ સંયોગમાં વિયોગનો અનુભવ કરવાનો હોય છે. તેનો સંબંધ વર્તમાન સાથે છે, ભવિષ્ય સાથે નહિ. તત્ત્વ જીજ્ઞાસાની જાગૃતિ અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ એ સાથોસાથ હોય છે.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થઈ શકે છે કે આપણે સાધારણ પ્રાણીઓને તત્ત્વજીજ્ઞાસાની જાગૃતિ કેવી રીતે થાય? તત્ત્વ-જીજ્ઞાસાની જાગૃતિ સંદેહની વેદનાથી થાય છે અને સંદેહની ઉત્પત્તિ અધુરા જ્ઞાનથી થાય છે. જેઓ કંઇ ન જાણતા હોય તેને સંદેહ થતો નથી અને જેઓ સઘળું જાણે છે તેઓને પણ સંદેહ થતો નથી. પ્રત્યેક ભાઈ બ્હેન કંઇને કંઈ જાણે છે એમને સંદેહની વેદના સ્વાભાવિક રીતે થાય છે. આથી એમ સ્પષ્ટ થઈ જાય છે કે માનવજીવન તો તત્ત્વજીજ્ઞાસાની જાગૃતિનું પ્રતીકજ છે, પરંતુ પ્રમાદવશ થઇને પ્રાણી સુખ લોલુપતાને કારણે તત્ત્વજીજ્ઞાસાને દબાવતો રહે છે. સુખ લોલુપતાએજ, આપણને પરમ ઇચ્છનીય તત્ત્વજ્ઞાન, ભગવત્ પ્રેમ, સદ્ગતિથી વિમુખ કરેલ છે. આ કારણે માનવજીવનમાં



સુખના સદુપયોગનું સ્થાન છે, તેના ભોગનું નહિ. સુખનો સદુપયોગ સુખની આસકિતને શમાવી દે છે અને તત્ત્વ-જીજ્ઞાસાને જાગૃત કરી દે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થઇ જાય છે કે આપણ જેવા સાધારણ પ્રાણીઓને તત્ત્વજ્ઞાન કેવી રીતે થાય, પ્રભુપ્રીતિ કેવી રીતે થાય, ચિન્મય આનંદ કેવી રીતે મળે એમ આપણું કહેવાનું સર્વથા નિર્મૂળ છે. કારણ કે જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા છે તેથી કદી નિરાશ થવું જોઇએ નહિ. નિરાશતો તેનાથી થવું જોઇએ કે જેની સાથે માની લીધેલી એકતા હોય. સાચી વાત તો એ છે કે વિષયો સાથેની એકતા તે માની લીધેલી એકતા છે અને આનંદથી અંતર તે માની લીધેલું અંતર છે. એવો નિયમ છે કે માની લીધેલ એકતા મટી ગએથી માની લીધેલ અંતર આપોઆપ મટી જાય છે. એટલે માની લીધેલ એકતા મટાડવામાંજ માનવનો પુરૂષાર્થ રહેલો છે,- જે કેવળ અસ્વીકૃતિથી મટી જાય છે.

હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે માની લીધેલ સ્વીકૃતિનો આપણે કેવી રીતે અસ્વીકાર કરી શકીએ! એને માટે કહેવું જોઇએ કે માની લીધેલ સ્વીકૃતિનો જન્મ અવિવેકસિદ્ધ છે, વસ્તુતાએ નથી. જ્યારે માનવ અલૌકિક વિવેકનો આદર કરવા માંડે ત્યારે અવિવેક મટી જાય છે. અવિવેક મટતાંની સાથે અવિવેકનું કાર્ય જે માની લીધેલ સ્વીકૃતિ હતું, તે અસ્વીકૃતિમાં બદલાઈ જાય છે. આ બદલાઈ જવાની સાથે

નિર્વાસના, નિર્વૈરતા, નિર્મમતા, મુદિતા વગેરે દિવ્યતાથી જીવન પરિપૂર્ણ બની જાય છે, જે વાસ્તવમાં માનવતા છે. એ અનંતની અહેતુકી કૃપાથી આપણને અલૌકિક વિવેક પ્રાપ્ત છે, તો પછી માનવતાથી નિરાશ થવાને માટે સ્થાનજ ક્યાં છે ? પરંતુ આજે તો આપણે માનવની આકૃતિમાત્રનેજ માનવ માની લઇએ છીએ. વસ્તુતાએ, આકૃતિ માનવ નથી. માનવતા છે સાધનયુક્ત જીવન.

જો આપણે વિવેકનો આદર કરવા લાગી જઇએ તો એ વિવેકથી જે સાધનનું નિર્માણ થશે, તેનું સહુ કોઈ ગ્રંથ, સહુ કોઇ સંત તેમજ સહુ કોઈ સુધારક સમર્થન કરશે. કારણ કે વિવેકના પ્રકાશનેજ કોઈ ભાષા વિશેષ, લિપિ વિશેષમાં પ્રગટ કરવામાં આવે તો એ ગ્રન્થ કહેવાય છે અને એ વિવેકના પ્રકાશને કોઇ જીવનમાં જોવામાં આવે તો એ સંત કહેવાવા લાગે છે. જેવી રીતે બધી મીઠાઇઓમાં મીઠાપણું સાકરનું હોય છે એવીરીતે સર્વત્ર સત્ય અને સૌન્દર્ય વિવેકનુંજ હોય છે. એટલે આપણે સહુએ પોતાના વર્તમાનમાંજ વિવેકનો આદર કરી સંયોગમાં વિયોગનો અનુભવ કરી, આવશ્યકતાની પૂર્તિ અને ઇચ્છાઓની નિવૃત્તિ કરી લેવી જોઇએ એ માનવજીવનનો પુરૂષાર્થ છે. ૐ



દિનાંક ૧૭-૯-૧૯૫૪

## ૭

# સંયોગમાં વિયોગનું દર્શન

**મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,**

ગઇકાલે નિવેદન કરવામાં આવ્યું હતું કે જો સંયોગમાં વિયોગનું દર્શન કરી લઇએ તો નિત્યયોગ પ્રાપ્ત થાય છે અને તે માનવમાત્રની સ્વાભાવિક આવશ્યકતા છે. સંયોગ શું છે તે આજે નિવેદન કરવામાં આવશે. સાંભળેલા અને માનેલા સંબંધોનો સદ્‌ભાવ તે સંયોગ. આપણે જે સાંભળીને માની લીધું અને તેની સત્યતા સ્વીકારી તેનું નામ સંયોગ.

હવે એ વાત કરવાની રહે છે કે માનેલા સંબંધ બે પ્રકારના હોય, એક ભેદ-ભાવનો અને બીજો અભેદ-ભાવનો. અભેદ-ભાવનો સંબંધ અહંની પુષ્ટિ કરનારો હોય તેને કહેવાય અને ભેદ-ભાવનો સંબંધ તે કહેવાય કે જેમાં મમત્વની પુષ્ટિ થાય છે. અહંની પુષ્ટિ સંબંધમાં સત્યતાની પ્રતીતિ કરાવે છે અને મમત્વની પુષ્ટિ સંબંધવાળી વસ્તુઓ અને વ્યક્તિઓ વચ્ચે પ્રિયત્વ કરાવે છે, એટલે કે જે વસ્તુથી આપણે આપણાપણું માની લઇએ છીએ તે વસ્તુ આપણને

સત્ય ભાસે છે, અને જેને આપણે આપણી માની લઈએ છીએ તે પ્રિય ભાસે છે. તેથી મર્યાદિત અહંભાવની સત્યતા અને પ્રિયતાનો જન્મ આપણા માનેલા અભેદ ભાવ કે ભેદ-ભાવના સંબંધથી થાય છે. હવે આપણે વિચાર કરીને જોઈએ કે જેટલા ભેદ ઉત્પન્ન થાય છે તે સઘળા મર્યાદિત અહંભાવથી અને જેટલા સંઘર્ષ થાય છે તે મર્યાદિત પ્યારથી થાય છે. જો આપણા જીવનમાંથી મર્યાદિત અહંભાવ મુકાઈ જાય તો બધી વાસનાઓનો લોપ થઈ જાય, અને જો પ્યાર સંપૂર્ણ થઈ જાય તો સઘળા સંઘર્ષ મટી જાય. નિર્વાસના, નિર્વૈરતા, નિર્ભયતા, સમતા, મુદિતા વગેરે બધા ગુણોનું આચ્છાદન આપણી માની લીધેલી અહંભાવની આસકિતથી થાય છે. જો અહંરૂપી અણુ કોઈ પ્રકારે છૂટી જાય તો આપણને એવી અનંત શકિત પ્રાપ્ત થાય કે જેની સમાનતા સંસારની કોઈ શકિત કરી શકે નહિ. અહંરૂપી અણુને તોડવા માટે ભેદ અને અભેદરૂપી જે બે સંબંધ છે તેનો લોપ કરવાનું આવશ્યક છે. ત્યારે તેનો લોપ કરવાનો ઉપાય શું? આત્મજ્ઞાનના પ્રકાશમાં સાંભળેલા અને માનેલા સંબંધોની શોધ કરવી એ ઉપાય છે. આપણે પોતાને જેવા માની લીધા છે તેની એવી તપાસ કરવી જોઈએ કે જેને 'હું' કરીને આપણે માનીએ છીએ તે ખરીરીતે શું છે.! એવી શોધ કરવાથી આપને જણાશે કે આપ જે જુઓ છો, સાંભળો છો અથવા સમજો છો તેને 'હું' કહી શકાય નહિ. તો પછી 'હું'



શેને કહેશું? આપને જણાશે કે 'હું' એ કોઈ માની લીધેલી વસ્તુને કહીએ છીએ. આ માની લીધેલી વસ્તુ શું હશે! તે કોઈ કર્તવ્ય ઉત્પન્ન કરવાવાળી માન્યતા અથવા પદ્ધતિ હોવી જોઈએ. જો કોઈ પોતાને મનુષ્ય કહેતા હોય તો તેણે વિચાર કરવો જોઈએ કે માનવથી જે કર્તવ્યની પ્રેરણા મળે છે, તે કર્તવ્યના સમૂહનું નામ મનુષ્ય છે, કોઈ આકૃતિનું નામ નહિ. પરંતુ આપણે તો એ કર્તવ્ય તરફ ધ્યાન દેતા નથી બલકે આકૃતિનું અભિમાન સ્વીકારીને પરસ્પરમાં ઝઘડો કરવા માંડીએ છીએ. એટલુંજ નહિ પરંતુ એકજ લક્ષ્યને પહોંચવાને માટે પોત પોતાની રૂચિ તથા યોગ્યતા પ્રમાણે જુદી જુદી સાધન પદ્ધતિઓ કર્તવ્યપરાયણતા ને માટે રચવામાં આવી હતી તે કર્તવ્યરૂપ સત્યતાનો ત્યાગ કરીને પદ્ધતિઓના બાહ્ય સ્વરૂપમાં બંધાઈ જઈ, ન કરવાનું કરવા લાગી જઈએ છીએ. એવો નિયમ છે કે જે ન કરવું જોઈએ તે કરવાથી જે કરવું જોઈએ તે ભૂલાઈ જાય છે. તેનું પરિણામ એ આવે છે કે આપણને જે મળવું જોઈએ તે મળતું નથી, અને એ ન મળવાથી આપણે અનેક પ્રકારના અભાવોના બંધનમાં પડી જઈએ છીએ. એ આપણે ઇચ્છયું ન હોતું. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે માનેલા અહંમાં કર્તવ્ય પરાયણતા એજ સત્ય છે, અને તે સિવાયનો અહંભાવ મિથ્યા છે.

કર્તવ્ય પાલન કર્યા પછી કર્તાનું કંઈ અસ્તિત્વ રહેતું નથી એ ઘણા રહસ્યની વાત છે. આપને આશ્ચર્ય થશે કે

કર્તવ્યપાલનથી તો કર્તાનું અસ્તિત્વ સુદ્રઢ થવું જોઈએ; પરંતુ એ વાત વાસ્તવિક નથી. કર્તવ્ય પુરૂં થવાથી કર્તાની જે આવશ્યકતા હતી તે પુરી થઈ જાય છે. અને તે પૂરી થઈ જવાથી કર્તાનું અસ્તિત્વ લક્ષ્યની સાથે અભેદ પામી જાય છે. અને પછી કોઈ પ્રકારનો ભય કે અભાવ બાકી રહેતો નથી. જ્યાં સુધી આપણને કંઇપણ મેળવવાની લાલસા હોય, મૃત્યુનો ડર હોય અને કર્મમાં આસક્તિ હોય ત્યાં સુધી આપણે સમજી લેવું જોઇએ કે હજી આપણે જે કરવું જોઇએ તે કર્યું નથી, એટલે કે કર્તવ્યપરાયણ થયા નથી. જે કરવું જોઇએ તે પુરૂં થયેથી કર્તાની સત્તા રહેતી નથી. આ એક મોટું સત્ય છે. એ સત્યનો અનુભવ આપણને કયારે થાય? આપણે આપણા લક્ષ્ય સુધી પહોંચવાને માટે આપણા આત્મ-વિવેકના પ્રકાશવડે જે માની લીધું છે અને જે માન્યતા અનુસાર જે વિધિ નકકી કરેલ છે તે વિધિ અનુસાર જ્યારેઆપણું જીવન થઈ જાય ત્યારે આપણને યોગ્ય સત્યનું જ્ઞાન થઈ શકે. જે માનેલો 'હું' હતો તે તો લક્ષ્યમાં એકાકાર થઈ જાય છે કે જેમ થવાની જરૂર હતી. એ વાતને બીજા શબ્દોમાં કહીએ તો એમ પણ કહેવાય કે સાધક સાધના બનીને સાધ્યમાં ભળી જાય. એવો નિયમ છે કે કર્તા કર્તવ્ય બનીને લક્ષ્યમાં મળી જાય છે. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આપે આપની કોઈ કર્તવ્ય પાલન કરવાની મર્યાદા બાંધી હોય તો તે અનુસાર કર્તવ્યપરાયણ બનીને આપ તે મર્યાદાથી



મુકત થઈ શકો છો. જો આપ એમ કહો કે જે અમારી નેમ હોય તે અનુસાર જે અમારે કરવું જોઇએ તે પુરૂં કરવાનું અમારી પાસે સાધન નથી તો તે માટે ચિંતા કરવી જોઇએ નહિ, નેમ પુરી કરવા માટે સાધક પાસે જો પુરૂં સામર્થ્ય ન હોય તો તેણે પોતાના લક્ષ્યને પાળવાને માટે પોતા પાસેના સાધનની યોગ્યતા પ્રમાણે પોતાની નેમમાં ફેરફાર કરવો જોઇએ કે જેથી તે માટે પોતે સાધના કરી શકે. પરંતુ આજે તો એવું બને છે કે આપણે જીવનભર એક વાત લઇને તેમાં બંધાઈ રહીએ છીએ, તેને સત્ય માની લઇએ છીએ. તેના સ્વરૂપને જાણવાય ઇચ્છતા નથી અને તે અનુસાર કર્તવ્યપરાયણ પણ રહેતા નથી. તેનું પરિણામ એ આવે છે કે આપણે આપણા લક્ષ્ય તરફ પ્રગતિ કરી શકતા નથી. જો કોઇને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો જ્યાં સુધી તે પોતાને જીજ્ઞાસુ નહિ માને ત્યાં સુધી તે તત્ત્વજ્ઞાનની સાધનામાં પ્રગતિ કરી શકશે નહિ અને તત્ત્વજ્ઞાન પણ પ્રાપ્ત કરી શકશે નહિ. અથવા જે કોઈ સરળ વિચારપૂર્વક પોતાને ભગવાનનો માની લેશે નહિ તો તેના હૃદયમાં ભગવત્ પ્રેમની ઉત્પત્તિ નહિ થાય, કે નહિ ભગવત્ પ્રાપ્તિ થાય. તેવીજ રીતે જો કોઈ પોતાને સદ્‌ભાવપૂર્વક સેવક માની લેશે નહિ તો તેનાથી ખરી સેવાય બનશે નહિ કે પોતાના સ્વાર્થ ભાવનો અંત પણ આવશે નહિ. આપણે એક વાત ભૂલી જઇએ છીએ કે જે લક્ષ્ય ઉપર પહોંચવાની આપણી ઇચ્છા હોય છે તે લક્ષ્ય

અનુસાર નથી તો આપણે મર્યાદા બાંધતા કે નથી સાધના કરતા. નિયમ એવો છે કે લક્ષ્ય પ્રમાણે મર્યાદા કરવાથી સાધકને પોતાની મેળે સાધન મળી જાય છે. ઉદાહરણ તરીકે જે પોતાને જીજ્ઞાસુ માની લે છે તેના મનમાં સંદેહની વેદના અને તત્ત્વજીજ્ઞાસા આપમેળે જાગૃત થાય છે. જે વખત તત્ત્વજીજ્ઞાસાથી ભોગની ઈચ્છાઓનો નાશ થશે તેજ વખતે જીજ્ઞાસા પોતાની મેળે પૂર્ણ થઈ જશે. વળી એ પણ સર્વના અનુભવની વાત છે કે જેને આપણે આપણું માનીએ છીએ તેના પર સ્વાભાવિક પ્રીતિ થઈ જાય છે, અને જેનાથી આપણે સંબંધ છોડી દઈએ છીએ તે તરફનો રાગ આપો આપ મટી જાય છે. રાગ મટી જતાંજ અનુરાગની ઉત્પત્તિ થાય છે, જેથી સર્વ દોષો મટી જઈને ભક્ત ભગવાનથી એકતા પામે છે. એવીજ રીતે જે માણસ કોઈનું બુરૂં ઈચ્છતો નથી તેના જીવનમાં દુઃખીઓને દેખીને આપોઆપ કરૂણા ઉત્પન્ન થાય છે અને કરૂણા સ્વાર્થ ભાવનો નાશ કરીને, માણસને સાચો સેવક બનાવી દે છે. બીજા શબ્દોમાં કહીએ તો તેનું જીવન વિશ્વ પ્રેમથી ભરાઈ જાય છે.

પરંતુ જ્યારે પ્રમાદથી આપણે પોતાને જીજ્ઞાસુ ભક્ત અથવા સેવક માનતા નથી ત્યારે દેહભાવમાં બંધાઈ જઈએ છીએ એટલે કે પોતાને શરીર માની લઈએ છીએ. તેનું પરિણામ એ આવે છે કે આપણી સ્વાભાવિક પ્રીતિ, જીજ્ઞાસા અને સેવાની ભાવના દબાઈ જઈને અનેક ભોગ ઈચ્છાઓ



ઉત્પન્ન થઈ જાય છે અને આપણે શરીરના ધર્મ પ્રમાણે ઇન્દ્રિયોનાં વિષયોમાં આસક્ત થઈ જઈએ છીએ. તેથી આપણે કર્તવ્યપરાણતાથી વિમુખ થઈએ છીએ અને ભોગ વાસનાઓ પુરી કરવા માટે જે ન કરવું જોઇએ તે કરવા લાગીએ છીએ. તેનું ભયંકર પરિણામ એ આવે છે કે જીવન રાગદ્વેષથી ભરાઈ જાય છે, જે ખરેખર અમાનવતા છે.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે રાગદ્વેષની નિવૃત્તિ કયે પ્રકારે થઈ શકે; તે માટે સહુથી પહેલાં આપણે અલૌકિક વિવેકના પ્રકાશથી આપણા ત્રણે શરીરોથી અસંગ થઈ જવું જોઇએ, જે કરવાને માટે માનવ હમેશાં સ્વાધીન છે. સ્થૂલ શરીરથી અસંગ થવાથી અશુભ કર્મની ઉત્પત્તિ થતી બંધ થઈ જાય છે અને શુભ કર્મમાં આસક્તિ રહેતી નથી; અને સૂક્ષ્મ શરીરથી અસંગ થવાથી નિરર્થક ચિંતન થતું બંધ થાય છે અને સાર્થક ચિંતન કરવામાં આસક્તિ રહેતી નથી; અને કારણ શરીરથી અસંગ થવાથી નિર્વિકલ્પ સ્થિતિની આસક્તિ બંધ થાય છે અને શરીરનું અભિમાન રહેતું નથી. નિરભિમાનતા થતાંજ માની લીધેલો અહંભાવ મટી જાય છે અને તે મટવાથી જડતાથી હટી જવાય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો ચિન્મય જીવનથી અભિન્નતા થાય છે, જે ખરી રીતે માનવતા છે.

હવે જો કોઇ પૂછે કે અલૌકિક વિવેક એટલે શું? તો તેનો જવાબ એ છે કે જે જ્ઞાનવડે આપણે બુદ્ધિ, મન, ઇંદ્રિય

વગેરે સમસ્ત જીવનના દોષોને જાણી શકીએ તે જ્ઞાનનું નામજ અલૌકિક વિવેક છે. અથવા એમ પણ કહેવાય કે જે જ્ઞાનથી બુદ્ધિ, ઇન્દ્રિય વગેરે જ્ઞાન પામે છે તે જ્ઞાનનું નામ અલૌકિક વિવેક છે. અથવા એમ કહો કે જ્ઞાનવડે અલ્પજ્ઞાનમાં પ્રકાશ થાય છે તે અલૌકિક વિવેક છે. અલૌકિક વિવેક તે કોઈ કર્મનું પરિણામ નથી. કેમકે કર્મનો જન્મ તો બુદ્ધિ જન્ય તથા ઇન્દ્રિય જન્ય જ્ઞાનથી થાય છે. ત્યારે જે કર્મ બુદ્ધિજન્યજ્ઞાનનું કાર્ય હોય તે કદી અલૌકિક વિવેકનું કારણ બની શકે ખરૂં ? કદાપિ નહિ. અલૌકિક વિવેક એતો કોઈ મહાન શકિતએ પોતાની અહેતુકી કૃપાવડે મનુષ્યને આપ્યો છે જેથી તે સાધનનું નિર્માણ કરી શકે. વિવેકયુક્ત જીવનનેજ માનવજીવન કહેવાય.

હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે ત્રણે શરીરોથી અસંગ થવાનો ઉપાય શું ? એ માટે સહુથી પહેલાં બુદ્ધિ જન્ય જ્ઞાન વડે ઇન્દ્રિયજન્ય જ્ઞાનને જીતવું જોઇએ. ઇન્દ્રિયજન્ય જ્ઞાનથી શરીરાદિ વસ્તુઓમાં સત્યતા અને સુંદરતાની પ્રતીતિ થાય છે. તેના ઉપર વિશ્વાસ કરવાથી મનુષ્ય વિષયોમાં આસકત થઈ જાય છે જેથી તે બિચારો પરાધીન બનીને નીચો ઉતરી જાય છે. બુદ્ધિજન્ય ક્ષણભંગુરતા વગેરે દોષોની પ્રતીતિ કરાવે છે, જેથી સાધક સુગમતાથી વિષયોના રાગથી મુક્ત ઇને યોગ તરફ પ્રગતિ કરે છે. ઉદાહરણ તરીકે, પોતાના શરીરને કોઈ ઇન્દ્રિયોદ્વારા જુએ ત્યારે તે શરીર તેને સત્ય



અને સુંદર લાગે છે પરંતુ તેજ શરીરને બુદ્ધિ અને જ્ઞાનથી જુએ તો તેમાં મળ, મૂત્ર, મજ્જા, માંસ વગેરે દુર્ગન્ધિ વસ્તુઓ દેખે છે, જેથી ઉપરની સુંદરતાનો ભાવ મટી જાય છે અથવા શરીર ઉપર અરૂચિ પેદા થાય છે. જો બુદ્ધિના જ્ઞાનથી દ્રઢતાપૂર્વક શરીરને જોઈએ તો કોઇપણ મનુષ્ય તેને પોતાની પાસે રાખવા કબુલ કરે નહિ અને તેમાં રહેવાનું પસંદ કરે નહિ ઉદાહરણ તરીકે કોઇને એમ કહીએ કે શું આ સુવર્ણના કળશમાં મળમૂત્રાદિ ભરી તેના ઉપર રેશમી કપડું ઢાંકીને તમારી પાસે રાખવાનું પસંદ કરશો, તો સર્વ ભાઈ બ્હેનો કહી દેશે કે ના. ત્યારે આપણે શરીરને સારાસારા અલંકાર અને વસ્ત્રોથી સુશોભિત શું કામ રાખીએ છીએ ! એ પ્રશ્નનો જવાબ એજ દઇ શકાય કે બુદ્ધિજન્ય જ્ઞાન રહિત વિચાર કરવાથી એમ થાય છે. આનો અર્થ કોઇ ભાઈ બ્હેન એમ ન સમજે કે બુદ્ધિજન્ય જ્ઞાન શરીર ફેંકી દેવાનું યા તેનો નાશ કરવાનું શીખવે છે. સત્ય જ્ઞાન કશાનો નાશ કરવાનું શીખવતુંજ નથી. તે તો વસ્તુનાં ખરાં સ્વરૂપનું દર્શન કરાવે છે. શરીરનું વાસ્તવિક દર્શન થયેથી શરીરપરની મમતાનો ત્યાગ કરવા માટે બુદ્ધિજન્ય જ્ઞાન પ્રેરણા આપે છે. શરીરપરની મમતા મટતાંજ વિષયભોગની અરૂચિ થઇ જાય છે, અને તેથી યોગની રૂચિ ઉત્પન્ન થઇ શકે છે. એવો નિયમ છે કે ભોગની રૂચિ તૃપ્ત કરવાને માટે મનુષ્ય ભલે પરાધીન કે અસમર્થ હોય, કેમકે ઇચ્છિત ભોગ સહુને હમેશાં મળતા નથી. પણ

યોગની રૂચિની તૃપ્તિ કરવા માટે કોઈપણ સાધક કદાપિ પરાધીન નથી. કારણ કે યોગની સિદ્ધિને માટે આપણે ભોગ વાસનાઓથી રહિત થઈને બહારની વસ્તુથી આત્મા તરફ પગલાં માંડવાં પડે છે, કારણ કે યોગ તેની સાથે કરવો છે કે જેનાથી વાસ્તવિક યોગ હોતો નથી. યોગ તેનો નથી થતો કે જે આપણામાં કાયમ છે. એથી સ્પષ્ટ થઈ જાય છે કે યોગ પ્રાપ્ત કરવામાં પરાધીનતા નથી.

જ્યારે ભોગની પ્રવૃત્તિનો સંપૂર્ણપણે ત્યાગ થઈ જાય છે ત્યારે યોગ પ્રાપ્ત થાય છે. ખરીરીતે તો ભોગના આરંભ પહેલાં અને ભોગને અંતે સર્વમાં યોગની સ્થિતિ હોય છે. પરંતુ ભોગકાળના સુખની સ્મૃતિ અંકિત થઈ જવાને કારણે જે યોગ હોવો જોઈએ તેનો અનુભવ કરી શકાતો નથી. એટલે કે ભોગને અંતે પણ ભોગનું ચિંતન રહી જાય છે. ભોગનું ચિંતન સ્વાભાવિક યોગની સ્થિતિ થવા દેતું નથી. તેથીજ ભોગની પ્રવૃત્તિથી ભોગનું ચિંતન ઘણું ભયંકર છે; જો કે ભોગના ચિંતનથી કોઈને ભોગ પ્રાપ્ત થતો નથી. ભોગની પ્રાપ્તિ માટે તો કર્મની અપેક્ષા રહે છે. કર્મનો સંબંધ વર્તમાન સંજોગો સાથે છે, જ્યારે ચિંતન ભૂતનું કે ભવિષ્યનું હોય છે. તેથી સ્પષ્ટ સમજાય છે કે ભૂત ભવિષ્યનાં ચિંતનથી સ્વાભાવિક યોગથી વિમુખ થઈ જવાય છે, અને યોગની વિમુખતાથી આપણે શક્તિહીન બની જઈએ છીએ, અને જડતામાં બંધાઈ જઈએ છીએ.



હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે ભોગ પહેલાં સુખોની સ્મૃતિ જેણે આપણને ભૂતભવિષ્યના ચિંતનના બંધનમાં સપડાવી દીધા છે તેમાંથી છૂટકારો કેમ થાય. તેને માટે સાધકે યોગ્યતા, સચ્ચાઈ તથા પરિશ્રમ વડે વર્તમાન કર્તવ્ય પવિત્ર ભાવથી કરવાં જોઈએ અને કર્મને અંતે પોતાનામાં ઢંકાઈ રહેલી જીજ્ઞાસા તથા પ્રિય-લાલસાને જાગૃત કરવી જોઈશે. કારણ કે ચિંતન શક્તિ તો આપણને તત્ત્વજીજ્ઞાસા અને પ્રિય-લાલસા તરફ પ્રગતિ કરવાને માટે મળેલી છે. તેનો ઉપયોગ વિષયના ચિંતનમાં કરવો જોઈએ નહિ.

હવે વિચાર કરવો જોઈએ કે ભોગવેલાં સુખની સ્મૃતિ શા માટે સંસ્કાર પાડી જાય છે! તેના જવાબમાં કહેવું જોઈએ કે આપણે આપણને ભોગી માનીને ભોગ કરીએ છીએ, તેથી કરેલા ભોગનો સંસ્કાર મન ઉપર પડી જાય છે. નિયમ એવો છે કે કર્તા પોતાને જેવો માને તેવો બની જાય છે, અને એ કર્તાનો તેવોજ સંસ્કાર પડી જાય છે. એ પડેલા સંસ્કારો ભોગવેલાં સુખોની સ્મૃતિ કરાવે છે. તેથી તે સંસ્કારો મટાડવા માટે આપણે આપણને ભોગી માનીને ભોગ કરવો ન જોઈએ. જ્યારે આપણે પોતાને ભોગી નહિ માનતાં સાધક માનશું ત્યારે આપણે દરેક પ્રવૃત્તિની વાસ્તવિકતાનો અનુભવ કરી શકશું. પ્રગતિની વાસ્તવિકતાનો અનુભવ નિવૃત્તિ કરાવવામાં સમર્થ છે. જો આપણે સુખ ભોગની વાસ્તવિકતાનો વિચાર કરીએ તો સ્પષ્ટ સમજાશે કે ઇચ્છિત ભોગ મળવા

પહેલાં આપણે દુઃખી હતા, અને ઇચ્છિત ભોગ ભોગવ્યા પછી પણ દુઃખી રહીએ છીએ. તેથી જે સુખના આરંભમાં અને અંતમાં પણ દુઃખ હોય તે સુખની લાલસા કરવાનું કયાં સુધી ઉચિત ગણાય? એ પ્રશ્નના જવાબમાં કહેવુંજ પડશે કે સુખની લાલસા કરવી એજ ભૂલ છે, બીજું કાંઈ નહિ. હવે કોઈ એમ કહે કે સુખતો એવી પ્રિય વસ્તુ છે કે તેની અરૂચિ સ્વાભાવિકરીતે થતી નથી, તો કહેવું જોઇએ કે સુખની અરૂચિ એવા માણસોને થતી નથી, કે જે સુખની વાસ્તવિકતાને જાણતા નથી, અથવા જે પારકાનાં દુઃખે દુઃખી થતા નથી. જે હૃદયશીલ માણસો પારકાના દુઃખેથી દુઃખી થાય છે તેને સુખ ભોગવવાની રૂચિ હોતી નથી. તેઓને તો બીજાઓને સુખ દેવાનીજ રૂચિ હોય. વળી જે વિચારશીલ પુરૂષ સુખની વાસ્તવિકતાને જાણી લે છે તે પણ પોતાને સુખના દાસત્વનું બંધન ચાહતા નથી. એટલા ઉપરથી સ્પષ્ટ થાય છે કે કોઇપણ હૃદયશીલ અથવા વિચારશીલ માણસ સુખની પાછળ દોડતો નથી. સુખ ભોગની આસકિત મટતાંજ સ્થૂળ શરીરથી અસંગતા પ્રાપ્ત થાય છે, કારણ કે ઇન્દ્રિયજન્ય વિષયોમાં અરૂચિ પેદા થાય છે અને વિષય ચિંતન મટી જાય છે. વિષય ચિંતન મટતાંજ સાર્થક ચિંતન પેદા થાય છે, અને સૂક્ષ્મ શરીરથી અસંગ થવાની યોગ્યતા આવે છે. જ્યારે સાર્થકચિંતન ચિંતનરહિતપણામાં બદલાઈ જાય છે ત્યારે સાધક સૂક્ષ્મ શરીરથી અસંગ થાય છે. ચિંતનરહિત સ્થિતિ



ઘણા કાળ સુધી ટકી રહે ત્યારે કારણ શરીરથી અસંગ થવા માટેનો અલૌકિક વિચાર સ્વાભાવિકરીતેજ ઉદય પામે છે. જે અવિચારનો નાશ કરીને સાધકને કારણ શરીરથી અસંગ કરી દે છે. ત્રણે શરીરોથી અસંગ થતાંજ અમરજીવન સ્વતઃ પ્રાપ્ત થાય છે; તેજ માનવ જીવન છે.

દેહાભિમાન ગળી જવાથી, જુદી જુદી માન્યતાઓથી થએલો અહંભાવ મટી જાય છે અને જીવન યોગ, બોધ તથા પ્રેમથી પરિપૂર્ણ થઇ જાય છે. આપણી જે માન્યતાઓ સાધનરૂપ છે તે સ્વીકારેલા રાગદ્વેષને મટાડીને આપણને નિર્ભય બનાવી દે છે. નિર્ભયતા થતાંજ જે ન કરવું જોઇએ તે મટી જાય છે અને જે કરવું જોઇએ તે આપોઆપ થવા લાગે છે. એજ માનવની માનવતા છે. એ માનવતાનો વિકાસ કરવાને માટે આપણે માનેલા 'અહં' પ્રમાણે જે કર્તવ્ય આવી પડે તે નિર્મોહતાપૂર્વક અભિનયના સ્વરૂપમાં યથાયોગ્ય કરી છુટવું જોઇએ. એવો નિયમ છે કે જે પ્રવૃત્તિ અભિનયરૂપે થાય છે તેમાં જીવન, બુદ્ધિ કે સદ્ભાવ હોતાં નથી, અને તેથી કર્તાપણાંનો સંસ્કાર પડતો નથી, અને વળી તેની માન્યતામાં સત્ય હોતું નથી. પરંતુ એ પ્રવૃત્તિ કોઇપણ જાતની વાસ્તવિકતાનો અનુભવ કરાવવા માટેજ થઈ હોય છે. જે પ્રવૃત્તિમાં સદ્ભાવ હોતા નથી તે પ્રવૃત્તિના રાગનો સંસ્કાર પડતો નથી અને રાગરહિત થવાથી માનેલા અહંભાવની સત્યતા હમેશ માટે

મટી જાય છે. તે મટતાંજ જીવન પ્રીતિથી પરિપૂર્ણ થઈ જાય છે, કે જે સર્વને અભીષ્ટ છે.

હવે આપણે આપણી દ્રષ્ટિથી પોત પોતાના વર્તમાન જીવન તરફ જોવું જોઇએ અને આપણે જે માન્યતા સ્વીકાર કરીને સમાજની સામે ઉભા છીએ તે માન્યતા અને તેના નિયમો પ્રમાણે આપણું ચરિત્ર છે કે કેમ તે વિચારવું જોઇએ. અત્યાર સુધીમાં કોઇએ સમાજની સામે પોતે દુરાચારી છે, ચોર છે, જુઠો છે કે બેઇમાન છે એવું પ્રકાશિત કર્યું નથી ત્યારે આવા દોષોનું દર્શન આપણા જીવનથી સમાજને કેવી રીતે થયું? એનો વિચાર કરતા આપણે માનવું જોઇએ કે આપણે જે માન્યતા પ્રમાણે સમાજ સામે આવ્યા તેના નિયમનો આપણે અનાદર કર્યો અને દેહજન્ય સ્વભાવની આસકિત કે જે વાસ્તવિક રીતે પશુતા છે તેનો પરિચય સમાજને આપ્યોછે,એ અમાનવતાછે. એ અમાનવતાને માનવતામાં બદલાવી નાખવા માટે પ્રત્યેક ભાઈ બ્હેને પોતપોતાના સ્થાને વાસ્તવિક રીતે રહેવું જોઇએ. મતલબ કે ડોકટરોએ રોગીના અધિકારની રક્ષા, રાજ્યોએ પ્રજાના અધિકારની રક્ષા, એક રાજ્યે બીજા રાજ્યના અધિકારની રક્ષા, એક સમૂહે બીજા સમૂહના અધિકારની રક્ષા, માલિકે મજુરના અધિકારની રક્ષા, શિક્ષિતોએ અશિક્ષિતોના અધિકારની રક્ષા, પતિએ પત્નિના અધિકારની રક્ષા, પિતાએ પુત્રના અધિકારની રક્ષા, મિત્રે મિત્રના અધિકારની રક્ષા,



એટલે કે અરસપરસ એક બીજાના અધિકારની રક્ષા કરવી જોઇએ. તેથી સર્વ ભાઈ બ્હેનો પોતે સ્વીકાર કરેલા બંધનથી સુગમતાપૂર્વક મુકત થઈ જશે અને રાગદ્વેષનો નાશ થશે. હા, પણ એક વાત વિચારવા જેવી છે. ભૌતિકવાદી પોતાના કર્તવ્યનું પાલન વિશ્વ-પ્રેમની ભાવનાથી, અધ્યાત્મવાદી સર્વાત્મ ભાવથી અને આસ્તિકવાદી ભગવદ્ભાવથી પ્રેરિત થઇને પોતાનું કાર્ય કરશે. નિયમ એવો છે કે જે ભાવથી પ્રેરિત થઇને પ્રવૃત્તિ કરવામાં આવે તેજ ભાવમાં ઓતપ્રોત થઇને કર્તા પોતાના લક્ષ્યમાં અદ્વૈત પામે છે. તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે ભૌતિકવાદી આખા વિશ્વની સાથે એકતા સ્વીકારીને, સુગમતા પૂર્વક સ્વાર્થ ભાવથી છૂટી જશે અને તેનું જીવન સર્વ હિતકારી સદ્ભાવનાથી ભરપુર થશે. અધ્યાત્મવાદી સર્વને પોતા સ્વરૂપ માની, સર્વના અધિકારની રક્ષા કરશે. તેનું પરિણામ એ થશે કે તે સર્વને પોતામાં અને પોતાને સર્વમાં અદ્વૈત હોવાનો અનુભવ કરીને કૃતકૃત્ય થઈ જશે. અને આસ્તિકવાદીનો અહંભાવ પ્રેમાસ્પદની પ્રીતિ બનીને પ્રેમાસ્પદથી અદ્વૈત પામશે. જો નિષ્પક્ષપણે વિચાર કરીએ તો આ સર્વ માન્યતાઓમાં ભેદ હોવા છતાં પણ ખરી રીતે તો ભેદ દેખાશે નહિ, કારણ કે વિશ્વપ્રેમ એ પણ પ્રેમ છે, આત્મરતિ એ પણ પ્રેમ છે, અને પ્રભુપ્રેમ એ પણ પ્રેમ છે. તેથી નિર્વિવાદ સાબીત થાય છે કે પ્રેમથી પરિપૂર્ણ જીવન એજ માનવતા છે, જે સર્વને ગમે છે. એટલા માટે સાધનરૂપ

માન્યતાઓને કર્તવ્યબુદ્ધિથી અભિનયરૂપે પોતપોતાના સિદ્ધાંત અનુસાર સિદ્ધ કરીને, મર્યાદિત અહંભાવથી મુક્તિ પામવાને માટે, આપણે સર્વ ભાઈ બહેનોએ હમેશાં પ્રયત્નશીલ રહેવું જોઈએ અને સાધન ન બની શકે તેવી માન્યતાઓને અલૌકિક વિવેકના પ્રકાશથી તજી દેવી જોઈએ. પરસ્પર માન્યતાઓનો ભેદ હોવા છતાં પ્રીતિભેદ અને લક્ષ્યભેદ ન હોવાં જોઈએ. યોગ્યતા ભેદ હોવાને કારણે કર્મભેદ, વિચારોનો ભેદ, સંપ્રદાયોના ભેદ ભલે રહ્યા કરે, પણ પ્રીતિરૂપ જે માનવતા છે તેનો ભેદ હોવો ન જોઈએ. કારણ કે મનુષ્યમાત્રમાં માનવતા એકજ છે. તે માનવતાનો વિકાસ કરવાને માટે માનવજીવન મળ્યું છે. ૐ આનંદમ્.



દિનાંક ૧૮ ઓગષ્ટ, ૧૯૫૪

## ૮

# કર્તવ્યપરાયણતા

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

ગઈકાલ આપની સેવામાં વિદિત કરવામાં આવ્યું હતું કે આત્મજ્ઞાનના પ્રકાશદ્વારા, માનેલા સંબંધોનો વિચાર કરીએ, તો સ્પષ્ટ જણાશે કે સર્વ સંબંધો આપણને કર્તવ્યપરાયણતાના પાઠ શીખવે છે, એટલે કે તે સંબંધો આત્મ સ્વરૂપ નથી.

હવે વિચાર કરવાનો રહે છે કે એવા કયા સંબંધો છે કે જે આપણને કર્તવ્યના પાઠ શીખવે અને એવી કઈ માન્યતાઓ છે કે જે ન તો કર્તવ્યના પાઠ શીખવે કે ન આપણી સ્વતંત્ર સત્તા વ્યક્ત કરે. ઉદાહરણ તરીકે, કોઈ 'હું' એમ કહે તો જીવનમાં 'હું' એવી કોઈ વસ્તુ પ્રત્યક્ષ છેજ નહિ.

હા, એટલું અવશ્ય કહી શકાય કે "હું" નો અર્થ 'આ' શબ્દથી સંબોધન કરી શકાય એવી વસ્તુનો વિષય કરનાર એવો છે. જે 'હું' 'આ' વિષય કરૂં છું, તે 'આ' ને 'હું' થી

ભિન્ન તરીકે કોઈએ જોયેલ છે? તો કહેવું પડશે કે 'આ' નું જ્ઞાન તો ત્યારે થાય છે કે જ્યારે આપણે આપણને બુદ્ધિ આદિ કારણોથી એક ગણીયે છીએ. બુદ્ધિ આદિ કારણોથી આપણે આપણામાં 'હું' ને ત્યારે મેળવીએ છીએ કે જ્યારે કોઇ વાસનાની ઉત્પત્તિ થઈ હોય. ત્યારે શું "મેં" નો અર્થ વાસનાઓનો સમૂહ છે? વાસનાઓની ઉત્પત્તિ તો આપણે આપણને દેહ માનીએ છીએ ત્યારેજ માત્ર થાય છે. ત્યારે શું 'હું' એ દેહ છે? જો 'હું' એટલે દેહ હોય તો 'આ' કોને કહેશું? તેથી દેહને અને 'હું' ને એક ગણી શકાય નહિ. આથી એમ સિદ્ધ થાય છે કે વાસનાની ઉત્પત્તિનું કારણ પોતાને દેહ માનીએ છીએ તે છે. પોતાને દેહ માનવો એ અવિવેક સિદ્ધ છે, વિવેક સિદ્ધ નથી. ત્યારે શું 'હું' નો અર્થ અવિવેક છે? જો કોઇ અવિવેક એ 'હું' છે એમ માની લે તો અવિવેકની સ્વતંત્ર સત્તા નથી એમ કહેવું પડે. વિવેકનો નકાર તેજ અવિવેક છે. તેથી સ્પષ્ટ થાય છે કે 'હું' એ કાંતો કર્તવ્યનિષ્ઠાનું પ્રતીક છે અથવા તો કાંઇ નથી. જો કોઈ એમ કહે કે 'હું' ના અર્થમાંતો આપણે બુદ્ધિ વગેરે જેટલું દ્રશ્યનું પ્રકાશક છે તેને સાથે ગણીએ છીએ તો બુદ્ધિ વગેરે યાવતદ્રશ્યનું પ્રકાશક તો નિત્ય જ્ઞાન છે એમ કહેવાય. જો અનંત નિત્યજ્ઞાનને 'હું' કહીએ તો, 'છે' કોને કહેવું? હા, એટલી વાત અવશ્ય છે કે જેને 'હું' શબ્દનો મોહ થઈ ગયો હોય અને 'હું' માન્યા સિવાય



કોઈપણ પ્રકારનો સંતોષ ન થતો હોય તો 'હું' નો અર્થ અનંત નિત્ય જ્ઞાન એવો થશે એ દ્રષ્ટિબિંદુથી વિચારીએ તોપણ 'હું' એવી કોઇ મર્યાદિત વસ્તુ સિદ્ધ થઇ શકતી નથી. કારણ કે 'હું' નો અર્થ તો સઘળું અથવા કશું નહિ એવો થયો. કશું નહિ એનું અસ્તિત્વ સંભવતું નથી; અને સઘળું એ કોઇ માન્યતાથી મર્યાદિત થઇ શકતું નથી. તેથી એજ માન્યતા સાર્થક છે કે જે સાધનરૂપ બને. એ સિવાયની જેટલી માન્યતાઓ હોય તે સઘળી નિરર્થક ગણાય. હા, એક વાત અવશ્ય છે કે 'હું' ને 'છે' ની જીજ્ઞાસા અથવા 'છે' ની પ્રીતિના નામથી સંબોધન કરી શકાય. પરંતુ જીજ્ઞાસા અને પ્રીતિમાં સત્તાતો તેનીજ ગણાય કે જેની જીજ્ઞાસા તથા પ્રીતિ કરતા હોઇએ.

હવે વિચાર એ કરવાનો રહેશે કે આ ત્રણે ભાવોમાંથી ખરૂં શું છે? ત્યારે આપને સ્પષ્ટ જણાશે કે કર્તવ્યપરાયણતા-માંથી જો પ્રીતિ બાદ કરી નાખીએ તો કર્તવ્ય જેવી કોઇ ચીજ રહેશે નહિ. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે વાસ્તવિક સત્તા કોઇની પણ પ્રીતિમાં છે. જ્યારે આપણે આપણને કાંઇક હોવાનું માનીએ છીએ ત્યારે આપણી એ માન્યતામાં કોઇકની પણ પ્રીતિ રહેલી છે એમ સમજાય છે. ઉદાહરણ તરીકે, કોઇ ડોકટરને પુછવામાં આવે કે તમે ખરેખરીરીતે કોણ છો? તો તેનો જવાબ એ કે રોગની પ્રીતિ. એજ પ્રમાણે વકીલને પૂછીએ કે તમે કોણ છો? તો

કહેશે કે કાયદાની પ્રીતિ. જો આપ કહો કે ડૉકટર રોગીની પ્રીતિ નથી તો તે સમયે એ ડૉકટર નથી. પ્રીતિના બદલામાં શું મળશે એમ પૂછવું એ પ્રીતિનો સ્વભાવ નથી. એ તો કાંઈ બીજી વસ્તુનો સ્વભાવ છે, અથવા દેહનો સ્વભાવ છે. આપણે દેહથી અભિન્ન થઈએ કે તુરતજ કરેલી પ્રીતિના બદલામા કોઈપણ પ્રકારનો લોભ ઉત્પન્ન થઈ જાય છે, તે અવિવેકનું પરિણામ છે. કારણ કે પ્રીતિમાં જે રસ છે એ કોઈ ભોગમાં નથી. જે દેહની સાથે પ્રમાદથી આપણે આપણી એકતા સમજીએ છીએ ત દેહની હસ્તી ખરી રીતે તો સિદ્ધ થતી નથી; પ્રતીતિતો અવશ્ય થાય છે. કોઈ એમ કહે કે અમે તેનો સ્પર્શ કરીએ છીએ, પકડીએ છીએ, તેનો પ્યાર કરીએ છીએ તો એમ કહેવું જોઈએ કે શું આપ દેહને આપનાથી અલગ કરીને કોઈપણ દેહને અડો છો, પકડો છો, કે તેનો પ્યાર કરો છો ? કદી તેમ થતું નથી. મોટામાં મોટા ભૌતિક વિજ્ઞાની પણ દેહાદિ વસ્તુઓની વાસ્તવિક સત્તા સિદ્ધ કરી શકતા નથી. કારણ કે એવી કોઈ વસ્તુ છે જ નહિ કે જેમાં સતત ફેરફાર થયા કરતો ન હોય. જો કોઈ એમ કહે કે વસ્તુઓની ઉત્પત્તિતો થાય છે, તો એમ માનવું પડશે કે જેને તેઓ ઉત્પત્તિ કહે છે તે તો કોઈનો વિનાશ પણ છે, કેમકે કોઈનો વિનાશ એજ ઉત્પત્તિ સ્વરૂપમાં પ્રતીત થાય છે આ ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે વિનાશનું કાર્ય ચાલે છે તેનેજ આપણે ઉત્પત્તિ તથા સ્થિતિ માની લઈએ છીએ.



એજ કારણે દ્રશ્યમાં પ્રવૃત્તિ તો થાય છે પણ કાંઈ પ્રાપ્ત થતું નથી. એ વિચારથી પણ એટલું જ સિદ્ધ થાય છે કે જેની પ્રતીતિ થાય છે તેની સ્વતંત્ર સત્તા સિદ્ધ થઈ શકતી નથી. ખરૂં જોતાં તો એ પ્રતીતિ કોઈ બીજી વસ્તુની સત્તાથીજ સત્તાવાળી બને છે. જો કોઈ એમ કહે કે જે સંસારમાં આપણી પ્રવૃત્તિ થાય છે તેમાં તો આપણને ઘણી વસ્તુઓ મળેછે, છતાં આપ કેમ કહો છોકે પ્રાપ્તિ કાંઈ થતી નથી. એમ પૂછનારને જો આપણે પ્રશ્ન કરીએ કે ભાઈ, સંસારની પ્રવૃત્તિથી આપણને કઈ વસ્તુ મળી કે જેનો સંબંધ આપની સાથે છે. જો કોઈ એવો જવાબ આપે કે મોટર મકાન વગેરે અનેક ભોગ્ય વસ્તુઓ તમને મળે છે તે શરીરનેજ મળે છે કે તમને મળે છે ? હવે તમે કોઈ એવી વસ્તુ બતાવો કે જે દેહથી તમે પોતે જુદા થઈ જાઓ તોપણ તમને મળતી હોય. જો તેઓ એમ કહે કે અમે અમને દેહથી જુદા શું કામ માનીએ તો તેનો જવાબ એ છે કે દેહ તો હમેશાં પરિવર્તનશીલ છે. તેથી જેને તમે પોતે માનો છો તેની કાયમી હસ્તિ (અસ્તિત્વ) તો સિદ્ધ થતી નથી. આ ઉપરથી એટલું સ્પષ્ટ થઈ જાય છે કે દેહથી પોતાને કોઈ અલગ સિદ્ધ કરી શકતા નથી અને કોઈ પોતાને દેહથી અલગ માનીને સંસારમાંથી કંઈ મેળવી શકતા નથી. તો પછી એમ માનવું પડશે કે પ્રતીતિથી પ્રવૃત્તિ તો થાય છે પણ પ્રાપ્તિ કાંઈ થતી નથી. એટલુંજ નહિ પણ પ્રતીતિમાં પ્રતીતિનીજ

પ્રવૃત્તિ થાય છે, બીજી કોઈ વસ્તુની પ્રવૃત્તિ થતી નથી. કારણકે દેહ વગેરે પણ પ્રતીતિ છે અને સમસ્ત દ્રશ્ય પણ પ્રતીતિ છે. એ પ્રતીતિ જે અનંતના પ્રકાશથી પ્રકાશિત છે તથા જેની સત્તાથી સત્તાવાળી છે તે અનંતથી આપણે અભિન્ન થવાનું છે; અથવા તેની પ્રીતિ બનીને રહેવાનું છે. એ લક્ષ્યને પહોંચવાને માટે પોતપોતાની યોગ્યતા તથા પરિસ્થિતિ અનુસાર સાધન નિર્માણ કરવાનું છે. પણ જ્યારે આપણે પ્રમાદથી આપણને દેહ માની લઇએ છીએ ત્યારે આપણે અનેક પ્રકારના લોભમાં ફસાઈ જઇએ છીએ. જે વસ્તુઓ અને વ્યક્તિઓ મારફત ઉત્પન્ન થતા લોભની તૃપ્તિની આશા રાખીએછીએ, તેની પાછળ દોડ્યા કરીએ છીએ, તેના દાસ બની જઇએ છીએ, એટલુંજ નહિ પણ એને પ્રાપ્ત કરવાને માટે એવું પણ કરી બેસીએ છીએ કે જે ન કરવું જોઇએ; અને તેને અંતે પરાધીનતા, જડતા અને શક્તિહીનતા વગેરે દોષોમાં પડી જઇએ છીએ, કે જે કોઇને પણ ગમતી વાત નથી;–એ દોષોના નિવારણને માટે તો આપણે સાધન નિર્માણ કરવાનું છે.

જો અલૌકિક વિવેકના પ્રકાશ વડે આપણે પોતાને દેહ ન માનીએ, તો ઘણીજ સુગમતાપૂર્વક નિર્મળ પદને પ્રાપ્ત કરી શકીએ. નિર્મળપદ પ્રાપ્ત કરતાંવેંતજ સમસ્ત દ્રશ્યથી વિમુખ થઇને અનંત, નિત્ય, ચિન્મય પરમતત્વને સન્મુખ થઇએ છીએ. તેને સન્મુખ થતાંજ સર્વ દોષ, સર્વ નિર્બળતાઓ આપોઆપ મટી જાય છે.



જો કોઇ સાધક પોતાને દેહથી અલગ માનવામાં પોતે અસમર્થ છે એમ માને તો તેણે કોઇ સાધનરૂપ માન્યતાનો સ્વીકાર કરીને તે અનુસાર જે કર્તવ્ય થાય તેનું પાલન કરવું જોઇએ. એમ કરવાથી વિષયોનો રાગ નિવૃત્ત થઇ જશે અને પછી પોતાને દેહથી અલગ માનવાની યોગ્યતા આવી જશે. કારણ કે વિષયાસક્તિના પ્રયોજનથી મનુષ્ય પોતાને દેહભાવમાં ફસાવી દે છે. આજે આપણને આપણું સાધન નિર્માણ કરવામાં મુશ્કેલી કેમ પડે છે? તેનું એકજ કારણ એ છે કે આપણે આપણા નિજ–વિવેકથી આખા સંસારને જાણવા તો ઇચ્છીએ છીએ પણ આપણી વસ્તુસ્થિતિ જાણવાનો પ્રયાસ કરતા નથી. નિયમ એવો છે કે પોતાની વસ્તુસ્થિતિ જાણ્યા સિવાય કોઈ પોતાનું સાધન નિર્માણ કરી શકે નહિ.

હવે જો આપણે આપણી વસ્તુસ્થિતિ પર વિચાર કરીએ તો આપણામાં સતત પરિવર્તન દેખીએ છીએ અથવા આપણામાં માન્યતાઓનો સમૂહ જણાય છે. આપણી જે માન્યતાઓનો સંબંધ પારકાઓથી છે તે પ્રમાણે તો આપણે બીજાઓના અધિકારની રક્ષા કરવી જોઇએ. પણ બીજાઓ ઉપર આપણો જે અધિકાર છે તેની તૃપ્તિ માટે આપણે આશા કરવી જોઇએ નહિ. જો આશા કર્યા સિવાય તૃપ્તિ થાય તો તેમાં સુખ માનવું જોઇએ નહિ. એમ કરવાથી આપણી સર્વ માન્યતાઓ સાધન બનીને જે રાગથી આપણે માન્યતાઓમાં ફસાએલા હતા, તે રાગથી આપણને નિવૃત્ત કરી દેશે. હવે

રહી સતત પરિવર્તનની વાત. સતત પરિવર્તનની યોજના તો આપણને પરિવર્તનરહિત અનંત નિત્ય જીવન તરફ પ્રગતિ કરવામાં સમર્થ બનાવે છે. તેથી એમ સ્પષ્ટ થાય છે કે આપણી વસ્તુસ્થિતિ કાં તો તત્ત્વજીજ્ઞાસા છે અથવા તો સમાજના અધિકારનો સમૂહ છે.

આ વસ્તુસ્થિતિના જ્ઞાનની સંપત્તિ એજ માનવતા છે. તેનાથી ભિન્ન જે કાંઈ આપણે માની લઈએ છીએ તે અમાનવતા છે. એ અમાનવતાથી આપણે કર્તવ્યપરાયણતા, તત્ત્વજીજ્ઞાસા અને પ્રિય-લાલસાથી વિમુખ થયા છીએ.

આપણા જીવનમાં જેટલા અભાવ છે તે કોઈને કોઈ વસ્તુની પ્રીતિ છે; જેમકે ધનનો અભાવ એ ધનની પ્રીતિ. પ્રીતિમાં સત્તા એનીજ હોય છે કે જે વસ્તુની આપણે પ્રીતિ કરતા હોઈએ. તેથી એમ સ્પષ્ટ થાય છે કે જે વસ્તુને આપણે ચાહીએ છીએ તેની પ્રીતિરૂપ આપણે બની જઈએ છીએ. પરંતુ જ્યારે આપણી એ પ્રીતિ કોઈ વસ્તુ, અવસ્થા કે પરિસ્થિતિમાં મર્યાદિત થઈ જાય છે ત્યારે તેનું નામ પ્રીતિ રહેતું નથી. એને આસક્તિ કહેવાય છે. પછી આપણે આસક્તિની અતૃપ્તિ કે તૃપ્તિમાં દુઃખી અથવા સુખી બનીને દીનતા તથા અભિમાનમાં આપણને પોતાને ફસાવી દઈએછીએ; તે આપણો પ્રમાદ છે. તે મટાડવાને માટે આપણે આપણી પ્રીતિને નિર્મળ કરવી જોઈએ, અથવા તેનો અનંતમાં લય કરવો જોઈશે. પણ તે ત્યારેજ થઈ શકશે કે જ્યારે આપણે



કોઈના રૂણમાં ન રહીએ અને સત્યપ્રેમી બની જઈએ. રૂણી ન રહેવાનો અર્થ એ છે કે આપણી પ્રવૃત્તિઓથી કોઈના અધિકારનું અપહરણ થવું જોઈએ નહિ અને સત્યપ્રેમી થવાનો અર્થ એ છે કે શરીર વગેરે કોઈ વસ્તુઓને આપણી માનવી જોઈએ નહિ. આપણી ન માનવાથી કાંઈ ખોટ નહિ પડે. અથવા એમ માની લ્યો કે સેવા કરવાને માટે તો સર્વ આપણા છે અને આપણે વાસ્તે તો કેવળ તેજ આપણા છે કે જેને માટે સર્વ વસ્તુઓ, અવસ્થાઓ કે પરિસ્થિતિઓથી આપણે અલગ થવા ચાહીએ છીએ. જો આપણે વિચાર કરીએ તો સમજાશે કે કોઈ વસ્તુ કે વ્યક્તિ કે અવસ્થા આપણને ગમે તેટલી પ્રિય હોય છતાં આપણે તેનાથી અલગ થવા ઇચ્છીએ છીએ. જેમકે, પ્રિયથી પ્રિય વસ્તુ તથા વ્યકિતને પણ ગાઢ નીંદર લેવાને માટે આપણે છોડી દઈએ છીએ, અને જાગૃત અવસ્થામાંથી સુષુપ્તિમાં સ્થાપિત કરવાને માટે ગાઢ નિદ્રાને પણ છોડી દઈએ છીએ. હવે જો કોઈ કહે કે જાગૃતમાં પણ સુષુપ્તિ હોઇ શકે? તો એમ કહી શકાય કે જાગૃતમાં પણ સ્વપ્ન અને સુષુપ્તિ હોઈ શકે છે. કોઈ કાર્ય કરતી વખતે કોઈ એવી વાતની સ્મૃતિ થઈ જાય કે જેનો સંબંધ એ કાર્યથી ન હોય તો તે જાગૃતનું સ્વપ્ન કહેવાય; અને વર્તમાન કાર્યથી સબંધ ન રહે અને બીજા કોઈ કાર્યની પણ સ્મૃતિ ન થાય એટલે કે ભીતર બહારનું મૌન એજ જાગૃતિની સુષુપ્તિ છે. ગાઢ નિદ્રામાં જડતાનો દોષ રહે છે,

પણ જાગૃત સુષુપ્તિમાં જડતાનો દોષ રહેતો નથી; જો કે એ બન્ને અવસ્થાઓમાં દુઃખનો ભાસ થતો નથી. તેજ કારણે એ સ્થિતિમાં કોઈ પ્રયત્ન કરવાનો રહેતો નથી. પણ અધ્યાત્મ દ્રષ્ટિથી અપ્રયત્ન પણ એક ભારે પ્રયત્ન છે. એજ અપ્રયત્નથી જાગૃતની સુષુપ્તિથી પણ અસંગતા થઇ જાય છે અને પછી સાધક અમર જીવનમાં વિલીન થઇ જાય છે.

એ સર્વ ભાઇ બ્હેનોનો અનુભવ છે કે ગાઢ નિદ્રામાં જેટલું સુખ મળે છે તેટલું કોઇ વસ્તુ કે વ્યક્તિના સંગથી મળતું નથી. તેથી તો આપણે ગાઢ નિદ્રાને માટે સર્વ વસ્તુઓનો સંગ છોડીએ છીએ. પણ છોડતાં છતાંએ તેનો સંબંધ બન્યો રહે છે. તેનું પરિણામ એ થાય છે કે જ્યારે આપણે એક તરફથી સઘળી વસ્તુઓથી અલગ થઇએ છીએ ત્યારે બીજી તરફથી બધી વસ્તુઓની આસક્તિ તો ચાલુ રહે છે. સર્વથી અલગ થવાનો જે આપણો અનુભવ છે તે આપણને વસ્તુઓથી પર એવા જીવનનો નિર્દેશ કરે છે. અને વસ્તુ અને વ્યક્તિઓમાં જે આસક્તિ છે તે આપણે માનેલા સંબંધને સિદ્ધ કરે છે. સંબંધ સાંભળેલી વાતના વિશ્વાસ પર ટકે છે અને અનુભવ આત્મજ્ઞાન પર અવલંબે છે. સબંધ અનુસાર તો આપણે માત્ર વ્યકિતઓની સેવા અને વસ્તુઓના સદુપયોગની પ્રેરણા મળે છે અને નિજ–જ્ઞાનના પ્રકાશથી આપણને સર્વ વસ્તુઓથી અતીત જીવન તરફ પ્રગતિ કરવાનો આદેશ મળે છે. એ આદેશનું પાલન અને વસ્તુઓનાં સદ્‌વ્યય અને વ્યકિતઓની સેવા, એજ કર્તવ્ય નામથી ઓળખાય



છે. તે વાતને ભિન્ન ભિન્ન મતો, સમૂહો તથા સંપ્રદાયો પોતપોતાની વિચારધારાના નામથી વર્ણવે છે. દરેક ભાઈ બ્હેને પોતપોતાની વિચારધારા અનુસારના જ્ઞાનના પ્રકાશથી મળેલા આદેશ અનુસાર લક્ષ્યની પૂર્તિને માટે સાધન કરીને તે લક્ષ્યની પ્રાપ્તિ કરવી જોઇએ. જો તે વિચારધારાથી ઉદ્દેશ્યની પૂર્તિ ન થાય તો તે વિચારધારામાં જરૂર કાંઈ ખામી હોવી જોઇએ. એવો નિયમ છે કે લક્ષ્યની પૂર્તિ થવાથી મર્યાદિત અહંભાવ લક્ષ્યમાં વિલીન થઈ જાય છે, શેષ રહેતો નથી. અહંભાવ મટતાંજ અભિન્નતા થઈ જાય છે, અર્થાત ભેદ રહેતો નથી. ભેદ મટવાથી પ્રીતિ જે આપણે સ્વભાવ છે તે વ્યાપક થઈ જાય છે. પ્રીતિ વ્યાપક થવાથી સર્વ સંઘર્ષો મટી જાય છે અને જીવન ચિર–શાન્તિ સ્થાપી પ્રસન્નતાથી ભરાઈ જાય છે, જે માનવને અભીષ્ટ છે. એ ઉદ્દેશ્યની પૂર્તિ જે જીવનથી થાય છે તેનું વર્ણન ભિન્ન ભિન્ન સાધકો ભિન્ન ભિન્ન વિચારધારાઓ સ્વીકારીને પોત પોતાની યોગ્યતા, રૂચિ અને માન્યતાઓ અનુસાર કરે છે, જો કે એના સંબંધમાં વર્ણનકર્તા જે કાંઈ કહે તે સત્ય છે બલ્કે તેથી વિશેષ પણ છે. કારણ કે વર્ણન કરનારનું સામર્થ્ય મર્યાદિત હોય છે, જ્યારે એ અનંત છે. અનંતના સંબંધમાં સાધનબુદ્ધિથી જે કાંઈ પણ કહેવામાં આવે તે પોતપોતાના સ્થાન પરત્વે ઠીક છે, પરંતુ સિદ્ધાંત રૂપથી તો તેની પ્રાપ્તિ થાય છે કે જેનું વર્ણન થઈ શકતું નથી.

જે વર્ણન કરવામાં આવે તેને સંપૂર્ણ માનીને આપસ આપસમાં વિરોધ તથા સંઘર્ષ કરવો એ અમાનવતા સાધન નહિ પણ અસાધન છે. એનાથી કોઇને કશો લાભ થતો નથી, પરંતુ સમાજમાં અશાંતિ ઉત્પન્ન થઈ જાય છે. એ અશાંતિનું એકજ કારણ છે– આપણે કરેલાં સાધન પ્રત્યેનો મોહ સાધકે સાધનથી અભિન્ન થવાનું છે, નહિ કે એની સાથે મોહ કરવો. સાધનપ્રતિ મોહ કરવો એતો અસાધન છે. સાધનને જીવન બનાવી લેવું એ સાધન છે. સાધન જીવન બની ગયેથી સાધન પ્રતિ મોહ તથા સાધનનું અભિમાન બિલકુલ રહેતું નથી અને વળી સાધક પોતે સાધનોનો આદર કરવા માંડે છે, એટલે કે આપણાં સાધનનું અનુસરણ અને બીજાઓના સાધન પ્રતિનો આદર એ માનવતા છે. આપણા સાધન પ્રતિ મોહ અને બીજાઓનાં સાધનની નિંદા એ અમાનવતા છે. એવો નિયમ છે કે જે સાધન જીવન બની જાય છે તેનો પ્રચાર આપોઆપ થઈ જાય છે, પરંતુ સહુકોઈનું લક્ષ્ય એક છે, યોગ્યતા ભેદને કારણે માત્ર સાધનના બાહ્ય સ્વરૂપમાં ભેદ હોય છે. સત્પુરૂષોએ સાધનોનું નિર્માણ કરેલું છે, અને તે સાધનપદ્ધતિદ્વારા સમાજની સેવા પણ કરી છે, પરંતુ તેઓએ પોતાની સાધનાના આધારપર કોઈ દળ તથા મત ઉભા કરેલ નથી. દળ અને મતને તો, તેઓની પાછળ ચાલનારાઓએ પોતાના દેહાભિમાનને વશ થઇને ઉભા કરેલ છે. માનવજીવન તત્વજીજ્ઞાસા તથા શ્રદ્ધાનો



સમૂહ છે. તત્વજીજ્ઞાસા આપણને સત્યની શોધ કરવાને માટે વ્યાકુળ બનાવે અને શ્રદ્ધા શોધાએલ સત્ય પર આપણને ન્યોછાવર થઈ જવાની પ્રેરણા આપે છે. શ્રદ્ધા એ સત્યને અનંત અલૌકિક દિવ્ય ગુણોથી વિભૂષિત બનાવે છે અને જીજ્ઞાસા સર્વ ગુણોથી અતીત અવસ્થામાં વિલીન થાય છે. શ્રદ્ધા એ સત્યની સાથે જાતીય એકતાનો સ્વીકાર કરે છે અને જીજ્ઞાસા સ્વરૂપની એકતાનો સ્વીકાર કરે છે. શ્રદ્ધાળુ એટલે કે હૃદય–પ્રધાન જે સાધકો થયા તેઓએ એ સત્યને સગુણ બનાવ્યું અને બુદ્ધિ–પ્રધાન સાધકોએ ગુણાતીત એટલે કે નિર્ગુણ બનાવ્યું. જેઓએ સગુણ કહ્યું, તેઓએ પ્રાકૃતિક ગુણની નહિ પરંતુ અલૌકિક દિવ્ય ગુણોની વાત કહી, અને જેઓએ નિર્ગુણ કહ્યું, તેઓએ પણ એને પ્રકૃતિના ગુણથી અતીત કહ્યું. પોતપોતાની દ્રષ્ટિથી તો બંનેએ ઠીકજ કહ્યું છે. પરંતુ જે ગુણોથી અતીત છે, તેની અંદર અનંત ગુણ હોઈ શકે છે અને જેને અનંત ગુણ હોઈ શકે છે, તે ગુણથી અતીત હોઈ શકે છે; અથવા એમ કહો કે એ સઘળું હોવા છતાં પણ સઘળાથી પર અથવા અતીત છે. જે સઘળાથી અતીત છે તેની આપણે શોધ કરવાની છે અને તેની આપણે પ્રાપ્તિ કરવાની છે. તેની શોધ કરવાને માટે, પોતે જેની અંદર રહ્યા છીએ તેનાથી અલગતા કરવી પડશે અને પોતામાં જેને રાખેલ છે તેને દૂર કરવું પડશે. એમ કરવાની સાથે નિર્વાસના થઈ જશે. વાસનાઓનો અંત આવેથી જેની

શોધ હતી તેની સાથે એકતા થઈ જશે અને સમસ્ત જીવન એની પ્રીતિ બની જશે. પ્રીતિમાં પરિપૂર્ણ જીવન રસમય જીવન છે. એવો નિયમ છે કે નિરસતા અને ખિન્નતા મટતાં વેંત રાગદ્વેષ હમેશને માટે વિદાય થઈ જશે. એ વિદાય થતાં પરસ્પરમાં સ્નેહની એકતાનો સંચય થશે અને પછી વ્યકિતગત જીવન સમાજના અધિકારોમાં વિલીન થઈ જશે. સમાજના અધિકાર સુરક્ષિત થયેથી, સુંદર સમાજનું નિર્માણ આપોઆપ થઈ જશે, અને અનંતની પ્રીતિ બની ગયેથી પોતાનું કલ્યાણ પણ થઈ જશે. સ્નેહની એકતા, પોતાના અધિકારના ત્યાગનો અને બીજાઓના અધિકારનું રક્ષણ કરવાનો પાઠ શીખવે છે. બીજાઓના અધિકારના રક્ષણથી કર્તવ્યપરાયણતા આપોઆપ આવી જાય છે, અને પોતાના અધિકારના ત્યાગથી માની લીધેલ તમામ સંબંધો છૂટી જાય છે. એ છૂટી ગએથી મુકત જીવનની સાથે અભિન્નતા થઇ જાય છે, અને પછી કેવળ પ્રીતિજ પ્રીતિ રહી જાય છે. એ કેવળ પ્રીતિ સર્વત્ર સર્વદા એ અનન્તનો રસ પીરસે છે. અથવા એમ કહો કે અનન્તને પ્રેમી બનાવી દે છે. એવો નિયમ છે કે પ્રેમની આપલેમાં નિત્ય નવીન રસની ઉત્તરોતર વૃદ્ધિ થતી રહે છે, અર્થાત જીવન અખંડ અનન્ત રસથી પરિપૂર્ણ બની જાય છે- જે માનવતાની માંગ છે. ૐ

---



દિનાંક ૧૯ આગષ્ટ, ૧૯૫૪

# ૯

# પોતાના પ્રતિ ન્યાય તથા બીજાઓ પ્રતિ ક્ષમા અને પ્રેમ

**મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,**

ગઈ કાલે આપની સેવામાં નિવેદન કરવામાં આવ્યું હતું કે માનેલા 'અહ" પ્રમાણે માનવતા તે સમાજના અધિકારનો સમૂહ છે અને વાસ્તવિક નિત્ય સંબંધ અનુસાર માનવતા એ અનંતની પ્રીતિ છે.

હવે વિચાર એ કરવાનો છે કે આ માનવતા વિકસિત કરવા માટે આપણે સહુથી પહેલાં શું કરવું જોઈએ. માનવતાનો વિકાસ જીવનમાં ત્યારેજ થઈ શકે કે જયારે આપણે આપણને નિર્દોષ અને નિર્વૈર બનાવી લઈએ. નિર્દોષ થવાનો વાસ્તવિક ઉપાય એ છે કે પોતપોતાના વિવેકથી પોતાનો ન્યાય કરવો. કોઈને શિક્ષા કરવી, કોઈની સાથે ઝઘડો કરવો, કોઈનો નાશ કરવો, કોઇનો દ્વેષ યા તિરસ્કાર કરવો એ સઘળું ન્યાયના અર્થમાં

આવતું નથી. ન્યાયનો અર્થ એ છે કે જેનો ન્યાય કરતા હોઈએ તેને તેના દોષનું યથાર્થ દર્શન કરાવી દેવું અને કોઈ ખાસ ઉપાયથી તે દોષનું નિવારણ કરાવી દેવું, અર્થાત તેને નિર્દોષ બનાવી દેવા. જેના પ્રતિ ન્યાય કર્યો હોય એ નિર્દોષ ન બને તો સમજવું જોઈએ કે ન્યાય કર્તામાં કાંઈક દોષ છે, અર્થાત્ તેનો સાચો ન્યાય થયો નહિ. આ ઉપરથી સ્પષ્ટ થઈ જાય છે કે આપણે નિર્દોષ થવાને માટે આપણા પ્રતિ ન્યાય કરવાનું અનિવાર્ય છે; કારણ ન્યાયાધીશ એજ કહેવાય છે કે જે પોતાનો ન્યાય કરી શકે. જો પ્રત્યેક ભાઈ બહેન પોતાનો ન્યાય કરવા મંડી જાય તો કોઈ અન્ય ન્યાયશાળાની અપેક્ષાજ રહે નહિ. ન્યાય કરવાને માટે એ અનિવાર્ય થઈ જાય છે કે ન્યાયકર્તા દોષ અને દોષના કારણને સારી રીતે તેના ખરા સ્વરૂપમાં જાણી લે; તોજ ખરો ન્યાય થઈ શકે. હવે વિચાર એ કરવાનો છે કે આપણે આપણા દોષ તથા તેના કારણને જેટલાં સ્પષ્ટ નિજ-વિવેકથી જાણીએ છીએ તેટલાં કોઈ બીજા આપણા સંબંધમા જાણી શકતા નથી. તેથી આપણે જેટલો આપણો સાચો ન્યાય કરી શકીએ તેટલો કોઈ બીજા કરી શકે નહિ. જો કોઈ એમ કહે કે આપણે આપણા પ્રતિ પક્ષપાત કર્યો તો સાચો ન્યાય કયાંથી થાય. આપણે આપણા પ્રતિ મોહ હોવો એ સંભવ છે. તેનો જવાબ એ દેવાય કે ન્યાયનું પરિણામ નિર્દોષતા છે. જો આપણા જીવનમાં નિર્દોષતા ન આવે તો સમજવું જોઈએ કે આપણે



આપણા પ્રતિ સાચો ન્યાય કર્યો નહિ. તેમ ન થવાનું એક માત્ર કારણ નિજ-વિવેકની અવજ્ઞા હોઈ શકે. તેમ થવું ન જોઈએ કેમકે નિજ-વિવેકની અવજ્ઞા એ અમાનવતા છે.

કુદરતના કાયદાનો જો આપણે વિચાર કરીએ તો એ સ્પષ્ટ થઈ જશે કે જગતના પ્રકાશ કરનારાએ તો આપણને અલૌકિક વિવેકનો પ્રકાશ દીધો છે તે એટલા માટે દીધો છે કે આપણે આપણા દોષ જાણીને ન્યાયપૂર્વક નિર્દોષ બનીએ. કારણ કે પશુ પક્ષી વગેરે જે પ્રાણીઓમાં અલૌકિક વિવેક જાગૃત થયો હોતો નથી તેને તો પોતાનો ન્યાય કરવો પડતો નથી. કુદરત પોતે તેનો ન્યાય કરે છે, અર્થાત્ બિચારાં પશુ ભૂખ ન હોય ત્યારે ખાઈ શકતાં નથી અને ભૂખથી વધારે પણ ખાઈ શકતાં નથી. તેમજ ભૂખ અને ખાદ્ય પદાર્થ હોય તેમ છતાં ભૂખ્યાં પણ રહી શકતાં નથી. પણ માનવ તો ઉલટી રીતે ભૂખ વગર પણ ખાઈ લે છે અને કોઈકવાર ભૂખ લાગી હોય, ભોજન પણ હોય છતાં ખાતા નથી. એ અનન્તે આવી સ્વાધીનતા માનવને એ કારણે દીધી છે કે તે પોતાને મળેલ વિવેક પ્રમાણે વર્તે. એવો નિયમ છે કે મળેલી સ્વાધીનતાની સુરક્ષા તોજ થાય કે જો તેનો સદુપયોગ કરવામાં આવે. એથી માનવજીવનમાં વિવેકની અવજ્ઞા કરવાનું કોઈ સ્થાન નથી.

પોતાનો ન્યાય એજ કરી શકશે કે જેનું જીવન વ્રત, તપ, પ્રાયશ્ચિત્ત તથા પ્રાર્થનાથી યુકત હોય. પોતાનાં લક્ષ્યને

પ્રાપ્ત કરવાની દ્રઢ પ્રતિજ્ઞાનું નામજ વ્રત છે. તે વ્રતને પુરૂં કરવા માટે જે મુશ્કેલીઓ આવે તે સહર્ષ સહન કરી લેવી એજ તપ છે. કરેલી ભૂલ ફરી ન કરવી તેજ પ્રાયશ્ચિત્ત છે. અને તે ત્યારે સંભવિત છે કે ભૂલથી ભોગવેલું આપણું સુખ દુઃખરૂપ બની જાય. આપણી નિર્બળતાઓ અને અભાવોનો નાશ કરવાને માટે પરમ વ્યાકુળતાથી થએલી જાગૃતિ તે વાસ્તવિક પ્રાર્થના છે.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આપણે નિર્દોષ થવાને માટે સહુથી પહેલાં આપણા પ્રતિ શું કરવું જોઇએ? તેનો જવાબ એ થશે કે પ્રથમ આપણે નિજ–વિવેકના પ્રકાશથી આપણી વર્તમાન સ્થિતિ જાણવી પડશે. એવો નિયમ છે કે દોષ મટાડવામાં તેજ સમર્થ થાય છે કે જે પોતાનો દોષ જાણી શકે. કારણ કે પોતાની દૃષ્ટિમાં પોતાને દોષિત જાણી લેવાથી ગાઢ વેદના ઉત્પન્ન થાય છે, કારણ કે દોષ-યુક્ત જીવન કોઇને ગમતું નથી. પરંતુ પરદોષદર્શનરૂપી દોષથી આપણે આપણી ઉત્પન્ન થએલી વેદનાને દબાવી દઇએ છીએ, અને જુઠો સંતોષ માનીને આપણી જાતને છેતરીએ છીએ; તેનું મહા ભયંકર પરિણામ એ થાય છે કે આપણે આપણા દોષો જાણી લેવા છતાં નિર્દોષ થઇ શકતા નથી, અને તેમ છતાં પાછા પ્રમાદવશ થઇને બીજા આપણને નિર્દોષ માને તેવી આશા કરવા માંડીએ છીએ. જો કોઇ પોતાની ઉદારતાને કારણે અથવા આપણી વાસ્તવિક સ્થિતિ ન જાણવાને કારણે



આપણને સારા કહી દે, તો આપણે મિથ્યાભિમાનમાં આપણને ફસાવીએ છીએ; તે ખરીરીતે તો સઘળા દોષોનું મૂળ છે.

સાચી વાત તો એ છે કે આપણે આપણી દ્રષ્ટિમાં બીજાના માનને યોગ્ય ત્યારેજ દેખાશું કે જ્યારે આપણે નિર્દોષ થશું. અને નિર્દોષ ત્યારેજ થશું કે જ્યારે સત્યપરાયણ રહેશું, અથવા જેવા આપણે આપણને જાણીએ છીએ તેવાજ આપણને માનીએ, અને જેવા માનતા હોઇએ તેવું જીવન જીવીએ. એમ થવાથી આપણે ઘણી સુગમતાપૂર્વક નિર્દોષ થઇ જશું. જ્યારે આપણે જાણીએ છીએ કે કોઇ આપણું બુરૂં ચાહતું નથી, તો આપણે બીજાનું બુરૂં શા માટે ચાહીએ? જ્યારે આપણને એમ લાગે કે કોઈ આપણું અપમાન ન કરે અને આપણને કોઇ હાનિ ન કરે તો આપણે કોઇનો અનાદર શા માટે કરીએ છીએ અને કોઇને હાનિ શા માટે પહોંચાડીએ છીએ. આવું આપણાથી ત્યારેજ થાય છે કે જ્યારે આપણે આપણને મળેલા અલૌકિક વિવેકની અવજ્ઞા કરીએ છીએ. સર્વ ભાઈ બ્હેનોએ તે સારી રીતે સમજવું જોઇએ કે વિવેક આપણને, નિર્દોષ દર્શન કરી, નિર્દોષ થવાને માટે મળ્યો છે. આવી દ્રષ્ટિએ જોતાં આપણો વિવેકજ આપણું રાષ્ટ્ર તથા ન્યાયધીશ છે. એવો નિયમ છે કે આપણે આપણા વિવેકરૂપી રાષ્ટ્રનાં કાર્યો પ્રમાણે તેનું આદરપૂર્વક પ્રમાણિક-પણે પાલન કરવું જોઇએ. તેથી જો આપણે કોઇનું ખરાબ

નહિ ચાહીએ તો હૃદય કરૂણાથી દ્રવીભૂત થઈ જશે અથવા પ્રસન્નતાથી ભરાઈ જશે.

એવો નિયમ છે કે જે હૃદયમાં કરૂણાનો વાસ છે તે હૃદયમાં સુખ ભોગની આસક્તિ રહેતી નથી. કારણ કે તે પોતાથી વધારે દુઃખીઓને દેખતાં છતાં સુખ ભોગવીજ શકતા નથી. અને જે હૃદયમાં પ્રસન્નતાનો નિવાસ છે તે પોતાથી વધારે સુખીઓને જોઈને તેની ઈર્ષા કરતા નથી કે લોભ કરતા નથી. કારણ કે ઈર્ષા અને લોભની ઉત્પતિ સ્થાયી પ્રસન્નતાના અભાવ વખતેજ થઈ શકે છે. એટલુંજ નહિ પરંતુ નિર્લોભ થતાંજ દોષ આપોઆપ મટી જાય છે. કારણ કે લોભવૃત્તિ કરવાની આસક્તિથીજ પ્રાણી એવું કરી બેસે છે કે જે તેણે ન કરવું જોઈએ. જે ન કરવું જોઈએ તેનું નામ દોષ છે. એવો નિયમ છે કે જે ન કરવું જોઈએ તે ન કરવાથી જે કરવું જોઈએ તે આપોઆપ થવા લાગે છે, અથવા કર્તવ્યથી મુક્ત થઈ જવાય છે. ઉદાહરણ તરીકે જો કોઈ જુઠું ન બોલે તો એ કાંતો સત્ય બોલશે અથવા મૌન થઈ જશે. સત્ય બોલવાથી સાંભળનારના અધિકારનું રક્ષણ થશે અને સમાજમાં સત્ય બોલવાનો પ્રચાર થશે. ન બોલવાથી વાણીની શક્તિ મનમાં વિલીન થઈ જશે, અને મન મૌન થઈ જશે. મનની શક્તિ બુદ્ધિમાં વિલીન થઈ જશે, અને બુદ્ધિનું મૌન થઈ જવાથી બુદ્ધિની શક્તિ એ અનન્તમાં વિલીન થઈ જશે કે જે બુદ્ધિનું પ્રકાશક છે. આથી



સિદ્ધ થયું કે જે થવું જોઈએ તે થવાથી સમાજમાં સુંદરતા આવશે અને કર્તવ્ય મુક્ત થઈ જવાથી અનન્ત સાથે એક્તા થશે, તેથી યથાર્થ કાર્ય કરવું અથવા કાર્યથી મુકત થવું એજ માનવતા છે.

પ્રાકૃતિક નિયમ અનુસાર આપણી પાસે જે કાંઈ છે તે વિશ્વની ઉદારતાથીજ છે. જેમકે સૂર્યની ઉદારતાથીજ નેત્ર દેખે છે, આકાશની ઉદારતાથીજ કાન સાંભળે છે, જળની ઉદારતાથીજ જીભમાં રસ રહે છે, વૃક્ષ અને પશુઓની ઉદારતાથીજ ઘણીએ જીવનની ઉપયોગી વસ્તુઓ મળે છે. તેથી સ્પષ્ટ થઈ જાય છે કે આપણું જીવન કોઈની ઉદારતા ઉપર અવલંબે છે; તો આપણે આપણાદ્વારા પણ સમાજપ્રતિ ઉદારતાનો વ્યવહાર કરવો જોઈએ. પણ આજે આવી વાત આપણા જીવનથી બને છે કે નહિ તે આપણે વિવેકથી જોવું જોઈએ. જો બનતું હોય તો આપણામાં માનવતા છે અને જો ન બનતું હોય તો અમાનવતા છે.

વ્યક્તિ નિર્દોષ હોવાથી, સમાજમાં નિર્દોષતા આવી જાય છે અને વ્યક્તિ દોષિત હોવાથી સમાજમાં દોષ આવી જાય છે. અથવા એમ કહેવાય કે આપણે આપણા પ્રતિ ન્યાય કરીએ તો સમાજમાં ન્યાયનો પ્રચાર થાય છે અથવા આપણા પ્રતિ કરેલો અન્યાય સમાજમાં અન્યાયનો પ્રચાર કરે છે. ઉદાહરણ તરીકે કોઈને શ્રમની આવશ્યકતા છે, કોઈને સિક્કા [illegible]નની આવશ્યકતા છે. વિવેકથી આપણે જાણી શકીએ

છીએ કે બન્નેની આવશ્યકતા એકજ છે. બન્નેએ એકબીજા પ્રત્યે સહકાર કરવો જોઇએ. પણ આપણે એમ કરતા નથી. જેને સિક્કાની આવશ્યકતા છે તેને નોકર અને જેને શ્રમની આવશ્યકતા છે તેને માલીક માની લઇએ છીએ. શ્રમ શારીરિક હોય કે બૌદ્ધિક હોય તે શ્રમજ કહેવાય. આ અન્યાયનું પરિણામ એ આવે છે કે સિક્કાનું મહત્વ વધી જાય છે, જેને કારણે સાચો શ્રમ કરનાર મળતો નથી. સાચો શ્રમ ન થવાથી સમાજમાં દરિદ્રતા ફેલાય છે અને તેથી પરસ્પરમાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે. જો આપણે આપણા પ્રતિ ન્યાય કરીએ અને શ્રમનું સિક્કાથી સમાન અથવા તેથી વધારે મૂલ્ય સમજીએ તો શ્રમનું મહત્વ વધી જશે, અને દરિદ્રતા તથા સંઘર્ષ મટી જશે. સિક્કાનું મહત્વ વધવાથી જીવનમાં જડતા આવી જાય છે. તેથી સંગ્રહની ભાવના જાગૃત થાય છે; અને એવો નિયમ છે કે જ્યાં સંગ્રહ થાય છે ત્યાં આળસ, વિલાસ અને અભિમાનનો ઉદય થાય છે. તે સર્વ દોષોનું મૂળ છે. જો વિવેકપૂર્વક જોઇએ તો સ્પષ્ટ જણાશે કે જીવનમાં સિક્કાની તો કાંઈ આવશ્યકતાજ નથી. જીવનમાં આવશ્યક્તા વસ્તુઓની છે, જેનું ઉત્પાદન શારીરિક તથા બૌદ્ધિક શ્રમ તથા ભૌતિક જગતથી થાય છે, સિક્કાથી નહિ સિક્કો તો લેણદેણનું માત્ર એક માધ્યમ છે.

હવે એ વિચાર કરવાનો છે કે પોતાનાં દોષદર્શનથી શું લાભ થાય છે અને પારકાના દોષ દર્શનથી શું હાનિ



થાય છે. આપણા દોષ દેખતાં આપણે આપણા દોષથી અલગપણાનો અનુભવ કરીએ છીએ. કારણ કે દોષથી અસંગ થવાથીજ દોષ જોઈ શકાય છે. કોઈ દોષની સ્વતંત્ર સત્તા નથી. પ્રત્યેક દોષ, દોષિત માણસની સત્તાથી સત્તાવાન થાય છે, જ્યારે દોષિત માણસ નિજ–વિવેકના પ્રકાશથી પોતાનો દોષ જોઈ લે છે ત્યારે બિચારો દોષ સત્તા વગરનો બની જાય છે. જો તે ફરીથી આચરાય નહિ તો હમેશને માટે તે મટી જાય છે અને મટતાંજ નિર્દોષતા સ્વતઃ આવી જાય છે. આપણે ભૂલ એ કરીએ છીએ કે દોષ કરતી વખતે તો દોષને દેખતા નથી. કેમકે દોષ કરતી વખતે જો દોષને દેખીએ તો દોષની પ્રવૃત્તિજ ન થાય; પણ જ્યારે દોષ કરી છૂટીએ છીએ ત્યારે નિર્દોષ કાળમાં આપણે દોષિત માનીને દોષોનું ચિંતન કરતા રહીએ છીએ, જેથી ફરીને દોષ થયા કરે છે. દોષ જોવાનો છે; તેની આપણામાં સ્થાપના કરવાની નથી. અને દોષ દેખ્યા પછી તુરત જ નિર્દોષતાની સ્થાપના કરીને અતીત બની જવાનું છે, અને દોષ ફરી ન કરવાનો દ્રઢ સંકલ્પ કરવાનો છે. ત્યાર પછી કોઈ કહે કે તમે દોષિત છો તો પ્રસન્નચિત્તે કહીદ્યો કે હવે નથી, પહેલાં હતો. અર્થાત્ ભૂતકાળના દોષો વર્તમાનમાં ન જુઓ. એવો નિયમ છે કે દોષિત ભાવની વિસ્મૃતિ થવાથી નિર્દોષતા અવશ્ય આવી જાય છે. આથી સ્પષ્ટ થઇ ગયું કે નિજદોષ દર્શનથી આપણે નિર્દોષ થઇ શકીએ છીએ. પરદોષદર્શનથી દોષ કરવાથી

પણ વધારે ખામી આવી જાય છે. કારણ કે પરદોષ દર્શન કરતાંજ આપણને દોષની વેદના મટી જાય છે અને જડતા અને મિથ્યાભિમાન આવી જાય છે, જે સર્વ દોષોનું મૂળ છે. જો કોઈને સંદેહ થાય કે દોષ કરવાથી પણ પરદોષ દર્શન વધારે ખરાબ કેમ છે તો જવાબ એ આપવો જોઈએ કે જે દોષ કરે છે તે પોતાની દ્રષ્ટિએ માનપાત્ર રહેતો નથી. તેથી તેના હૃદયમાં એક વ્યથા ઉત્પન્ન થાય છે, અને દોષ કરવામાં જે મુશ્કેલીઓ હોય છે તે તેને સહન કરવી પડે છે અને તેના પરિણામને પણ તે જાણે છે. એ સર્વ કારણોનો વિચાર કરવાથી દોષ કરવાવાળો નિર્દોષ થઇ શકે છે; પણ પરદોષ દર્શન કરવાવાળાઓને એ મુશ્કેલીઓ આવતી નથી, તે કારણે તે પોતે દોષિત થઇ જાય છે. તેથી પાપ કરવાથી પણ પરદોષ દર્શન એ મોટું પાપ છે.

હવે વિચાર એ કરવાનો છે કે આપણે દોષોમાં કેમ પડીએ છીએ? તો જવાબ એ છે કે સુખ લોલુપતામાં આસક્ત થવાથી. કારણ કે સર્વ સુખોનો જન્મ કોઈને કોઇ દોષથી થાય છે, અથવા એમ પણ કહેવાય કે દુઃખમાંથી થાય છે. જેમકે જો લાભનો દોષ ન હોય તો લાભનું સુખ પણ થતું નથી અને હાનિનું દુઃખ પણ થતું નથી. જો મોહનો દોષ ન હોય તો સંયોગનું સુખ પણ થતું નથી અને વિયોગનું દુઃખ પણ થતું નથી. જો અભિમાનનો દોષ ન હોય તો માનથી પણ સુખ થતું નથી અને અપમાનથી



દુઃખ પણ થતું નથી વગેરે. આ ઉપરથી એમ સ્પષ્ટ થઇ જાય છે ક સુખદુઃખ કોઇ દોષનાંજ પરિણામ છે. નિર્દોષતા પ્રાપ્ત થતાંજ માનવ સુખ દુઃખથી મુક્ત થઇને અનન્ત, ચિન્મય, નિત્યાનંદથી અભિન્ન થઇ જાય છે.

નિર્દોષ થવાને માટે જ્યારે એ અનિવાર્ય છે કે આપણે આપણા પ્રતિ ન્યાય કરવો, તો આપણે આપણા અને પરાયામાં ભેદ શું છે તે સમજવું જોઇએ; તો એમ સમજાશે કે જેને આપણે જેટલે અંશે જેટલા આપણી નજીક માનીએ છીએ તેટલા તેને આપણા સમજીએ છીએ અને જેને જેટલે અંશે જેટલા દૂર માનીએ છીએ તેટલે અંશે તેને પરાયા સમજીએ છીએ. એ દ્રષ્ટિએ, શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ વગેરેને કુટંબીજનો કરતાં વધારે નજીક અને પડોશીઓથી કુટંબીજનોને વધારે નજીક, અને નગરવાસીઓ કરતાં પડોશીઓને વધારે નજીક આપણે ગણીએ છીએ વગેરે. હવે આપણે સર્વથી અધિક ન્યાય આપણા મન બુદ્ધિ વગેરેનો કરવો જોઈએ અને જેમ જેમ છેટું વધતું જશે, તેમ તેમ ન્યાયને બદલે પ્રેમ તથા ક્ષમા રાખવાં જોઇશે કેમકે, ન્યાય પોતા પ્રત્યે તથા પ્રેમ અને ક્ષમા પારકા પ્રત્યે કરવાનાં છે. જો આપણે તેમ નહિ કરીએ, તો આપણે નિર્દોષ કે નિર્વૈર નહિ થઇએ. જો આપણે આપણા મન બુદ્ધિ પ્રત્યે યથાર્થ ન્યાય કર્યો હોત તો આજે મનમાં અશુદ્ધ સંકલ્પજ પેદા ન થાત અને બુદ્ધિમાં અવિવેક ન રહેત. અવિવેક વિના અશુભ

સંકલ્પોમાં પ્રવૃત્તિ થતી નથી અને અશુદ્ધ સંકલ્પોમાં પ્રવૃત્તિ વિના સદાચારને બદલે દુરાચાર થતો નથી. દુરાચાર વિના સમાજમાં દોષોનો પ્રસાર થતો નથી. તેથી એ સ્પષ્ટ થાય છે કે જો આપણે આપણા મનબુદ્ધિ પ્રત્યે ન્યાય કરવા લાગશું તો આપણું વ્યક્તિગત જીવન પવિત્ર થશે, બલ્કે સમાજમાં પણ પવિત્રતાનો પ્રસાર થશે. તેથી આપણા પ્રત્યે ન્યાય કરવામાં આપણું તથા સમાજ બન્નેનું હિત છે. અને તેમ ન કરવામાં બન્નેનું અહિત છે, અમાનવતા છે.

હવે જો કોઈ એમ કહે કે જીવનમાં સુખદુઃખ તો સ્વભાવથીજ ઉપસ્થિત છે, એટલુંજ નહિ પણ આજ આપણું સુખ આપણા માટે બંધનરૂપ બની ગયું છે અને દુઃખથી આપણે ભયભીત બની ગયા છીએ, તો એનું કારણ એ છે કે આપણે આપણા પ્રત્યે ન્યાય તથા પરાયા પ્રત્યે ક્ષમા અને પ્રેમયુક્ત ભાવનાથી સુખદુઃખનો સદુપયોગ કર્યો નથી. જો આપણે સુખનો સદુપયોગ સેવાથી અથવા ઉદારતાપૂર્વક અને દુઃખનો સદુપયોગ ત્યાગથી અથવા વિરક્તિપૂર્વક કરવા મંડી જઈએ, તો સુખ બંધનનો હેતુ કે દુઃખ ભયનો હેતુ બનશે નહિ. સાચું તો એ છે કે સુખદુઃખ ભોગવવા માટે માનવજીવનમાં કોઈ અવકાશજ નથી. તેના સદુપયોગમાં માનવનો પુરૂષાર્થ રહેલો છે.

આજે આપણા જીવનમાં જે ભૂતકાળની સ્મૃતિ અને ભવિષ્યનું મનન છે અને જેને કારણે આપણે એક ક્ષણ પણ



શાંતિપૂર્વક રહી શકતા નથી, અને જે આપણા માટે વર્તમાનના અનેક પ્રકારના અભાવો અને દુઃખોથી વધારે દુઃખદ નીવડે છે, તેનું કારણ એક માત્ર ભોગવેલાં સુખની વાસના અને નહિ ભોગવેલી ઈચ્છાઓનું દુઃખ છે. તેથીજ પ્રાણીઓ વ્યર્થ ચિંતનમાં ફસાય છે. તેમાંથી છુટકારો મેળવવા માટે અલૌકિક વિવેકના પ્રકાશથી અવિવેકને મટાડવો જોઈએ. તે મટતાંજ શરીરથી અસંગતા આવી જશે અને તેથી સુખનું દાસત્વ મટી જઈને અભુક્ત ઈચ્છાઓથી મુક્તિ મળી જશે. અને પછી વ્યર્થ ચિંતન મટી જઈને જીવન શાન્તિથી ભરાઈ જશે.

એવો નિયમ છે કે પોતા પ્રત્યે ન્યાય કરવાથી નિર્દોષતા અને બીજા પ્રત્યે ક્ષમા તથા પ્રેમ કરવાથી નિર્વૈરતા સ્વયં આવી જાય છે, નિર્દોષતાથી નિરભિમાનતા અને નિર્વૈરતાથી સર્વથી એકતા પ્રાપ્ત થાય છે. નિરભિમાનતા આવવાથી કોઈપણ દોષની ઉત્પત્તિ થતી નથી અને જીવન, શ્રમ, સંયમ, સદાચાર, સેવા તથા ત્યાગથી ભરપુર બની જાય છે. એટલુંજ નહિ પણ જ્યારે દોષોની ઉત્પત્તિ થતી નથી ત્યારે ગુણોનું અભિમાન પણ ગળી જાય છે. ગુણદોષરહિત જીવનજ વાસ્તવિક માનવતા છે તેનો વિકાસ કરવાને માટે આપણે આપણા પ્રતિ ન્યાય તથા બીજાઓ પ્રતિ ક્ષમા અને પ્રેમ કરવાનો છે. ૐ આનંદ

દિનાંક ૨૦ ઓગષ્ટ, ૧૯૫૪

## ૧૦

# ભુક્તિ મુક્તિ અને ભક્તિ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

માનવ જીવનની જેટલી સમસ્યાઓ છે એ સઘળી ત્રણ ભાગમાં વ્હેંચાએલી છે– (૧) ભુક્તિ (૨) મુક્તિ અને (૩) ભક્તિ.

ભુક્તિનો અર્થ છે સમાજમાં ધારેલું સ્થાન મેળવવું એટલે કે આપણા સંકલ્પોને સંતુષ્ટ કરવાનું સમાજ પોતાનું કાર્ય માને, અથવા બીજા શબ્દોમાં કહીએ કે આપણા જેટલા સંકલ્પો હોય તે સમાજના સંકલ્પો બની જાય. સમાજ તેને પોતાના સંકલ્પો માની લે. આટલી અભિન્નતા જ્યારે વિશ્વની સાથે આપણી બની જાય ત્યારે બસ, ભોગ અને સુખની પરાકાષ્ટા થઈ જાય. ઉચ્ચકોટિનો ભોગ ત્યારે મળશે કે જ્યારે આપણું જીવન શ્રમ, સંયમ, સદાચાર, સેવા, પુણ્યકર્મ તથા તપથી સંપૂર્ણ થઇ જાય.



માનવ એટલેથીજ સંતોષ પામતો નથી. વિશેષમાં તે સ્વાધીનતા પણ ચાહે છે. આપણે જ્યાં રહેતા હોઇએ ત્યાં ગમે તેટલી સારી પરિસ્થિતિ હોય, ઘણીએ અનુકૂળતાઓ હોય, ગમે તેટલાં સુંદર કાર્યો આપણે કરી રહ્યા હોઈએ, મધુર ગીતો સાંભળી અથવા ગાઇ રહ્યા હોઈએ, સુંદર સુંદર બોલી અથવા સાંભળી રહ્યા હોઇએ, ખાઇ રહ્યા હોઈએ કે ખવરાવી રહ્યા હોઈએ છતાં આપણે સ્વાધીન થવા ચાહીએ છીએ, તેથી પણ ઉપર જવા ચાહીએ છીએ, એ પ્રત્યેકનો અનુભવ છે. એવી કોઇ પ્રવૃત્તિ નહિ બતાવી શકાય કે જેની નિવૃત્તિ અભીષ્ટ ન હોય. આ ઉપરથી એમ સિદ્ધ થઇ જાય છે કે ઉત્કૃષ્ટ ભોગ પ્રાપ્ત કરવા છતાં પણ આપણે સ્વાધીનતા ચાહીએ છીએ. એવી સ્થાયી સ્વાધીનતાનું નામ મુક્તિ છે. મુક્તિ કોઇ એવી વસ્તુ નથી કે જેનો સંબંધ માનવજીવનથી ન હોય, અને જે આપણે પ્રાપ્ત ન કરી શકીએ. કોઇ ભાઇ બ્હેન સ્વાધીનતાનો અર્થ મન માન્યો ન કરે. સ્વાધીનતાનો ખરો અર્થ તો એ છે કે વાસનાઓથી રહિત થવું અને કદાચ કોઇ સંકલ્પ અનિચ્છા છતાં અથવા પરેચ્છાથી તૃપ્ત થઇ પણ જાય તો એ સંકલ્પની તૃપ્તિના સુખથી અનાસક્ત બન્યું રહેવું, અર્થાત્ સંકલ્પની તૃપ્તિના સુખથી બંધન ન પામવું. ભલે પરાઇ ઇચ્છાથી આપણા મનની વાત બર આવી જાય, ભલે આપણી ઇચ્છાઓ કે મનની વાતો તૃપ્ત થઇ જાય, છતાં જ્યાંસુધી

આપણે આપણી ઇચ્છાઓ પુરી થવાનું સુખ ભોગવીએ ત્યાંસુધી આપણે સ્વાધીન નથી. પરંતુ સામાન્ય માણસો પોતાની ઇચ્છાપૂર્તિના સુખને સ્વાધીનતા માનેછે જ્યારે વાસ્તવિક રીતે તે પરાધીનતા છે; કેમકે ઇચ્છાપૂર્તિનું સુખ ઇચ્છાઓને ફરી ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિ પણ દરેક ઇચ્છા પૂર્ણ થાય તેને અંતે પ્રાણી એજ સ્થિતિમાં આવી જાય છે કે જે સ્થિતિમાં ઇચ્છાઓની ઉત્પત્તિ થયા પહેલાં પોતે હતા. એ દ્રષ્ટિથી ઇચ્છાઓની પૂર્તિનું સુખ તો કેવળ દાદરની ખરજ જેવું છે, બીજું કશું નથી. ઇચ્છાપૂર્તિનાં સુખથી દુઃખ દબાઇ જાય છે, મટતું નથી. તે કારણે સાચી સ્વાધીનતાને માટે સર્વે ઇચ્છાની નિવૃત્તિ કરવી એ અનિવાર્ય થઇ જાય છે. એજ વાત સમજવાને માટે આપ આપના જીવનમાં જુઓ કે ભલે ગમે તેટલી અનુકૂળતાઓ પ્રાપ્ત હોય છતાં આપ તે અનુકૂળતાથી મુક્ત પણ થવા ચાહો છો. આપણે પોતાના જીવનને, જ્યાં પોતાને કોઇ લફરૂં ચોટવાનો સંભવ ન હોય તેવી સ્થિતિમાં મુકવા ચાહીએ છીએ. તેમ આપણે પણ કોઇથી પરતંત્ર હોઇએ તેવું પણ ચાહતા નથી. એવા જીવનને માટે આપણે સહુ ઇચ્છીએ છીએ. અર્થાત્ માનવજીવનની માગ હોય છે. તે માંગનીપૂર્તિ એજ સ્વાધીનતા છે, મુક્તિછે. એવી મુક્તિ ક્યારે મળે છે? નિર્દોષતા આવી જવાથી તેવી મુક્તિ મળે છે. આપ કહેશોકે કેવી રીતે તો આપ વિચાર કરો કે સુખનો જે ભોગ પ્રાપ્ત થાય છે તે ભોગવવાને માટે કોઇપણ દોષ સ્વીકારવો અત્યંત અનિવાર્ય બની જાય છે.



શું કોઇ એવો સુખભોગ છે કે જેનો સબંધ દેહથી નથી. શું આપણે આપણને દેહ માની લઇએ તે નિર્દોષતા કહેવાય ? કદાપિ નહિ. કારણ કે જે માન્યતા આત્મ-જ્ઞાનથી વિપરીત છે તેને નિર્દોષ ન કહી શકાય. જ્યારે સર્વ સુખનો ભોગ આપણને દેહ માનીએ તો થાય છે અને આપણને દેહ માનવો તે અવિવેક છે તો એ સ્પષ્ટ થઇ જાય છે કે જે અવિવેક સર્વ દોષોનું મૂળ છે તેમાં પ્રવર્ત્યા સિવાય સુખ-ભોગમાં પ્રવૃત્તિ થતી નથી; તેમાં પ્રવર્તવાથીજ સુખભોગમાં પ્રવૃત્તિ થાય છે. તેથી સુખભોગની પ્રવૃત્તિનું કારણ કોઇને કોઇ દોષ સ્વીકારી લેવો એજ છે. એવો નિયમ છે કે જેને આપણે ‘આ’ કહીએ છીએ તેને ‘હું’ માની શકતા નથી. એ દ્રષ્ટિથી શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ તથા સમસ્ત દ્રશ્ય ‘આ’ના અર્થમાં વપરાય છે, ‘હું’ ના અર્થમાં નહિ; અને જ્યાંસુધી ‘આ’ ને ‘હું’ નથી માનતા ત્યાંસુધી કોઇપણ સુખભોગની સ્થિતિ થતી નથી. ‘આ’ ને ‘હું’ માનવું એ પ્રમાદ છે. તેથી સુખભોગની પ્રવૃત્તિ પ્રમાદથી થાય છે, જે સર્વ દોષોનું મૂળ છે. હવે જો કહીએ કે પ્રમાદ શું છે અને ક્યાંથી આવ્યો તો કહેવું જોઇએ કે પ્રમાદ એ અલૌકિક વિવેકની અવજ્ઞાનું બીજું નામ છે, તે ક્યાંથી આવ્યો ? જ્યાંથી જ્ઞાનની અવજ્ઞા કરી ત્યાંથી. ક્યારથી એમ થયું ? જ્યારથી જ્ઞાનની અવજ્ઞા કરી ત્યારથી. એ ક્યારે મટે? જ્યારે જ્ઞાનથી વર્તીએ ત્યારે. આ સંદેહ-કર્તાનું જ્ઞાન એ છે કે ‘આ’ તે

'હું' ન હોઈ શકું. એ કોઇ બીજાએ શીખવ્યું હોતું નથી. પ્રશ્નકર્તા પોતે જ્ઞાનમાં વર્તે અને ખોટી માન્યતાને દૂર કરે, એટલે કે પોતાને દેહ માનેલ છે એ ન માનતાં શીખે. તેમાં ભલે મતભેદ હોય કે 'આ' થી શું સમજવું અને 'હું' થી શું સમજવું. પણ 'આ' તે 'હું' નથી. એ વાતમાં કાંઇ મતભેદ હોઈ શકે નહિ. કારણ કે એતો સર્વના અનુભવની વાત છે. અને 'આ' ને હું ન માનીએ તો સર્વ વાસનાઓનો ત્યાગ આપમેળે થઈ જાય છે. વાસનાઓનો ત્યાગ થતાંજ સુખભોગની આસક્તિ મટી જાય છે. તે મટતાંજ ઇન્દ્રિય લોલુપતા જીતેન્દ્રિયતામાં, સ્વાર્થભાવ સેવામાં, રાગ ત્યાગમાં, દ્વેષ પ્રેમમાં બદલાઈ જાય છે, અને નિર્દોષતા આવવાથી ઇન્દ્રિયો અવિષય થઇને મનમાં, અને મન નિર્વિકલ્પ થઇને બુદ્ધિમાં વિલીન થઈ જાય છે. કારણ કે વાસનાઓની ઉત્પત્તિ-કાળ વખતે તો બુદ્ધિ મનમાં, મન ઇન્દ્રિયો અને ઇન્દ્રિયો વિષયોમાં વિલીન થાય છે, જેને સુખભોગ કહેવાય છે અને જેનું પરિણામ પરાધીનતા અથવા બંધન છે. અને વાસનાની નિવૃત્તિના કાળમાં ભોગ યોગમાં બદલાઈ જાય છે, જેનું પરિણામ સ્વાધીનતા અર્થાત્ મુક્તિ. નિર્વાસનાદ્વારા જે મહાયોગની પ્રાપ્તિ થાય છે તેમાં નિર્વિકલ્પ સ્થિતિ, તથા નિર્વિકલ્પજ્ઞાન બંને પ્રાપ્ત થાય છે. તે યોગ રાગ–વિરાગ રહિત થવાથીજ પ્રાપ્ત થાય છે; કેમકે એવો નિયમ છે કે રાગરૂપી લાકડાંને બાળીને વૈરાગ્યરૂપી અગ્નિ સદાને માટે બુઝાઈ જાય



અર્થાત્ વૈરાગ્યનું અભિમાન ગળી જાય છે અને પછી જીવનરાગ-વિરાગ રહિત થઈ જાય છે. એ સારી રીતે જાણી લેવું જોઇએ કે યોગનું અભિમાન પણ કારણ શરીરના સંબંધ ઉપર અવલંબે છે. પણ આ મહાયોગમાં તો યોગ છે, યોગી નથી. તેથીજ તો એમાં અનંત, નિત્ય, ચિન્મય જીવનથી અભેદ પ્રાપ્ત થાય છે. જે યોગનો આધાર માત્ર કોઇ અભ્યાસ ઉપર હોય છે તેમાં નિર્વિકલ્પ સ્થિતિ થવા છતાં પણ, નિર્વિકલ્પ જ્ઞાન થતું નથી અને યોગનું અભિમાન પણ ચલાયમાન થતું નથી. કારણ કે કારણ શરીરના સંબંધથી મર્યાદિત અહંભાવ કાયમ રહે છે કે જેનો ખરી રીતે 'આ' ની સાથે એક સૂક્ષ્મ સંબંધજ છે. પ્રત્યેક સાધકે એ સારી રીતે સમજવું જોઇએ કે કોઈ અવસ્થાની બીજી કોઈ અવસ્થાની સરખામણીએ સરસાઈ હોય, છતાં અવસ્થાઓ 'આ' નીજ હોય છે. જે 'આ' નથી તેની અવસ્થા હોતી નથી; તેથી 'આ' થી અસંગ હોવાને માટે સર્વ અવસ્થાઓથી સંબંધનો વિચ્છેદ કરવો પડશે. ત્યારેજ નિર્વાસના આવશે. તેજ નિર્દોષતા અને તેથીજ આપોઆપ મહાયોગની પ્રાપ્તિ થાય છે.

હવે જો કોઈ કહે કે અમે તો ભૌતિકવાદી છીએ, અમારે એવી મુકિત જોઇતી નથી કે જે અમને સંસારથી જુદા પાડે, તો કહેવું જોઇએ કે આપ સંસારથી જુદા પડીને મુકિત તો નથી ચાહતા પણ શું આપ સ્વાધીનતા નથી ચાહતા? સર્વ ભાઈ બ્હેનો ત્યારે તો એમ માનશે કે સ્વાધીનતા તો

અમને સર્વને પ્યારી છે. ભૌતિકવાદીની દ્રષ્ટિથી સ્વાધીનતાનો અર્થ એ થઈ શકે કે આપણો સહુનો અધિકાર સુરક્ષિત રહે. એવો નિયમ છે કે એકનો અધિકાર તે બીજાનું કર્તવ્ય થાય છે. તેથી પોતાના અધિકારોની રક્ષાનો આધાર કોઈકના કર્તવ્ય ઉપર રહે છે. ત્યારે પોતાની સ્વાધીનતાનો અર્થ બીજાની કર્તવ્યપરાયણતા તેવો થયો. હવે જો આપણે વિચાર કરીએ તો સ્પષ્ટ થઈ જશે કે જેના આધારે અધિકારોની રક્ષા થતી હોય તે ભલે સ્વાધીન ગણાય, પણ જેઓ પોત-પોતાનો અધિકાર સુરક્ષિત કરાવવા માગે છે તે તો જે કર્તવ્યનિષ્ટ છે તેને આધીન બની જાય છે. તેથી ભૌતિકવાદની દૃષ્ટિથી કર્તવ્યપરાયણતાનું બીજું નામ સ્વાધીનતા થયું. એવો નિયમ છે કે કર્તવ્યપરાયણતા આવવાથી, કર્તા પોતાનું જે લક્ષ્ય હોય તે અભીષ્ટના સાથે વિલીન થઈ જાય છે. એ દ્રષ્ટિથી કર્તવ્ય-નિષ્ઠ પ્રાણીની અહંતા, જેના અધિકારોની રક્ષા પોતાદ્વારા થઈ હતી તેમાં વિલીન થઈ જાય. વ્યકિત અને સમાજમાં ભેદ થઈ શકતા જ નથી, કેમકે બંનેની જાતીય એકતા છે. એક દ્રષ્ટિથી, સમાજનો અધિકાર એજ વ્યકિતનું કર્તવ્ય. તેથી કર્તવ્યનિષ્ઠ વ્યકિત સમાજથી એટલે કે 'આ'થી અભિન્ન થઈ જાય છે. 'આ' એ સ્વભાવથી હમેશાં પરિવર્તનશીલ છે. તેથી ભૌતિકવાદીની મુકિત હમેશનાં પરિવર્તનશીલપણામાં વિલીન થઈ જશે. સતત પરિવર્તનનું જ્ઞાન આપણાંમાં અનંત, નિત્ય, ચિન્મયની લાલસા જાગૃત કરે છે. એવો નિયમ છે કે



કે નિત્ય લાલસા તેઓની જાગૃત થાય છે કે જેઓ વચ્ચે જાતી કે સ્વરૂપની એકતા હોય. લાલસા તે ન કહેવાય કે જેને મટાડી દેવાય. તેને તો વાસના કહેવાય. લાલસા તે પણ ન કહેવાય. કે જેની તૃપ્તિ ન થાય, તેથી લાલસાની તૃપ્તિ અનિવાર્ય છે. તેથી એમ સિદ્ધ થયું કે ભૌતિકવાદી એ પણ કાળાંતરે પોતાની લાલસા તૃપ્ત કરવી પડશે.

હા, એ વાત ખરી છે કે સ્વાધીનતા અથવા નિત્યમુકિતની લાલસાથી એવાં પ્રાણીઓ ઓળખાતાં નથી કે જેઓ કર્તવ્ય નિષ્ઠ ન હોય, અર્થાત જેણે બીજાના અધિકારની રક્ષા કરી ન હોય. અથવા એમ પણ કહેવાય કે જે સમાજનાં રૂણી છે. જે સમાજના રૂણી નથી તેનામાં સર્વ વસ્તુઓ, પરિસ્થિતિઓ અને અવસ્થાઓથી સ્વતંત્ર જીવનની લાલસા અવશ્ય જાગૃત થશે. ભૌતિકવાદ પણ માનવજીવનનું એક અંગ છે, સમસ્ત જીવન નથી. એવો નિયમ છે કે ભૌતિકવાદની પરાકાષ્ટાએ પહોંચ્યાથી આપોઆપ અધ્યાત્મવાદનો જન્મ થાય છે, અને અધ્યાત્મવાદની પરાકાષ્ટા પરમ પ્રેમ-પ્રદાન કરવામાં સમર્થ છે, જે ખરી રીતે માનવજીવન છે.

એ સર્વને સારી રીતે જાણવા જેવું છે કે વાસ્તવિક સ્વાધીનતા કોઈ વસ્તુ કે વ્યકિતદ્વારા મળી શકતી નથી. સ્વાધીનતાનો પૂજારી પોતે એને સાધન કરીને પ્રાપ્ત કરી શકે છે. હા, એ વાત અવશ્ય છે કે સ્વાધીનતા એ પોતાની આત્મવિભૂતિ છે, કેમકે તેનાથી પોતાના સ્વરૂપની એકતા છે.

સ્વાધીનતાની અભિલાષા રાખનારાઓએ પોતાનાં બંધનો જાણી લેવાં જોઇએ. પોતેજ ન જાણે તેવું કાંઇ બંધન હોતું નથી, એટલુંજ નહિ પણ સાચી વાત તો એ છે કે તે બંધનનાં કારણને પણ જાણે છે. શું આંપણે જેને આપણું માની લઇએ છીએ તેનાથી બંધાઇ જતા નથી? શું એવું પણ કોઇ બંધન હોય છે કે જે મમતા સિવાય થઇ ગયું હોય. આપણે એવી વ્યક્તિ અને વસ્તુ વગેરેના બંધનમાં આવી જઇએ છીએ કે જેને આપણે આપણાં માની લઇએ છીએ. વસ્તુ અને વ્યક્તિઓને પોતાનાં માની લેવાનું કારણ અલ્પજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાનનો સ્વીકાર કરવો એ છે. તેનું એકજ કારણ અલૌકિક વિવેકનો અનાદર કરવો તે છે. મિથ્યાજ્ઞાનથી અનેક દોષ ઉત્પન્ન થાય છે અને દોષયુક્ત જીવનજ બંધનનું કારણ છે. જેમકે મોહના દોષથી વ્યક્તિઓનું બંધન, લોભના દોષથી વસ્તુઓનું બંધન અને કામના દોષથી અનેક પ્રકારના અભાવોનું બંધન. વ્યક્તિ અને વસ્તુનાં બંધનથી રહિત થવાનો અર્થ એવો નથી કે તેનો વિનાશ કરવો. વસ્તુઓના બંધનથી રહિત થઇને વસ્તુઓનો સદુપયોગ કરવો, અને વ્યક્તિઓના બંધનથી રહિત થઇને વ્યક્તિઓની સેવા કરવી-એ તેનો અર્થ છે. વસ્તુઓના સદુપયોગથી સમાજની દરિદ્રતા મટી જાય છે અને આપણામાં નિર્લોભતા આવી જાય છે વ્યક્તિઓની સેવાથી સમાજમાં સ્નેહસંચાર થાય છે અને આપણામાં નિર્મોહતા આવે છે. નિર્લોભતા આવી જવાથી વસ્તુઓથી સ્વતંત્ર જીવનનું



જ્ઞાન થાય છે, અને નિર્મોહતા આવવાથી પરમ પ્રેમ પ્રાપ્ત થાય છે.

જો આપણે પોતાથી ઉત્પન્ન કરેલા દોષોનો નાશ કરી દઇએ, તો બીજા કોઇ આપણને દોષિત બનાવી શકતા નથી; એથી એમ સિદ્ધ થયું કે આપણેજ આપણા બંધનનાં કારણ છીએ. સમાજ આપણાદ્વારા પોતાના અધિકારની રક્ષા ચાહે છે, પછી ભલે આપણે તેને આપણો માનીને અગર તેમ ન માનીને તેના અધિકારની રક્ષા કરીએ. આપણો માનીએ તો આપણે બંધાઇ જઇએ છીએ, અને આપણો માન્યા વિના વર્તીએ તો મુક્ત થઇ જઇએ છીએ, એવો નિયમ છે. તેથી સ્પષ્ટ થઇ જાય છે કે સંસારની તો કેવળ સેવા કરવાની હોય છે. તેને આપણો માનવાથી આપણને કાંઇ લાભ થતો નથી તેમ સંસારને પણ કાંઇ લાભ થતો નથી. જે સંસારની સેવા તો કરે છે પરંતુ તેને પોતાનો માનતા નથી તે મુક્ત છે. સંસાર પણ તેનેજ માન આપે છે કે જેની આવશ્યકતાનો અનુભવ સંસારને થાય છે. જેઓ સંસારના અધિકારની રક્ષા કરતા નથી તેઓને સંસાર ચાહતો નથી. સંસારની સેવાનો અર્થ એ છે કે સંસારથી બનેલી વસ્તુઓની સંસારને ભેટ કરી દેવી, અથવા એમ કહો કે પ્રમાણિક બની જવું, જે ખરી રીતે માનવતા છે. કર્તવ્યપરાયણતા તથા આત્મવિવેકમાં વર્તવાથી આપણે નિર્દોષ થઇએ છીએ, અને નિર્દોષ જીવન એ મુક્ત જીવન છે.

નિર્દોષ જીવન પ્રાપ્ત કરવાને માટે આપણે સહુથી પ્રથમ ઇન્દ્રિયજન્ય જ્ઞાન ઉપર બુદ્ધિજન્ય જ્ઞાનથી વિજય મેળવવો પડશે. એમ કરવાથી રાગને બદલે વિરાગ અને ભોગને બદલે યોગ, અને પછી અલૌકિક વિવેક જે આત્મજ્ઞાન છે તે મેળવવાનું સામર્થ્ય આવી જશે, અથવા એમ કહો કે તેનાથી અભેદ થઇ જશે, અને પછી કોઈ પ્રકારનો રાગ બાકી રહેશે નહિ, કારણ કે સર્વ દોષોનો જન્મ આત્મજ્ઞાનના અનાદરથીજ થાય છે. ઉદાહરણ તરીકે. જ્યાં સુધી આપણે આપણને આપણા દેહથી અભેદ માની લેતા નથી, ત્યાં સુધી કોઈ વાસનાનો ઉદય થતો નથી. એ તો સર્વ માન્ય છે કે વાસના રહિત થવાથી કોઈપણ દોષના જન્મનો સંભવ નથી.

દેહના સંબંધનો વિચ્છેદ કરવા માટે એ વાત અનિવાર્ય છે કે જે પ્રવૃત્તિઓ વિના આપણે કોઈ પ્રકારે રહી શકીએ તેમ નથી તે પ્રવૃત્તિઓ સાધન બુદ્ધિની દ્રષ્ટિથી કરવી. સાધન બુદ્ધિથી આપણી પ્રવૃત્તિ ત્યારે થઈ શકશે કે જ્યારે સુખ બુદ્ધિનો ત્યાગ કરીને અને હિત-બુદ્ધિથી પ્રેરિત થઇને આપણે આપણાં સઘળાં દૈનિક આવશ્યક કાર્યો કરીએ. એવો નિયમ છે કે સાચી પ્રવૃત્તિથી સહજ નિવૃત્તિ સ્વતઃ આવી જાય છે, અને એમ થવાથી સાધક સુગમતાપૂર્વક પોતાના લક્ષ્યથી અભેદ પામે છે.

સારી પ્રવૃત્તિ તથા નિવૃત્તિનું અભિમાન ગળી જાય ત્યારે સાધક પોતાને પોતાના પ્રેમાસ્પદથી અભેદનો અનુભવ કરે છે,



અથવા એમ પણ કહીએ કે પ્રેમાસ્પદની પ્રીતિ બની જાય છે, અર્થાત્ પ્રીતિને પ્રીતમથી ભિન્ન કાંઇ બાકી રહેતું નથી.

નિર્દોષતા આવવાથી નિર્વૈરતા સ્વતઃ આવે છે. નિર્દોષતાથી મુક્તિ અને નિર્વૈરતાથી ભક્તિ સ્વતઃ આવે છે. કારણ કે મુક્ત તેજ છે કે જેણે સર્વ માનેલા સંબંધોનો કર્તવ્યપરાયણતા તથા વિવેકપૂર્વક ત્યાગ કર્યો છે, અર્થાત્ સમાજના અધિકારોનું તર્પણ કર્યું છે અને પોતાના અધિકારોનો ત્યાગ કર્યો છે. એમ કરવાથી અચાહ-પદ પ્રાપ્ત થાય છે, અર્થાત્ ઇચ્છાઓની નિવૃત્તિ અને આવશ્યકતાની તૃપ્તિ થાય છે, અને પછી કોઇ બંધન બાકી રહેતું નથી.

બંધન રહિત થવાથી સમસ્ત જીવન એકલા પ્રેમથી પરિપૂર્ણ બની જાય છે. એવો નિયમ છે કે ઇચ્છાઓની નિવૃત્તિ થાય છે, જીજ્ઞાસાની પૂર્તિ થાય છે, અને પ્રેમની ઉત્પત્તિ થાય છે; પ્રેમની પૂર્તિ થતી નથી. ઇચ્છાઓની નિવૃત્તિથી યોગ, જીજ્ઞાસાની પૂર્તિથી મુક્તિ અને પ્રેમની ઉત્પત્તિથી ભક્તિ સ્વતઃ પ્રાપ્ત થાય છે. યોગથી સામર્થ્ય, મુક્તિથી અમરજીવન, ભક્તિથી અગાધ અનંત રસ પેદા થાય છે, જે માનવતા છે. ૐ આનંદ.

દિનાંક ૨૧ ઓગષ્ટ, ૧૯૫૪

# ૧૧

# નિર્દોષ અને નિર્વૈર જીવન એજ માનવજીવન છે.

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

ગઈ કાલે આપની સેવામાં નિવેદન કર્યું હતું કે નિર્દોષજીવન મુક્ત જીવન છે, અથવા એમ કહેવાય કે મુક્ત જીવન જ આસ્તિક જીવન થઈ શકે છે. કેમકે નિર્દોષતા વિના નિર્વૈરતા આવતી નથી તથા નિર્વૈરતા વિના દ્વેષની નિવૃત્તિ થતી નથી. દ્વેષની નિવૃત્તિ વિના પ્રેમની પ્રાપ્તિ થતી નથી, અને પ્રેમની પ્રાપ્તિ વિના ભક્તિ થતી નથી.

એ તો સર્વ માન્ય છે કે સર્વ દોષો દેહાભિમાનથી જ થાય છે. કારણ કે દેહાભિમાન પ્રાણીમાં વાસનાઓ ઉત્પન્ન કરી દે છે એવો નિયમ છે કે વાસનાપૂર્તિના સુખથી રાગ સ્વતઃ પેદા થાય છે અને તે સુખમાં જો કોઈ વિઘ્ન કરે તો તેના સાથે દ્વેષ થાય છે. દ્વેષ પ્રેમનો પ્રાદુર્ભાવ થવા દેતો નથી. કારણકે તેથી જીવનમાં નિર્વૈરતા આવતી નથી. જો વિવેકના



પ્રકાશથી દેહાભિમાન મટી જાય તો સર્વ દોષો મટી જાય છે અને નિર્વાસના પોતાની મેળે આવી જાય છે. અને પછી કોઈ પ્રકારનો રાગ બાકી રહેતો નથી. રાગ ન હોય તો દ્વેષ ઉત્પન્ન થઈ શકતો નથી. તેથી એ સ્પષ્ટ થાય છે કે દ્વેષ મટાડવાને માટે રાગ મટાડવો એ અનિવાર્ય છે. એ દ્રષ્ટિએ જ્યાં નિર્દોષતા છે ત્યાં નિર્વૈરતા છે. કોઈ નિર્દોષ હોય તે નિર્વૈર ન હોય એવો સંભવજ નથી, અથવા એમ પણ કહેવાય કે જે મુકત છે તે અવશ્ય ભક્ત પણ છે.

પ્રેમનો પ્રાદુર્ભાવ થવા માટે એટલીજ આવશ્યકતા છે કે હૃદયમાં કોઇના પ્રતિ કોઈ પ્રકારનો લેશમાત્ર વૈરભાવ ન હોવો જોઈએ. કારણ કે વૈરભાવ રહે ત્યાં સુધી પ્રીતિની જાગૃતિ થઈ શકતી નથી. કેમકે જે કોઈનું પણ બુરૂં ચાહે છે તે પ્રેમ કરી શકતા નથી. કોઈનું બુરૂં એજ નથી ચાહતા કે જેનામાં વૈરભાવ નથી રહેતો, કેમકે ભેદ ઉત્પન્ન કરનાર વૈરભાવ છે. એવો નિયમ છે કે ભેદ મનુષ્યોમાં સીમાડા બાંધી દે છે અથવા એમ કહો કે મનુષ્યને અનંતથી વિમુખ કરી દે છે. જે સર્વને પોતાના માને છે તે ભક્ત કહેવાય. અને જે કોઈનામાં મમત્વ નથી રાખતા તે મુકત કહેવાય. એવો નિયમ છે કે જે કોઈનામાં મમત્વ નથી રાખતા તે સર્વને પોતાના માને છે, અને જે સર્વને પોતાના માને છે તેનું કોઈનામાં મમત્વ હોતું નથી. જેમકે જો આપણે સર્વને આપણા માનીએ તો એવી કોઈ ક્ષણ નહિ હોય કે જ્યારે

આપણે અભાવથી પીડિત ન થઈએ. પણ જીવનમાં એમ થતું નથી. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે સર્વને પોતાના માનવાથી કોઈ પોતાનું રહેતું નથી. જો કોઈ કોઇને પોતાના ન માને તો પોતાના શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાં પણ પોતાપણું ન રહે. તેમ થવાથી પોતાપણું કાંતો મટી જાય છે અથવા તો વ્યાપક બને છે. તેથી એમ સ્પષ્ટ થાય છે કે કોઈમાં મમત્વ ન રાખવું. અથવા સર્વને પોતાનાં માનવા એ એકજ વાત છે. એ કારણે વિચારશીલ માણસો સુખ ભોગવવાને માટે કોઇને પોતાના માનતા નથી, અને સેવા કરવાને માટે સર્વને પોતાના માને છે. પોતાના સુખને માટે બીજા કોઇની આવશ્યકતા ન પડે એજ તો મુક્તિ છે. અને સર્વના હિતમાં પ્રેમ થવો એજ તો ભક્તિ છે. એવો સંભવ ત્યારેજ છે કે જ્યારે જીવન વાસનાઓથી રહિત અને નિર્વૈર બને.

જો કોઇ કહે કે મુક્તિ તથા ભક્તિથી અમે શાથી વિમુખ થયા? તો કહેવું જોઇએ કે જ્યારે આપણે જે આપણને પોતાના નથી માનતા તેને આપણા માની લઇએ છીએ ત્યારેજ આપણે મુક્તિ અને ભક્તિથી વિમુખ થઇએ છીએ. ગંભીરપણે વિચાર કરવાથી સ્પષ્ટ થઇ જશે કે શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે સર્વ વસ્તુઓ જેને આપણે આપણાં માનીએ છીએ એ કોઈ દિવસ આપણને પોતાનાં માનતાં નથી શું કોઇ ભાઇ બ્હેન એમ કહી શકશે કે તેમનાં શરીરે તેમને કહ્યું



કે હું તમારૂં છું. અથવા કોઇ બીજી વસ્તુએ કહ્યું કે હું તમારી છું. એટલુંજ નહિ પણ સમસ્ત સંસાર પણ તમારી પાસે શરીરાદિ જે વસ્તુઓ છે તેને ભલે પોતાની કહે, પણ એ વસ્તુઓથી અલગ એવા તમને કોઇ પોતાનું કહેતું નથી. પણ તેમ છતાં શરીરાદિ વસ્તુઓને આપણે પોતાની માનીએ છીએ. એ આપણી ભૂલ નથી તો શું છે? એ ભૂલને કારણેજ જે ખરી રીતે આપણું છે તેને આપણે આપણું કહેતા નથી, જો કે તેનાથી આપણી સ્વરૂપથી એકતા છે તેમ છતાં. એથી એમ સિદ્ધ થયું કે આપણને જે આપણું છે તેનાથી અથવા આપણાથી વિમુખ કરાવનાર આપણો એક માત્ર પ્રમાદજ કારણ છે.

એ તો સર્વને માન્ય કરવું પડશે કે શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેના સંબંધ સમસ્ત સંસારથી છે. કારણ કે તેમની સંસારની સાથે જાતીય એકતા છે. જે વસ્તુઓની સંસારથી જાતીય એકતા છે એ વસ્તુઓને તેનીજ સેવામાં સમર્પિત કરી દઇએ, તો ઘણી સુગમતાપૂર્વક નિર્વૈરતા પ્રાપ્ત થઇ શકે. કારણ કે વૈરભાવ ત્યારેજ ઉત્પન્ન થાય છે કે જ્યારે આપણે સંસારને આપણા શરીરની સેવામાં લેવા માગીએ છીએ. એનુંજ બીજું નામ સ્વાર્થ–ભાવ છે તે વૈરભાવને પુષ્ટ કરે છે. તે સ્વાર્થ–ભાવ મટાડવાને માટે સેવા–ભાવની જાગૃતિ કરવી અનિવાર્ય છે. સેવાનો અર્થ કોઇના અભાવની પૂર્તિ કરવી એ નથી. કેમકે સમસ્ત સંસાર એક વ્યક્તિના અભાવને

પણ પુરો કરી શકે તેમ નથી તો બિચારી એક વ્યક્તિ સંસારની તૃપ્તિ કેમ કરી શકશે? સેવાભાવનો અર્થ તો એ છે કે સુખભોગની આસક્તિનો ત્યાગ કરવો અને પ્રાપ્ત યોગ્યતા તથા વસ્તુઓ વગેરેનું દુઃખીઓને દાન કરી દેવું, અથવા એમ પણ કહી શકાય કે સંસારથી મળેલી વસ્તુઓ સંસારનેજ પાછી આપી દેવી. એમ કરવાથીજ સાધક સઘળાં બંધનોથી મુક્ત થઇ જાય છે, અને પછી જે અનંત, સર્વત્ર, સર્વદા, સર્વમાં વિદ્યમાન છે તેનાથી અભિન્ન થઇ જાય છે, અથવા તેની પ્રીતિ બની જાય છે, જે ખરીરીતે મુક્તિ તથા ભક્તિ છે.

જ્યારે આપણે સારી રીતે જાણી લઇએ કે શરીર સાથે આપણી જાતીય તથા સ્વરૂપથી એકતાજ નથી, ત્યારે એ પ્રશ્ન સ્વાભાવિક ઉત્પન્ન થાય છે કે આપણી જાતીય તથા સ્વરૂપથી કેની સાથે એકતા છે. તે પ્રશ્નનો નિર્ણય કરવાને માટે અલૌકિક વિવેકના પ્રકાશથી જેની સાથે આપણી જાતીય તથા સ્વરૂપથી એકતા નથી તેનાથી વિમુખ થવું જોઇશે. સ્થૂળ શરીરથી વિમુખ થતાંજ, અશુભ કર્મની નિવૃત્તિ થઇ જશે, અને શુભ કર્મથી થતાં સુખની આસક્તિ રહેશે નહિ. તેજ પ્રમાણે સૂક્ષ્મ શરીરથી વિમુખ થતાંજ નિરર્થક ચિંતન મટી જશે અને સાર્થક ચિંતન નિર્વિકલ્પતામાં વિલીન થશે. નિર્વિકલ્પતા થતાંજ કારણ શરીરથી વિમુખ થવાની શક્તિ સ્વતઃ આવી જશે અને દેહાભિમાન પોતાની મેળે ગળી જશે,



અને પછી જેની સાથે આપણી સ્વરૂપથી એકતા છે તેની સાથે અભેદ પામી જવાશે અને જેની સાથે જાતીય એકતા છે તેની પ્રીતિનો ઉદય થઇ જશે. સ્વરૂપની એકતાથી મુક્તિ અને પ્રીતિના ઉદયથી ભક્તિ સ્વતઃ થઇ જાય છે.

હવે કોઈ કહે કે શું ભક્તિ અને મુક્તિ અલગ અલગ છે? તો કહેવું જોઇએ કે તત્વરૂપથી તો બંને એક છે, પણ બંનેના રસમાં ભેદ છે. મુકિતમાં અખંડ એક રસ અને ભક્તિમાં અખંડ અનંત રસ છે. કારણકે મુકિત તત્ત્વ જીજ્ઞાસાની તૃપ્તિથી થાય છે અને ભકિત પ્રીતિના ઉદયથી થાય છે. એવો નિયમ છે કે પ્રીતિનો ઉદય તો થાય છે. પરંતુ તેની પૂર્તિ થતી નથી. તેથી પ્રીતિનો રસ અનંત છે, નિત્ય નવો છે. અને તત્ત્વજીજ્ઞાસાની તૃપ્તિ થાય છે. તેથી મુક્તિનો રસ અખંડ એક રસ છે. પરંતુ નિયમ એવો છે કે તત્વજીજ્ઞાસાની તૃપ્તિ વિના પ્રીતિનો ઉદય થતો નથી. તેથી એમ સ્પષ્ટ થાય છે કે ભોગ ઈચ્છાની નિવૃત્તિ અને તત્વ જીજ્ઞાસાની પૂર્તિ પ્રેમ પ્રાપ્તિને માટે અનિવાર્ય છે. માનેલા સંબંધોનો ત્યાગ થઈ જવાથી, નિત્ય સંબંધનું જ્ઞાન સ્વતઃ થાય છે, અને પછી તે સંબંધથી પ્રત્યેક પ્રવૃત્તિ ચાલે છે. પરંતુ પ્રવૃત્તિઓને ભેદ થવાથી રસનો ભેદ થતો નથી. કારણ પરિસ્થિતિના ભેદથી પ્રવૃત્તિનો ભેદ અનિવાર્ય છે, પરંતુ સર્વ પ્રવૃત્તિઓના મૂળમાં સ્નેહ તથા લક્ષ્યની એકતા છે. કારણે તેમાં ભેદ જણાતો નથી. એટલુંજ નહિ પણ સઘળુંય

હોવાથી જે રસ રહે છે તેજ રસ કાંઈપણ ન હોવાથી રહે છે, કારણ કે સમસ્ત જીવન પ્રેમથી પરિપૂર્ણ થઈ જાય છે. રસ એક માત્ર પ્રીતિમાંજ છે, કોઈ પ્રવૃત્તિ કે નિવૃત્તિમાં નથી. પ્રીતિરહિત પ્રવૃત્તિ આસકિત બની જાય છે, રસ પ્રદાન કરી શકતી નથી; અને પ્રીતિ વગરની નિવૃત્તિ જડતા તથા અભાવ સિદ્ધ કરે છે પણ રસ પ્રદાન કરી શકતી નથી. તેથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે પ્રીતિ વિના પ્રવૃત્તિ તથા નિવૃત્તિ નિરર્થક છે, અથવા અભાવ સૂચક અથવા અનેક બંધનનું કારણ બને છે, જે વાસ્તવિક રીતે અમાનવતા છે.

હવે કોઈ એમ કહે કે રસ તો સુખ ભોગમાં પણ હોય છે તો કહેવું પડશે કે સુખભોગનો રસ નિરસતા, જડતા, શક્તિહીનતા વગેરે દોષોમાં બદલાઈ જાય છે, અને તેનો આરંભ પણ કોઈ નિરસતા તથા અભાવથી થાય છે. જેનો પ્રારંભ અભાવ, જડતા તથા પરાધીનતાથી થાય. અને જેને અંતે પણ અભાવ, જડતા તથા પરાધીનતા થાય. માત્ર મધ્ય કાળમાંજ રસની પ્રતીતિ થાય, તે ખરો રસ નથી, રસનો ભાસ છે. કારણ કે વાસનાપૂર્તિની આશા તથા પ્રવૃત્તિ વાસનારહિત દશામાં બદલી જાય છે. તે કારણે સુખભોગમાં રસનો ભાસ થાય છે. જો ખરેખરી રીતે તે રસ હોત તો સુખભોગનું પરિણામ નિરસતા ન થાત. ગંભીરપણે વિચાર કરો કે ઈચ્છાપૂર્તિમાં જે સુખ માલુમ પડે છે તે કયારે કે



જ્યારે ઈચ્છાની ઉત્પત્તિથી દુઃખ થતું હોય ત્યારે. ઈચ્છાની પૂર્તિ થઈ જાય તે વખતે ભોકતા એ ઈચ્છિત ભોગથી અલગ પડી જાય છે, તેથી તેને સુખની પ્રતીતિ થાય છે. એ રીતે જોતાં ભોગથી અસંગ થવાથીજ સુખ છે એમ સિદ્ધ થયું. જો ભોગમાં સુખ હોત તો ભોગને અંતે અભાવ બાકી ન રહેત. પણ ઈચ્છા–નિવૃત્તિથી જે રસ મળે છે તે પરાધીનતાને સ્વાધીનતામાં, અને પરિવર્તનને અપરિવર્તનમાં અથવા નિત્યતામાં બદલી નાંખે છે. તેથી એમ સ્પષ્ટ થાય છે કે ઇચ્છાઓની નિવૃત્તિમાં જે રસ છે તે અખંડ એક રસ છે. એનેજ અમર જીવન તથા મુકિત કહેવાય છે. એ સર્વનો અનુભવ છે કે ભોગ પ્રવૃત્તિથી તો ભોગની શકિત ક્ષીણ થાય છે, તેમાંથી કાંઈ પ્રાપ્ત થતું નથી. પરંતુ ભોગ પ્રવૃત્તિથી રહિત થવાથી શકિતનો સંચય થાય છે, ક્ષીણતા થતી નથી. એ કારણે સુખભોગની વાસનાઓથી રહિત થવાથી સાધક સ્વાધીનતા તથા પૂર્ણતાનો અનુભવ કરે છે, જે અખંડ એક રસ છે.

જ્યારે આપણે નિર્વૈર થઈ જઇએ છીએ ત્યારે કોઈનું બુરૂં ચાહતા નથી. જે કોઈનું બુરૂં ચાહતા નથી તેના હૃદયમાં નિર્મળ પ્રીતિની ગંગા વહે છે. પ્રીતિ કાંઈ અભ્યાસનું ફળ નથી, તેમ કાંઈ તપનું ફળ નથી, કારણ કે અભ્યાસથી તો વિપરીત અભ્યાસની નિવૃત્તિ થાય છે અને તપથી શકિત પ્રાપ્ત થાય છે. ત્યાગથી શાંતિ પ્રાપ્ત થાય છે. પરંતુ પ્રીતિ

તો એક માત્ર નિર્વૈરતાથી પ્રાપ્ત થાય છે, અને નિર્વૈરતા આપણને ત્યારે પ્રાપ્ત થાય છે કે જ્યારે આપણે કોઇને ખરાબ ન સમજીએ, અને કોઇનું ખરાબ ન ઇચ્છીએ, અને કોઇનું બુરૂં ન કરીએ – એજ ખરી રીતે માનવતા છે. નિર્વૈર થતાંજ સર્વ મોહજનિત સંબંધો મટી જાય છે, અને તે મટતાંજ આસ્તિક પ્રાણીના જીવનમાં પોતાના પ્રભુની સાથેનો નિત્ય સંબંધ દ્રઢ થઈ જાય છે. મોહજનિત સંબંધ મટવાથી મુકિત અને નિત્ય સંબંધથી ભક્તિ; અર્થાત્ જે શરીરાદ્દ કશાને પણ પોતાનું ન માને તે મુકત અને જે પ્રભુને પોતાના માને તે ભક્ત છે. નિર્વૈરતા એ ભૌતિકવાદીનું સાધ્ય છે, અધ્યાત્મવાદીનું ભૂષણ છે અને આસ્તિકવાદીની સાધના છે. એવો નિયમ છે કે સાધક સાધનાથી અભિન્ન થાય ત્યારે સાધ્યને પામે છે. એટલા માટે આપણે સર્વેને માટે નિર્વૈરતા પ્રાપ્ત કરવાનું અનિવાર્ય છે – જે ખરી રીતે માનવતા છે. ૐ



દિનાંક ૨૨ ઓગષ્ટ, ૧૯૫૪

## ૧૨

# કોનાથી મુકત થવાનું છે?

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

પ્રેમના સામ્રાજ્યમાં કોઈ પ્રકારની જડતા કે ભૌતિકતા નથી. એતો દિવ્ય ચિન્મય તત્ત્વ છે. તે પ્રેમયુક્ત જીવનનું નામજ ખરી રીતે ભકિતરસ છે, અને તે નિર્દોષતાપૂર્વક નિર્વૈર થવાથી સર્વને સુગમતાપૂર્વક પ્રાપ્ત થઈ શકે છે. કારણ કે જેનાથી આપણી જાતીય તથા સ્વરૂપથી એકતા છે તેનીપ્રાપ્તિમાં આપણે સર્વ સ્વાધીન છીએ અને જેની સાથેની એકતા માની લીધેલી છે તેની નિવૃત્તિ કરવામાં પણ આપણે સ્વાધીન છીએ. માનેલી એકતાની નિવૃત્તિનું નામ ખરી રીતે મુક્તિ છે; અને જાતીય એકતાની પ્રીતિનું નામ ભકિત છે. જાતીય એકતાની પ્રીતિની સાધના એ માનેલી એકતાની નિવૃત્તિમાં રહેલી છે. એ દ્રષ્ટિથી મુક્તિ ખૂબ મહત્વની વસ્તુ છે.

પ્રત્યેક સાધકે એ સારી રીતે સમજી લેવું જોઇએ કે જેની સાથે જાતીય તથા સ્વરૂપથી એકતા નથી, અર્થાત્ ભિન્નતા છે, તેનાથીજ મુક્તિનો સંભવ છે. અને પ્રીતિ જેનાથી

જાતીય તથા સ્વરૂપની એકતા હોય, અર્થાત્ અભિન્નતા હોય તેની સાથેજ સંભવેછે. જેમ વસ્ત્ર વસ્ત્રતાથી મુક્ત થઈ શકે નહિ, પણ વસ્ત્રમાં જે મલીનતા આવી જાય તેને ભિન્ન ભિન્ન સાધનોથી મુકત કરી શકાય છે, અર્થાત શુદ્ધ કરી શકાય છે. તેજ પ્રકારે આપણે અનેક પ્રકારે માનેલા સંબંધોનો સ્વીકાર કરી લીધો છે અને જેની જાતીય તથા સ્વરૂપથી આપણી સાથે એકતા નથી તેનાથી અલૌકિક વિવેકના પ્રકાશથી આપણે મુકત થવાનું છે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે 'અહં' અને 'મમ'ના સંબંધથી મુકત થવું એ વાસ્તવિક મુક્તિ છે. મુક્તિને માટે તે સિવાય બીજા કોઈ પ્રયત્નની જરૂર નથી. જેની પ્રાપ્તિ માત્ર સંબંધ વિચ્છેદ કરવાથી થાય તેને માટે ભવિષ્યની વાટ જોવી તે પ્રમાદ સિવાય બીજું કાંઈ નથી. કારણ કે ભવિષ્યની વાટ તો કાંઈ કર્મ કરવાનું જરૂરનું હોય તેવા કોઈ હેતુને માટે જોવી પડે. એવો નિયમ છે કે કર્મ તો એવી વસ્તુને માટે કરવાની જરૂર રહે કે જે દેશકાળથી દૂર હોય અથવા જેની ઉત્પત્તિ વિનાશયુકત હોય. મુક્તિ કોઈ એવા તત્ત્વ તરફ લઈ જતી નથી કે જેની હસ્તિ સર્વત્ર એટલે સર્વ દેશમાં અને સર્વ કાળમાં વર્તમાન ન હોય અથવા જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા ન હોય. તેથી મુક્તિનો અભિલાષી જ્યારે મુકત થવા ચાહે ત્યારે થઈ શકે છે. મુક્ત થવામાં કોઈ ભાઈ બ્હેન પરાધીન નથી. પણ બંધન ચાલુ રાખવામાં સર્વે પરાધીન છે, અથવા એમ પણ કહેવાય



કે બંધન ચાલુ રાખી શકાતું જ નથી. હવે જો કોઈ એમ કહે કે ત્યારે અમે મુકત કેમ નથી થઈ જતા? તો કહેવું જોઇએ કે મુકત તેજ નથી થઈ શકતો કે જે મુકત થવા ચાહતો નથી. જો એમ કહેવામાં આવે કે સ્વાધીનતા સ્વભાવથી સર્વને પ્રિય છે તેથી એમ કેમ ન માની લેવાય, કે મુકત થવાનું સહુ કોઈ ચાહે છે તો જવાબમાં કહેવું પડે કે આપણે મુકિત ચાહતાં છતાં પણ સુખ-ભોગની આસક્તિ બની રહે એમ ચાહીએ છીએ. જ્યાં સુધી એ ઇચ્છા છે ત્યાં સુધી એમ કહેવું કે આપણે કેવળ મુકિત ચાહીએ છીએ એ પોતાને છેતરવા બરાબર છે, તે સિવાય કાંઈ નથી.

હવે કોઈ પૂછે કે સુખભોગની લાલસા મટાડવાનો સુગમ ઉપાય શું છે? તો એ વિચાર કરવો જોઇએ કે સુખભોગની ઉત્પત્તિ ક્યારે થાય છે? એમ માનવું જોઇશે કે કામનાની પૂર્તિ વખતેજ સુખની પ્રતીતિ થાય છે. તે સિવાય સુખની કોઈ વાસ્તવિક સત્તા નથી. કામનાની પૂર્તિનો પ્રશ્ન ત્યારે ઉત્પન્ન થાય કે જ્યારે કામનાની ઉત્પત્તિ થતી હોય. સર્વ કામનાઓનો જન્મ ત્યારેજ થાય છે કે જ્યારે આપણે સર્વે એવી વસ્તુ સાથે સંબંધ બાંધી લઈએ છીએ કે જેની સાથે આપણી જાતીય તથા સ્વરૂપની એકતા નથી, અર્થાત્ ભિન્નતા છે. તેથી એમ સિદ્ધ થયું કે જે આપણાથી ભિન્ન છે તેનાથી અભિન્નતા માની લેવાથીજ કામનાઓની ઉત્પત્તિ થાય છે. પણ જો તેનાથી ભિન્નતા સ્વીકારી લઇએ તો સર્વ કામનાઓ સ્વતઃ

નિવૃત્ત થઈ જાય અને પછી કામનાપૂર્તિ, અર્થાત્ સુખભોગનો પ્રશ્નજ ઉત્પન્ન થતો નથી. એ દ્રષ્ટિકોણથી, સુખભોગની લાલસા મટાડવાનો એક માત્ર ઉપાય કામનાઓની નિવૃત્તિ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે કામનાઓની નિવૃત્તિનો શું ઉપાય ? ઉપર કહ્યું તેમ સર્વ કામનાઓની ઉત્પત્તિનું કારણ અવિવેક છે. અવિવેકની નિવૃત્તિ એક માત્ર વિવેકમાં વર્તવાથીજ થઈ શકે છે, પણ વિવેકમાં વર્તવાનું સામર્થ્ય તેજ મનુષ્યને આવે છે કે જે પોતાનાં પ્રાપ્ત સુખ દુઃખીઓની સેવામાં અર્પણ કરી દે છે, અને પોતાનાં સુખોને દુઃખીઓ માટેનું દાન માને છે. કારણ કે પોતાથી વધારે દુઃખીને જોઇને સર્વને સુખ લાગે છે. જેને જોવા માત્રથી આપણે આપણને સુખી માનીએ છીએ તેની સેવા કરવાનું શું આપણું કર્તવ્ય નથી ? અવશ્ય છે. એવો નિયમ છે કે જેના દ્વારા આપણને સુખની પ્રતીતિ થઈ, અથવા જેને આપણે આપણા માન્યા તેની પોતાનાં પ્રાપ્ત સુખ દ્વારા ઉદારતાપૂર્વક, પ્રત્યુપકારની આશા વિના સેવા કરીએ તો આપણે ઘણી સુગમતાપૂર્વક સુખની આસકિત તથા સુખના બંધનથી મુકત થઈ જઇએ એટલુંજ નહિ પણ જેને આપણા માન્યા હતા તેની સાથેના બંધનથી પણ મુકત થઈ જઇએ.

સુખભોગની લાલસા મટતાંજ મુકિતની અભિલાષા પૂર્ણરૂપથી આપોઆપ જાગૃત થાય છે. જેમ સૂર્યનો ઉદય અને અંધકારની નિવૃત્તિ યુગપદ અર્થાત્એક સાથે જ થાય છે તેમ



પ્રકારે મુકિતની અભિલાષાની પૂર્ણ જાગૃતિ તથા બંધનની નિવૃત્તિ એક સાથે જ થઈ જાય છે.

વિજાતીયથી મુકત થવું એજ ખરી રીતે મુકિત છે. કારણ કે ભિન્નતા એનીજ સંભવે છે કે જેનાથી જાતીય તથા સ્વરૂપની ભિન્નતા છે. એથી એ સિદ્ધ થયું કે આપણામાંથી વિજાતીયતા નીકળી જાય તેનું નામજ મુકત થઈ જવું.

એવો નિયમ છે કે જેનાથી જેટલી અભિન્નતા હોય તેનાથી તેટલી પ્રીતિ થાય છે. તેથી જેનાથી પૂર્ણ અભિન્નતા છે તેની સાથેજ વાસ્તવિક પ્રીતિનો સંભવ છે; અર્થાત્ ભિન્નની સાથે પ્રેમ થતો નથી અને ભિન્નતાનું અસ્તિત્વ મુકિતમાં રહેતું નથી. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે જ્યાં વાસ્તવિક મુકિત છે ત્યાં પૂર્ણ ભક્તિ છે. ભક્તિ અને મુકિતમાં ભેદ પાડી શકાતો નથી. એ બે માંથી ગમે તે એકની પ્રાપ્તિ થતાં બન્નેની પ્રાપ્તિ થઈ જાય છે.

જે સાધકોના જીવનમાં સંદેહની વેદના હોય છે તે જીજ્ઞાસુ હોય છે, અને જે નિસંદેહ હોય છે તે ભકત હોય છે.

ભકત શ્રદ્ધાથી ચાલે છે અને જીજ્ઞાસુ જાણ્યા સિવાય માનતા નથી. બંનેની સાધનામાં ભલે ભેદ હોય, પણ સાધ્યમાં ભેદ હોતો નથી. કારણ કે સત્યમાં કલ્પના-ભેદ હોય તો પણ તત્ત્વ-ભેદ હોતો નથી.

પ્રત્યેક સાધકના જીવનમાં કોઇને કોઈ અંશે વિશ્વાસ અને કોઇને કોઈ અંશે સંદેહ વિદ્યમાન રહેલ હોય છે. પરંતુ

કોઇમાં વિશ્વાસની પ્રધાનતા હોય છે અને કોઈમાં સંદેહની. જેનામાં વિશ્વાસની પ્રધાનતા હોય છે તેઓ પોતાના લક્ષ્યને માની લે છે, અને જેનામાં સંદેહની પ્રધાનતા હોય છે તે પોતાના લક્ષ્યને જાણવા માટે પ્રયત્નશીલ થાય છે.

સંદેહની વેદના જેમ જેમ સબળ અને સ્થાયી થતી જાય, તેમ તેમ સંદેહ નિવૃત્તિની શકિત સ્વતઃ આવવા લાગે છે. જે વખતે જીજ્ઞાસુ લેશમાત્ર પણ સંદેહ સહન કરી શકતો નથી, તેજ વખતે સંદેહની નિવૃત્તિ થઈ જાય છે.

સંદેહ કોઈ માન્યતા પર હોતો નથી. સંદેહની ઉત્પત્તિ પ્રતીતિ પર થાય છે. એટલે 'આ' જે કાંઈ ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેથી પ્રતીત થાય છે તે 'શું છે' – એનાથી જીજ્ઞાસુની સાધનાનો આરંભ થાય છે, અથવા 'હું' શું છું એનાથી આરંભ થાય છે. આ બે પૈકી, અર્થાત્ 'આ' અને 'હું' કોઈ પણ એક જાણી લેવાથી બંનેનું વાસ્તવિક જ્ઞાન થઈ જાય છે. હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આ બે પૈકી પ્રથમ કોને જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ? પ્રત્યેક સાધક પોતપોતાની રૂચિ પ્રમાણે જે રૂચે તે પર વિચાર કરી શકે છે. એ સંબંધમાં કાંઈ બંધન નથી. હા, એક વાત અવશ્ય છે કે 'આ' પરત્વેની જે માન્યતા હોય અથવા 'હું' પરત્વેની માન્યતા હોય, તેનો જરૂર ત્યાગ કરવો પડશે. કોઈપણ માન્યતા કોઈ કર્તવ્યનું સૂચન ભલે કરે પરંતુ વાસ્તવિકતાનું જ્ઞાન કરાવવા સમર્થ હોતી નથી. જ્યારે સાધક આત્મ-વિવેકના



બળથી 'આ' અને 'હું'ની માન્તાને દૂર કરી દે છે, ત્યારે 'આ' અને 'હું'ના સંબંધનો વિચ્છેદ થઈ જાય છે. કારણ કે માની લીધેલ 'હું' સાથે માની લીધેલ મારાપણાંનો સંબંધ સ્થાપિત થાય છે. કારણ કે 'અહં' ને અનુરૂપ 'મમ'ની પ્રતીતિ થાય છે અને પછી તેને અનુરૂપ 'અહં' ની 'મમ'માં પ્રવૃત્તિ થાય છે, તથા પ્રવૃત્તિ અનુસાર રાગદ્વેષ ઉત્પન્ન થાય છે.

રાગદ્વેષની દ્રઢતાજ 'હું' અને 'મારાપણા'નો સંબંધ સુરક્ષિત રાખવા સમર્થ હોય છે– જ્યારે રાગ ત્યાગથી અને દ્વેષ પ્રેમથી મટી જાય છે ત્યારે હું અને મારાપણાંનો સંબંધ બીલકુલ રહેતો નથી. 'અહં' અને 'મમ'નો સંબંધ તૂટતાંજ જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા છે તેની સાથે અભિન્નતા થઈ જાય છે. 'આ' એ ખરેખર જીજ્ઞાસુની વાસનાની પરાકાષ્ટા છે, અથવા એમ કહો કે જ્યારે જીજ્ઞાસુ અલૌકિક વિવેકના પ્રકાશમાં 'આ' અને 'હું'ની માન્યતા છોડી દે છે ત્યારે નિર્વાસના અને નિવૃત્તિ આપોઆપ આવી જાય છે; કારણ કે આપણે પોતાને કાંઇક માની ન લઇએ, ત્યાં સુધી વાસનાની ઉત્પત્તિજ થતી નથી અને જ્યાં સુધી કોઇને પોતાના માની ન લઇએ ત્યાં સુધી પ્રવૃત્તિનો આરંભ થતો નથી. એટલે એમ સ્પષ્ટ થઈ જાય છે કે 'આ' અને 'હું' પરત્વે જે માન્યતા છે તેનો અંત આવેથી નિર્વાસના તથા નિવૃત્તિ આપોઆપ આવી જાય છે અને તે, જેની સાથે

આપણી જાતીય તથા સ્વરૂપની એકતા છે તેની સાથે અભિન્નતા કરાવવામાં સમર્થ છે.

જ્યારે શ્રદ્ધાળુ સાધક પોતાના અનેક વિશ્વાસોને એક વિશ્વાસમાં, અનેક સંબંધોને એક સંબંધમાં તથા જુદાં જુદાં ચિંતનોને એક ચિંતનમાં વિલીન કરી દે છે, ત્યારે એક પરજ વિશ્વાસ, એક સાથેજ સંબંધ અને એકનુંજ ચિંતન આપોઆપ થવા લાગે છે. અર્થાત્ પ્રેમાસ્પદથી ભિન્ન કોઇ અન્યનું ચિંતન બીલકુલ રહેતું નથી.

જ્યાં જ્યાં પ્રેમાસ્પદનું ચિંતન સબળ તથા સ્થાયી બની જાય છે, ત્યાં ત્યાં પ્રેમાસ્પદથી ભિન્નની હસ્તિજ આપોઆપ મટી જાય છે, કારણ કે એકનુ સ્મરણ બીજાનું વિસ્મરણ કરાવવામાં સમર્થ છે.

શ્રદ્ધાળુ ભક્તને 'આ' અર્થાત્ જે ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેથી પ્રતીત થતું રહે છે, તે મારા પ્રભુનું છે, બીજા કોઈનું નહિ, એ પ્રકારના ભાવની દ્રઢતા થઈ જાય છે. જ્યાં જ્યાં આવી ભાવના દ્રઢ થતી જાય છે, ત્યાં ત્યાં તેના મનમાં સ્વાર્થભાવ તથા 'આ' પરત્વેનો રાગ મટી જાય છે. જે સમયે સ્વાર્થભાવ તથા 'આ' નો રાગ સમાપ્ત થઈ જાય છે તે સમયે આ જે કાંઈ છે તેની અંદર પોતાના પ્રીતમનુંજ દર્શન થવા લાગે છે. જ્યારે પ્રીતિ એટલી વધી જાય કે શ્રદ્ધાળુ ભક્તને પોતાની હસ્તિ પણ પ્રીતિ સિવાય કશું છેજ નહિ તેમ લાગે, અર્થાત્ જ્યારે શ્રદ્ધાળુભકત સ્વયં પ્રીતિજ બની



જાય, ત્યારે તેને પ્રીતમથી ભિન્ન કશું છેજ નહિ, અર્થાત્ સર્વત્ર પ્રીતમ પ્રીતમજ છે એવો અનુભવ થાય છે. આજ ભકતની સાધનાની પરાકાષ્ઠા છે.

વિજાતીયથી મુક્ત થઇ જવું એજ મુક્તિ અને જેની સાથે જાતીય અને સ્વરૂપની એકતા છે તેની સાથે પ્રેમ એજ ભક્તિ. વિજાતીય સાથે સબંધનો આદર કરવાથીજ પરાધીનતા અને અનેક પ્રકારના અભાવ ઉત્પન્ન થાય છે. સંબંધનો વિચ્છેદ કરતાંજ, પરાધીનતા સ્વાધીનતામાં બદલાઇ જાય છે અને સઘળા અભાવોનો અભાવ થઇ જાય છે – એનું નામજ મુક્તિ. વિજાતીય સંબંધથી, જે અનેક આસક્તિઓમાં સ્વાભાવિક પ્રીતિ બદલાઇ ગએલ તે આસક્તિ પણ મટી જાય છે. તે મટતાંજ પ્રેમનો આપોઆપ ઉદય થાય છે – જે વસ્તુતાએ ભક્તિ છે. આ દ્રષ્ટિથી ભક્તિ અને મુક્તિ બંને સમાન છે, ભલેને બંનેની સાધનામાં ભેદ હોય. સાધનાનો ભેદ સાધકની દ્રષ્ટિથી થાય છે, સિદ્ધાંતની દ્રષ્ટિથી નહિ. ભક્તિ અને મુક્તિની દ્વારા જે અનિર્વચનીય સત્યની પ્રાપ્તિ થાય છે, તેની અંદર અનંત વિભૂતિઓ હોય છે, કારણ કે તે અનંત નિત્ય ચિન્મય છે. એ અનંતની જીજ્ઞાસા અથવા લાલસા ઉત્પન્ન કરી સાધક પોત પોતાની યોગ્યતા અનુસાર સાધન વડે એ સત્યથી અભિન્નતા પામે છે. એવો નિયમ છે કે અભિન્નતા વિના, ન તો પ્રેમ હોય છે, ન તો સ્વરૂપની એકતા હોય છે. જે લોકો એમ માને છે કે પ્રેમ પરસ્પરમાં ભેદથી થાય છે એ વાત

એઓને બાહ્યદ્રષ્ટિથી ભલે એમ લાગે. પરંતુ તત્ત્વદ્રષ્ટિએ તો પ્રેમ એની સાથે થાય છે કે જેનાથી કોઇ પ્રકારનો ભેદ ન હોય. ભેદથી તો ન્યાય ઉત્પન્ન થાય છે, પ્રેમ નહિ. જ્યાં જ્યાં ભેદ ગળતો જાય, ત્યાં ત્યાં પ્રેમ પ્રકાશિત થાય છે જ્યાં જ્યાં પ્રેમ પ્રકાશિત થાય છે, ત્યાં ત્યાં નિત્ય નવ રસની વૃદ્ધિ થાય છે. પ્રેમના રસમાં ભોગ નથી, પરંતુ નિત્ય યોગ છે. આ કારણે પ્રેમની કદી પૂર્તિ થતી નથી તેમજ તેનું કાંઇ નિર્માણ પણ હોતું નથી. આજ પ્રેમમાં અલૌકિકપણું છે.

આ પ્રમાણે એમ સ્પષ્ટ થઇ જાય છે કે ભક્તિ અને મુક્તિનું વિભાજન થઇ શકતું નથી. અથવા એમ કહો કે જ્ઞાન અને પ્રેમનું વિભાજન થઇ શકતું નથી. અથવા એમ કહો કે જ્ઞાન અને પ્રેમનું વિભાજન થઇ શકતું નથી. જ્ઞાન પ્રેમને પોષે છે અને પ્રેમ જ્ઞાનને પોષે છે. કારણ કે આ બંને કોઇ એકની વિભૂતિઓ છે. જેમાં અનંત વિભૂતિઓ હોય તે પ્રાપ્ત કરવાને માટે પ્રથમતો સાધકે પોતપોતાની યોગ્યતા તથા રૂચિ અનુસાર કોઇ એક વિભૂતિનો આશ્રય લેવો પડે છે; આ કારણે જીજ્ઞાસુએ 'શું છે' એ પ્રશ્ન પ્રથમ હલ કરવાનો છે. આ પ્રશ્ન હલ થતાંજ જે વાસ્તવમાં છે તેનો પ્રેમ બની જાય છે. પ્રેમી પ્રથમ સરળ વિશ્વાસપૂર્વક પ્રેમાસ્પદનો પોતે સ્વીકાર કરે છે અને તેનો પ્રેમ બની જઇને વાસ્તવિકતાથી અભિન્ન બની જાય છે.

તાત્પર્ય શું નીકળ્યું ? ભક્ત, માનીને પરમતત્ત્વને જાણે



છે અને જીજ્ઞાસુ જાણીને પરમતત્ત્વ માને છે. જાણવામાં તત્વનો નિર્ણય સમાએલ છે. અને માનવામાં પ્રેમ સમાએલ છે. ચાહેતો કોઈ સાધક સાધન ભક્તિથી તત્ત્વજ્ઞાન તથા તત્ત્વનિષ્ઠા પ્રાપ્ત કરે, ચાહેતો જીજ્ઞાસુ તત્ત્વજ્ઞ થઇને પ્રેમ પ્રાપ્ત કરે એ એના સ્વરૂપમાં કોઈ ભેદ નથી. સાધકોની એક દેશીય દ્રષ્ટિકોણમાંજ માત્ર અંતર છે. જોકે એકદેશી પાત્ર દ્રષ્ટિકોણ સાધકની દ્રષ્ટિએ આદર પાત્ર છે, પરંતુ એ સિદ્ધાંત થઈ શકે નહિ. એટલા માટે, જ્ઞાન અને પ્રેમ, ભક્તિ અને મુક્તિનું વિભાજન સિદ્ધાંત નથી. સિદ્ધાંત તો એ છે કે ચાહે તો મુક્ત થઈને ભક્ત થવું અથવા ચાહે તો ભક્ત થઇને મુક્ત થવું; ખરેખરો પ્રેમી નથી ભોગ ચાહતો કે નથી મોક્ષ ચાહતો. પરંતુ એવો નિયમ છે કે ભોગવાસનાનો અંત આવેથી બંધન આપોઆપ મટી જાય છે; કારણ કે તેના સિવાય બંધનનું કાંઈ કારણજ નથી. કારણનો નાશ થવાથી, કાર્ય આપોઆપ મટી જાય છે. એટલા માટે, પ્રેમી ન ચાહે તોપણ તેનો મોક્ષ આપોઆપ સિદ્ધ છે. એજ પ્રમાણે તત્ત્વજીજ્ઞાસાની પૂર્તિ થયેથી જીજ્ઞાસુ ભલે તે પ્રેમ ન ચાહે, પરંતુ તત્ત્વજ્ઞાન થયેથી તત્ત્વ-નિષ્ઠા સ્વાભાવિક છે. એમ હોઈ શકે છે કે તત્ત્વ-નિષ્ઠા અખંડ એક રસ હોય અને પ્રેમ અખંડ અનંત રસ હોય, પરંતુ રસનો ભેદ હોવાથી જાતીય તથા સ્વરૂપનો ભેદ હોતો નથી.

ઘણાએ લોકો એમ માને છે કે પ્રેમ તો દ્વૈતસૂચક છે, પરંતુ દ્વૈતમાં તો ન્યાય હોય છે. બે હોવાથી પ્રેમ થઈ શકે

છે એમ કોઈપણ વિચારક સિદ્ધ કરી શકતા નથી. એ નો ન્યાય થઈ શકે છે, પ્રેમ નહિ. કારણ કે પ્રેમનો ઉદય ત્યાં થાય છે કે જ્યાં એકજ બે તરીકે જણાતું હોય અર્થાત્ પ્રેમના સામ્રાજ્યમાં એકજ બે તરીકે પ્રતીત થાય છે. જે પ્રકારે સમસ્ત શરીર સાથે આત્મભાવ, અર્થાત્ એકતાનો ભાવ થવાથીજ શરીરનાં પ્રત્યેક અવયવ સાથે કર્મભેદ તથા આકૃતિ ભેદ હોવા જતાં, એક સરખી પ્રીતિ હોય છે, તેજ પ્રકારે જેની સાથે અભિન્નતા એટલે કે એકતા થાય છે, તેની સાથે પ્રેમ થાય છે.

એવો સહુ કોઇનો અનુભવ છે કે પોતાને દેહ માનીને કદી પણ કોઇનું મન સંસારથી અલગતા પામતું નથી, કારણ કે શરીરની સંસાર સાથે જાતીય એકતા છે અને ગુણોની ભિન્નતા છે, જેથી મન સંસારનું ચિંતન કરે છે. જો વિવેકપૂર્વક પોતાને દેહ માનવામાં ન આવે, તો મન સ્વભાવથીજ ચિંતન રહિત થઈ જાય છે અને જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા છે તેમાં વિલીન થઈ જાય છે, અથવા એમ કહો કે એની પ્રીતિ બની જાય છે. સાર એ નીકળ્યો કે આપણે આપણને જેવા માની લઈએ છીએ, તેને અનુરૂપ મન થઈ જાય છે. જે પોતાને દેહ માને છે, તેનું મન વિશ્વપ્રેમમાં વિલીન થાય છે, અને જે પોતાને જીચાસુ માને છે, તેને તત્ત્વજ્ઞાનમાં પ્રેમ થાય છે, અને જે સરળ વિશ્વાસપૂર્વક પોતાને ભક્ત માને છે, તેનો પ્રેમ પોતાના પ્રેમાસ્પદમાં



થાય છે. વસ્તુતાએ એ અનંતજ દેહાભિમાનીને વિશ્વરૂપમાં અને જીજ્ઞાસુને તત્ત્વના સ્વરૂપમાં અને એવીજ રીતે પ્રેમીને પ્રેમાસ્પદ સ્વરૂપમાં પ્રાપ્ત થાય છે.

તત્ત્વજીજ્ઞાસા દેહાભિમાનને મટાડી દઈને વિષયાસકિતને નાબુદ કરે છે, જે મટતાંજ પ્રીતિ આપોઆપ જાગૃત થાય છે. જીજ્ઞાસા પ્રીતિની જાગૃતિમાં તેમજ તત્ત્વસાક્ષાત્કારમાં પણ હેતુભૂત હોય છે. આ દ્રષ્ટિએ તત્ત્વજીજ્ઞાસા પણ પ્રીતિને પોષે છે, નષ્ટ કરતી નથી. પ્રીતિનો આરંભ ગમે તે ભાવથી ભલે કાં ન હોય, પરંતુ પ્રીતિ જ્યાં જ્યાં સબળ તથા સ્થાયી થતી જતી હોય ત્યાં ત્યાં સંકોચ તથા ભેદ મટી જાય છે અને આત્મીયતા ઉત્તરોત્તર વધતી જાય છે. આત્મીયતાની વૃદ્ધિથીજ દાસ્યભાવ સખ્યમાં, સખ્યભાવ વાત્સલ્યમાં, વાત્સલ્યભાવ મધુરમાં વિલીન થઈ જાય છે. પ્રેમમાં ભોગ હોતો નથી તેથી નિત્ય નવીન રસની વૃદ્ધિજ થાય છે, એનાથી ઉપરતિ થતી નથી, તેમ તેની કદી પૂર્તિ પણ થતી નથી. આ કારણે પ્રેમનો રસ અખંડ અનંત છે.

જ્યારે દેહાભિમાન મટી ગયેથી પ્રેમના સામ્રાજ્યમાં પ્રવેશ થાય છે, ત્યારે મોહ તથા આસક્તિને ઉત્પન્ન કરે એવો પ્રેમમાં ઇન્દ્રિય વિલાસ છે એ સંદેહને માટે કોઇ સ્થાનજ રહેતું નથી. પ્રેમના સામ્રાજ્યમાં જે ભાવોનો સ્વીકાર કરવામાં આવે છે, તે ઉત્તરોત્તર પ્રેમનીજ વૃદ્ધિ કરે છે, કારણ કે પ્રેમ અગાધ તથા અનન્ત છે.

એટલે એ સ્પષ્ટ થઇ જાય છે કે ભક્તિ કહો અથવા મુક્તિ, પ્રેમ કહો અથવા જ્ઞાન, એ બંને માનવજીવનનાં આવશ્યક અંગ છે. આ બે હોવા છતાં પણ એક છે અને એક હોવા છતાં પણ બે છે. સાધન દ્રષ્ટિથી બે છે, સાધ્ય દ્રષ્ટિથી એક છે. સાધનરૂપ જ્ઞાનનું પર્યવસાન પ્રેમમાં છે અને સાધનરૂપ ભક્તિનું પર્યવસાન સ્વરૂપ સાક્ષાત્કારમાં છે, કારણ કે જેનું જ્ઞાન થાય તેમાં પ્રેમ થઇ જાય છે અને જેને વિશ્વાસપૂર્વક માનવામાં આવે છે તેનું જ્ઞાન થઇ જાય છે.

અનન્ત નિત્ય ચિન્મય જીવનની અભિલાષા, અગાધ અનન્ત પ્રેમની લાલસા, નિર્દોષ જીવનની હાર્દિક ઇચ્છા અને તત્ત્વજીજ્ઞાસા એ માનવજીવનમાં સ્વભાવથીજ વિદ્યમાન છે. જેમકે જો કોઇ દોષ હોય તો સહુ કોઇ કહેશે કે તમે દોષિત કેમ છો? પરન્તુ જો કોઈ દોષ ન હોય તો એમ કોઇ નહિ કહે કે તમે નિર્દોષ કેમ છો. પરન્તુ 'કેમ' એના સબંધમાં ઘટે છે કે જે અસ્વાભાવિક હોય. જે સ્વાભાવિક છે તેની સાથે 'કેમ' ઘટતું નથી. એથી એમ કોઇ નહિ કહે કે તમે સત્ય કેમ બોલો છો? પણ જો કોઇ જુઠું બોલે તો સહુ કોઈ કહેશે કે તમે જુઠું કેમ બોલો છો? જેમકે જો કોઇ શ્રમી તથા સદાચારી હોય તો તેને કોઇ એમ નહિ કહે કે તમે શ્રમી યા સદાચારી કેમ છો. પરંતુ જો કોઇ આળસી યા દુરાચારી હોય તો સહુ કોઇ કહેશે કે તમે આળસી યા દુરાચારી કેમ છો. જો કોઇ પ્રસન્ન તથા શાન્ત હોય તો તેને કોઇ નહિ કહે



કે તમે પ્રસન્ન તથા શાન્ત કેમ છો, અને જો કોઇ ખિન્ન તથા અશાન્ત હોય તો તેને સહુ કોઈ કહેશે કે તમે ખિન્ન તથા અશાન્ત કેમ છો. જો કોઇ સ્વસ્થ તથા સબળ હોય તો કોઈ નહિ કહે કે તમે સ્વસ્થ તથા સબળ કેમ છો, પણ રોગી અથવા નિર્બળ હોય તો સહુ કોઈ કહેશે કે તમે રોગી અને નિર્બળ કેમ છો. જો કોઇ પ્રેમી તથા યોગી હોય તો કોઈ નહિ કહે કે તમે પ્રેમી તથા યોગી કેમ છો, પરંતુ જો કોઈ મોહવશ અને ભોગવશ હોય તો સહુ કોઈ કહેશે કે તમે મોહવશ તથા ભોગવશ કેમ છો.

આથી એમ સારી રીતે વિદિત થઈ જાય છે કે માનવજીવનમાં શ્રમ, સંયમ, સેવા, ત્યાગ, નિર્દોષતા, યોગ, પ્રેમ, જ્ઞાન, ભક્તિ, મુક્તિ વગેરે દિવ્યતાઓ સ્વાભાવિક છે અને તેથી વિપરીત જેટલા દોષ છે તે સઘળા અસ્વાભાવિક છે. હવે જો કોઈ એમ કહે કે આપણને તો પોતાના જીવનમાં અનેક દોષ તથા નિર્બળતાઓ જોવામાં આવે છે, તો શું આપણે માનવ નથી? તો કહેવું પડશે કે સાધનરૂપ માનવ તો સહુ કોઈ છે પરંતુ સિદ્ધરૂપ માનવ તો એજ છે કે જે નિર્દોષતા તથા નિર્વૈરતાપૂર્વક ભક્તિ મુક્તિ વગેરે પ્રાપ્ત કરે છે. તેથી, અસ્વાભાવિકતામાંથી સ્વાભાવિકતા તરફ ગતિશીલ થવું એજ વાસ્તવિક માનવતા છે, અને તે પ્રાપ્ત કરવામાં માનવનો પરમ પુરૂષાર્થ છે. ૐ

દિનાંક ૨૩ ઓગષ્ટ, ૧૯૫૪

# ૧૩

# કર્તા અને કર્મ. માન્યતાનો પ્રભાવ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

ઘણે ભાગે લોકો એમ માને છે કે પોતે ભલાઈ કે બુરાઈ કરીને ભલા કે બુરા બને છે, પણ ખરી રીતે તેમ નથી. ખરી રીતે તો કર્તામાંથીજ કર્મનો જન્મ થાય છે, અને તે ઉત્પન્ન થએલાં કર્મોથી કર્તાની સિદ્ધિ તથા પુષ્ટિ થાય છે. જેવી રીતે બીજમાં વૃક્ષ વિદ્યમાન છે તેજ પ્રકારે કર્તામાં કર્મ વિદ્યમાન રહે છે. કર્તા શુદ્ધ હોવાથી શુદ્ધ કર્મ અને કર્તા અશુદ્ધ હોવાથી અશુદ્ધ કર્મ સ્વતઃ થાય છે.

જ્યાં સુધી આપણે આપણને ભલા કે બુરા ન બનાવી લઈએ ત્યાં સુધી કોઈના પ્રત્યે આપણે ભલાઈ કે બુરાઈ કરી શકતાજ નથી. ઉદાહરણ તરીકે પોતાને ચોર માનીને માણસો ચોરી કરે છે અને સત્યવાદી માનીને સત્ય બોલે છે. આપણો દોષિત હોવાથી દુષ્કૃત્ય અને શુદ્ધ હોવાથી શુદ્ધ પ્રવૃત્તિ થાય છે. આપણા દૂષિત હોવાથી જેટલી હાનિ આપણે આપણને પહોંચાડીએ છીએ તેટલી હાનિ દૂષિત કર્મ કરીને આપણે



બીજાને પહોંચાડી શકતા નથી, કારણકે કર્તા સર્વ કર્મો પોતા માટે કરે છે. જો આપણે આપણનેજ બગાડી દઈએ તો તે કર્મથી આપણુંજ અહિત થાય છે અને આપણા કર્મથી બીજાનું પણ અહિત થાય છે. તે દ્રષ્ટિએ આપણું તથા સમાજ બંનેનું અહિત થયું. એટલું જ નહિ પરંતુ ચોરી દ્વારા જેને હાનિ થવાનો સંભવ છે તેની ખોટ કદાચ સુગમતાપૂર્વક પુરી થઈ જાય. પરંતુ જેણે પોતાને ચોર બનાવી દીધા એ દૂષિત 'અહં'ની શુદ્ધિ જ્યાંસુધી વિચારના અગ્નિથી દેહના અભિમાનને ભસ્મ કરી દેવામાં આવે નહિ ત્યાંસુધી થવાનો સંભવ નથી. તેથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે આપણે કોઈ બીજાને હાનિ પહોંચાડીજ શકતા નથી,— જ્યાં સુધી આપણે આપણો સર્વનાશ કરી દેતા નથી ત્યાં સુધી.

એક પ્રકારે જ્યારે કોઈ પોતાને ઉદાર માની લે છે ત્યારે તેની ઉદારતાથી જેટલો તેને પોતાને લાભ થાય છે તેટલો બીજાને લાભ થતો નથી. એવો નિયમ છે કે ભાવ સીમા વગરનો હોય છે અને કર્મ મર્યાદિત હોય છે. તેથી ઉદારભાવ પ્રાપ્ત થતાંજ કર્તાના જીવનમાં કરૂણા અને પ્રસન્નતા સ્વતઃ આવી જાય છે, એટલે કે દુઃખીઓને દેખીને કરૂણા અને સુખીઓને દેખીને પ્રસન્નતા થાય છે. કરૂણાથી રાગનો નાશ થાય છે અને પ્રસન્નતા લોભ અને ઈર્ષાને ઉત્પન્ન થવા દેતી નથી. રાગ રહિત થવાથી અનુરાગની ઉત્પત્તિ અને ઈર્ષા તથા લોભ રહિત થવાથી સમતાની પ્રાપ્તિ સ્વતઃ થઈ જાય છે.

એ તો સર્વ કોઈ માન્ય રાખશે કે અનુરાગ નિત્ય નવો રસ અને સમતા સ્થાયી શાન્તિ અને સ્વાધીનતા મેળવી આપવામાં સમર્થ છે. એ પ્રકારે ઉદારભાવથી કર્તાનું જેટલું હિત થાય છે, તેટલું હિત ઉદારતાયુક્ત પ્રવૃત્તિથી બીજાનું થઇ શકતું નથી.

હવે જોવાનું એ રહે છે કે આપણામાં બુરાઇનો ભાવ શાથી ઉત્પન્ન થાય છે? તો કહેવું જોઇએ કે અવિવેકને કારણે જ્યારે આપણે આપણને દેહ માની લઇએ છીએ ત્યારે કામની ઉત્પત્તિ થાય છે, અને કામને તૃપ્ત કરવા માટે લોભ અને મોહ, અને કામ સિદ્ધ કરવામાં વિઘ્ન ઉત્પન્ન થાય તો ક્રોધ અને દ્વેષ વગેરે દોષો ઉત્પન્ન થઇ જાય છે. આ દોષોથી દૂષિત થઇને આપણે આપણને દૂષિત માની લઇએ છીએ, અને એવી માન્યતાથી જે પ્રવૃત્તિ કરવામાં આવે છે તેથી સમાજનું અહિત કરીએ છીએ. જો કે તાત્ત્વિક દ્રષ્ટિએ કોઇ સર્વાંશે કદાપિ દૂષિત હોતા નથી; કેમકે દોષયુક્ત પ્રવૃત્તિ ઉત્પન્ન થનાર છે, સ્વભાવસિદ્ધ નથી. કરેલી દોષયુક્ત પ્રવૃત્તિની સ્મૃતિને પ્રાણી પોતાના હુંપણામાં સ્થાપિત કરી દે છે, તેથી દોષિત પ્રવૃત્તિ વારંવાર થવા લાગે છે.

આતો થઇ આપણને પોતાને દોષિત માનવાની વાત. પરંતુ તેથી પણ વધારે દોષ બીજાને દોષિત માની લેવામાં છે. કેમકે બીજાના દોષનું વાસ્તવિક જ્ઞાન તો આપણને હોતું નથી. કોઈ દેખેલી કે સાંભળેલી વાતના આધાર ઉપરજ



આપણે બીજાને દોષિત માની લઇએ છીએ. જેને આપણે ખરાબ માની લઇએ છીએ એનું ખરાબ ઇચ્છવાની ભાવના સ્વતઃ પેદા થઇ જાય છે – જે ભાવના આપણને ખરાબ બનાવી દેવાને સમર્થ છે. અને આપણી માન્યતાથી આપણે જેને ખરાબ માનીએ છીએ તેનામાં પણ ખરાબીની દ્રઢતા થઇ જાય છે. આ પ્રકારે આપણા પ્રમાદથી આપણું અને બીજાનું અહિતજ થાય છે. કોઇનું ખરાબ કરવામાં તો કર્તાને અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે. જેમકે ચોરને ચોરી કરવામાં અનેક પ્રકારના ભય તથા આપત્તિઓનો સામનો કરવો પડે છે પરંતુ કોઇ વ્યક્તિને ચોર માની લેવામાં કાંઇ મુશ્કેલી પડતી નથી. એ સંભવ છે કે કોઇનું ખરાબ કરવાવાળો ભય તથા આપત્તિથી વ્યથિત થઇને પોતાનો સુધારો કરવામાં સમર્થ થઇ જાય; પણ બીજાનું ખરાબ માનવાવાળાનો સુધારો થવો બહુ કઠણ છે.

બીજાને દોષિત માનવાથી આપણે આપણા ગુણોનું અભિમાન થઈ જાય છે – જે સર્વ ખરાબીનું મૂળ છે, અને જેમાંથી છૂટકારો મેળવવો તે ખરાબી કરીને છૂટકારો મેળવવાથી વધારે કઠણ છે. તેથી કોઇને ખરાબ ન માનવા, તે ત્યારેજ સંભવિત છે કે જ્યારે કોઇની બુરાઈ સાંભળીએ નહિ અને કોઇની બુરાઈ કરીએ નહિ. એટલુંજ નહિ, આપણે જોએલી બુરાઈ ઉપર પણ કાયમ ભાવ રાખ્યા કરવો નહિ. જો કોઈ પોતાની મેળે કહે તોપણ તેને ખરાબ સમજવો

નહિ, અને તેને એમ કહી દેવું કે જે બુરાઈનો તમે પોતાનામાં આરોપ કરોછો તે બુરાઈ કહેતી વખતે તો તમારામાં નથીને! જો તમે સાચે સાચ બુરાઇને બુરાઈ તરીકે જાણો છો તો તેવું ફરીને ન કરાવાનું વ્રત લઈ લ્યો. એમ કરવાથી બુરાઈ સદાને માટે મટી જશે, અને જે થઈ ચુકી છે તેના સંસ્કાર પણ મટી જશે. અને તેનું કાંઈ પરિણામ આવશે તે પણ દુઃખ દઇને પોતાની મેળે શાંત થઈ જશે. કારણ કે દુઃખથી દુષ્કૃતિ મટી જાય છે અને કરેલી ભૂલ પણ મટી જાય છે, તથા ભૂલ ઉત્પન્ન પણ થતી નથી. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે જો આપણે આપણું અને બીજાઓનું ભલું ચાહતા હોઈએ તો કોઇનું ખરાબ ચાહવું નહિ, કોઇને ખરાબ માનવા નહિ, કોઈની નિંદા સાંભળવી નહિ અને કરવી નહિ. જ્યારે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે કે સર્વાંશે સર્વદા કોઈ ખરાબ હોતા નથી તો કોઇને ખરાબ માની લેવા તે અસત્ય નથીતો બીજું શું છે? એ અસત્યનું સાધનયુક્ત જીવનમાં કશું સ્થાન નથી. એ ભયંકર દોષથી તો હમેશને માટે બચી જવું જોઈએ.

જો આપણે આપણું કલ્યાણ તથા સુંદર સમાજનું નિર્માણ ઈચ્છતા હોઇએ તો એ અનિવાર્ય થઈ જાય છે કે આપણે બીજામાં અથવા પોતામાં બુરાઈની જડ ઘાલી ન દઈએ ત્યારેજ બુરાઇથી બચી શકશું. એવો નિયમ છે કે પ્રાણી બીજા પ્રત્યે જેવું કરે છે તે ઘણુંગણું સાર્થક થઈને પોતાને પ્રાપ્ત થાય છે. જેમ કે એક બીજ વાવવાથી



ઘણા દાણા મળે છે, એજ પ્રમાણે આપણાદ્વારા જે કાંઇ કામ થાય છે તે ઘણુંગણું અધિક થઈને આપણનેજ મળે છે.

એ સર્વને માન્ય છે કે સહુ પોતાનું ભલું ચાહે છે અને કર્મવિજ્ઞાનના સિદ્ધાંતથી બીજા પ્રત્યે કરેલી ભલાઇ આપણને મળી શકે છે. તેથી બુરાઇ કરવાનું જીવનમાં કાંઇ સ્થાનજ નથી. એવો નિયમ છે કે બુરાઇ મટી જતાં ભલાઇ પોતાની મેળે થવા લાગે છે અને ભલાઇ થવાથી પોતાનું ભલું થાય છે તથા સમાજનું પણ હિત થાય છે.

બુરાઇ કરવી પડે છે અને ભલાઇ પોતાની મેળે થાય છે. એવો નિયમ છે કે જે કરવામાં આવે છે તે મર્યાદિત હોય છે અને જે મેળેથી થાય છે તે અસીમ હોય છે. એ દ્રષ્ટિએ બુરાઈને સીમા હોય છે અને ભલાઇ અસીમ છે. કારણ કે બુરાઈનો જન્મ અભિમાનથી થાય છે અને ભલાઇ નિરભિમાનતાથી થાય છે. અભિમાનથી મર્યાદિત એવો અહંભાવ પુષ્ટ થાય છે અને નિરાભિમાનતાથી અહંભાવ ગળી જઇને વિમુક્ત થઇ જવાય છે, અર્થાત્ જેનાથી જાતીય તથા સ્વરૂપથી એકતા છે તેનાથી અભેદ પામી જાય છે.

હવે વિચાર એ કરવાનો છે કે અભિમાનની ઉત્પત્તિ ક્યારે અને શામાટે થાય છે? તો કહેવું જોઈએ કે જ્યારે આપણે વસ્તુ, અવસ્થા કે પરિસ્થિતિમાં બંધાઇ જઇએ છીએ, ત્યારે અભિમાન થાય છે. એવો નિયમ છે કે વસ્તુ આદિમાં બંધન પામવાથી સ્વાર્થભાવ ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન

થવાથી અનેક કામનાઓ ઉત્પન્ન થાય છે અને પછી આપણે આપણાથી ભિન્ન વસ્તુનો અનુભવ કરવા માંડીએ છીએ, અર્થાત્ પરાધીન થઇ જઇએ છીએ, અને પછી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરવા લાગીએ છીએ, જે આપણને કર્તા બનાવી દે છે. કર્તા બનતાંજ કરેલી પ્રવૃત્તિઓના સંસ્કાર દ્રઢ થવા લાગે છે. તે સંસ્કારોના સમૂહથી આપણે અભિમાની થઇ જઇએ છીએ.

કર્તવ્યોના સમૂહોનું નામજ કર્તા છે. કર્તવ્યનો અર્થ એવો છે કે જેનું પાલન કરવાથી સાધક નિર્દોષ થઇ જાય છે. નિર્દોષ થતાંજ ગુણોનું અભિમાન ટળી જાય છે અને પછી કર્તા કર્મ અને તેનું ફળ એ ત્રણે પોતાના લક્ષ્યમાં વિલીન થઈ જાય છે, અર્થાત્ ઇચ્છાઓની નિવૃત્તિ થઈ જાય છે અને તત્ત્વજીજ્ઞાસાની તૃપ્તિ તથા પ્રેમની પ્રાપ્તિ થઈ જાય છે, જે ખરી રીતે જીવન છે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે કર્તવ્યનિષ્ઠા થવાથી કર્તાનાં વાસ્તવિક જીવનથી ભિન્ન કર્તાનું અસ્તિત્વ બાકી રહેતું નથી.

અભિમાનનો અંત લાવવાને માટે એ જરૂરનું છે કે કરવાપણું હોવાપણામાં વિલીન થઈજાય. એવો સંભવ ત્યારેજ છે કે જ્યારે સાધક પોતાના અહંભાવને અનંતને સમર્પણ કરી દઈને અચિંત્ય અને અચાહ થઇ જાય. અચાહ થઇ જવાથી કરવાપણું હોવાપણામાં વિલીન થઇ જાય છે અને પછી કોઇ પ્રકારનું અભિમાન બાકી રહેતું નથી. અભિમાનનો અંત



આવેથી પરાધીનતા સદાને માટે મટી જાય છે, અને પછી સાધકની પોતાના વાસ્તવિક સ્વરૂપ સાથે એકતા થઈ જાય છે. પરાધીનતાના વખતમાં તો કેવળ વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. પોતાનું નહિ. જેમ ધનનો લોભી પોતાને ધનને આધીન માનીને પોતાનું અસ્તિત્વ ખોઇ બેસે છે અને ધનનું અસ્તિત્વ સિદ્ધ કરે છે તેજ પ્રકારે જેટલી કામનાઓ ઉત્પન્ન થાય છે તે કર્તાનું અસ્તિત્વ સિદ્ધ ન કરીને ઇચ્છિત વસ્તુ, અવસ્થા વગેરેનું અસ્તિત્વ સિદ્ધ તથા દ્રઢ કરે છે. ખરી રીતે તો અસ્તિત્વ તો તેનું છે કે જેની સત્તાથી કામનાઓ કરવાવાળો તથા વસ્તુ અવસ્થા વગેરે પ્રકાશ પામે છે. તેથીજ ભોગ અને ભોક્તા બન્નેપર પારકો પ્રકાશ છે. પારકા પ્રકાશમાં સત્તા તેની હોય છે કે જેનાથી પ્રકાશ થાય છે તેથી ભોગ અને ભોકતા એક બીજાને સુરક્ષિત રાખી શકે નહિ. એ કારણે વિવેકી માનવ ભોગવાસનાનો ત્યાગ કરીને ભોગ અને ભોક્તાના પ્રકાશથી અભેદ પામવાને માટે પ્રયત્નશીલ થાય છે. તેથી પોતાનું અસ્તિત્વ જ્યારે વાસનાઓનો અત્યંત અભાવ થાય ત્યારેજ સુરક્ષિત થાય. વાસનાઓની પૂર્તિથી કોઇનું અસ્તિત્વ સુરક્ષિત રહેતું નથી. વાસનાઓનો અંત લાવવાને માટે આપણે આપણી દરેક પ્રવૃત્તિ બીજાનાં હિત તથા પ્રસન્નતા માટે કરીએ એ સહુથી પ્રથમ જરૂરી છે. એમ કરવાથી રાગ નિવૃત્ત થઇ જાય છે, અને પછી પોતાની પ્રસન્નતાને માટે વસ્તુ અવસ્થા વગેરેની અપેક્ષા રહેતી નથી. પછી કોઇ

દોષની ઉત્પત્તિ થતી નથી. કેમકે સર્વ દોષો રાગથી ઉત્પન્ન થઈને રાગથી પુષ્ટિ પામે છે અને દોષોની ઉત્પત્તિ-કાળમાંજ ગુણોનું અભિમાન જીવતું રહે છે. નિર્દોષતા આવતાંજ ગુણોનું અભિમાન સ્વતઃ ગળી જાય છે અને પછી અહંભાવ જે સીમિત છે તે મટી જાય છે. તે મટવાથી મૃત્યુ અમરત્વમાં વિલીન થઈ જાય છે, જે વાસ્તવિક રીતે જીવન છે.

હવે કોઈ એમ કહે કે દોષોની ઉત્પત્તિ શાથી છે? તો કહેવું જોઈએ કે પ્રમાદથી. જ્યારે આપણે જે આપણું નથી તેને આપણું માની લઈએ છીએ અથવા જે આપણું છે તેને આપણું માનતા નથી ત્યારે સર્વ દોષ ઉત્પન્ન થાય છે. હવે વિચાર કરવાનો એ છે કે આપણું કોણ અને આપણું કોણ નહિ? જેના વિના આપણે રહી શકીએ અને જે આપણા વિના રહી શકે તે આપણું નહિ; અને જેના વિના આપણે રહી શકીએ નહિ અને આપણા વિના જે રહી શકે નહિ તેજ આપણું છે. પ્રત્યેક વસ્તુ, અવસ્થા પરિસ્થિતિ આપણા વિના રહી શકે છે અને આપણે તેના વિના રહી શકીએ છીએ. તો પછી તેને આપણાં માની લેવાં એ શું દોષ નથી? એ દોષને કારણે જ આપણે વસ્તુ વગેરેનાં દાસત્વમાં બંધાઈ જઈએ છીએ. તેમાંથી મુક્ત થવા માટે એ જરૂરી છે કે આપણે સર્વ વસ્તુ અવસ્થા વગેરેથી [illegible] થઈ જવું. તેની મમતાનો ત્યાગ કરી દઈએ. તેમ થ[illegible]



આપણે આપણા વાસ્તવિક જીવનનો અનુભવ કરી શકશું. અને પછી કોઈ પ્રકારનો અભાવ આપણને બાકી રહેતો જણાશે નહિ; કે જે સર્વને અભીષ્ટ છે.

અભાવનો અભાવ થતાંજ, જે ન કરવું જોઈએ, તેની ઉત્પત્તિ થશે નહિ અને જે કરવું જોઈએ તે આપોઆપ થવા લાગશે. જે આપોઆપ થવા લાગે છે, તેમાં અભિમાન ન હોવાથી તેના સંસ્કાર અંકિત થતા નથી. જે પ્રવૃત્તિના સંસ્કાર અંકિત ન થાય તે પ્રવૃત્તિ બંધનનું કારણ થતી નથી, કારણ કે થવું એ એક અપૌરૂષેય કાયદો છે, વ્યક્તિગત અભિમાન નથી. અપૌરૂષેય કાયદામાં સર્વનું હિત રહેલું છે, કોઈનું અહિત નહિ. પણ એ અનુભવ અભિમાન રહિત સાધકોને થાય છે.

આપણી સહુથી મોટી અસાવધાની એજ થાય છે કે અવસ્થાને આપણું સ્વરૂપ અને પ્રતીતિને વાસ્તવિક માની લઈએ છીએ. તેથી 'અહં' અને 'મમ'ની ઉત્પત્તિ થાય છે, જે અનેક વિકારોનું મૂળ છે. અવસ્થા એ સ્વરૂપ ન હોઈ શકે, કેમકે સર્વ અવસ્થાઓ પર પ્રકાશિત છે અને સ્વરૂપ સ્વયં પ્રકાશ છે. વળી પ્રતીતિ યથાર્થ ન કહેવાય, કેમકે તે હમેશ બદલતી રહે છે પરંતુ 'અહં' અને 'મમ' ને કારણે પ્રતીતિમાં સત્યતા અને અવસ્થામાં સ્વરૂપનું અભિમાન બની જાય છે એ [illegible]ં અસાવધાનીનું કાર્ય સ્વતઃ મટી જાય છે, અને પછી [illegible]ત, નિત્ય, ચિન્મય જીવનથી અભેદ થઈ જાય છે.

એ સર્વ વિચારશીલોને માન્ય હશે કે પ્રતીતિ અને પ્રતીતિકર્તા અથવા એમ કહીએ કે ભોગ અને ભોકતાની સ્વતંત્ર સત્તા નથી. કેમકે જે પર પ્રકાશિત છે તેમાં જેનાથી તે પ્રકાશિત છે તેનીજ સત્તા હોય છે. એ દ્રષ્ટિએ સમસ્ત દ્રશ્ય તેનીજ એક અવસ્થા છે કે જેના મહિમાથી આપણે પ્રકાશિત છીએ. એજ તત્ત્વવેતાનું નિજ સ્વરૂપ છે. સમસ્ત દ્રશ્ય એનીજ એક અવસ્થા માત્ર છે. એવો નિયમ છે કે જેની કોઇ અવસ્થા હોય તે તે અવસ્થા વિના જેમના તેમ રહી શકે છે, પરંતુ અવસ્થા તેના વિના રહી શકતી નથી. હવે કોઇ એમ કહે કે આપણે એમ કેમ જાણીએ કે તે કોઇની અવસ્થા માત્ર છે. તો કહેવું જોઇએ કે જ્યારે આપણે સર્વ અવસ્થાઓથી આપણને વિમુખ કરી દઇશું તેજ વખતે બસ જેની તે અવસ્થા છે તેનાથી અભેદ પામી જશું. કારણ કે 'આ'થી વિમુખ થતાંજ, 'હું,' 'તે' જે દ્રશ્યથી અતીત છે તેનાથી અભિન્ન થઇ જશે. એવો નિયમ છે કે અસત્‌થી અસંગ થવાથી આપણને અસત્‌ની પ્રતીતિ થાય છે અને સત્‌થી અભેદ પામવાથી સત્‌ની પ્રાપ્તિ થાય છે. તેથી જડ વર્ગ કે જે પર પ્રકાશ છે તેન.થી વિમુખ થઇને આપણે અનંત, નિત્ય. ચિન્મય તત્ત્વથી અભેદ પામી શકીએ છીએ.

વિમુખ થવામાં પ્રત્યેક સાધક સર્વદા સ્વાધીન છે. કારણ કે તે માટે કોઇ વસ્તુ વગેરેની અપેક્ષા હોતી નથી. કેવળ વિમુખ થવાની લાલસા જાગૃત થાય કે તત્કાલ વિમુખ થવાનું



સામર્થ્ય આપણામાં આવી જાય છે. તેથી એમ કહેવું કે આપણે ચિન્મય જીવન પ્રાપ્ત કરી શકીએ નહિ એ પ્રમાદ માત્ર છે, બીજું કાંઇ નહિ.

અધ્યાત્મવાદ અર્થાત્ વિચાર માર્ગના દ્રષ્ટિબિંદુથી જે કાંઇ પ્રતીત થાય છે તે જેનાથી સઘળું પ્રકાશિત છે તેની એક અવસ્થા છે. તીવ્ર જીજ્ઞાસા જાગૃત થતાંજ સાધક ઘણીજ સુગમતાપૂર્વક પોતાના ચિન્મય જીવનથી સ્વતઃ અભેદ પામી જાય છે.

આસ્તિકવાદ અર્થાત્ વિશ્વાસ માર્ગની દ્રષ્ટિથી સર્વ સમર્થ પ્રભુનો નિત્ય સંબંધ સ્વીકારતાંજ પ્રીતિ ઉદય પામે છે, જે પ્રેમાસ્પદથી અભેદ પમાડવામાં સમર્થ છે.

ભૌતિકમાર્ગ અર્થાત્ સેવા માર્ગની સાધનાથી જ્યારે સ્વાર્થ ગળી જાય છે ત્યારે ઘણી સુગમતાપૂર્વક નિષ્કામના પ્રાપ્ત કરીને, સર્વ વસ્તુ અવસ્થા વગેરેથી પાર છે એવું જીવન સાધક પ્રાપ્ત કરે છે.

એતો સર્વને માન્ય થશે કે યોગ્યતા તથા રૂચિનો ભેદ હોવા છતાં, વાસ્તવિક આવશ્યકતા સર્વની એક છે. એ દષ્ટિથી સાધન ભેદ ભલે હોય, પરંતુ સાધ્યમાં કાંઇ ભેદ નથી, કારણ કે સત્ય એક છે, અનેક નથી. એ એકમાં અનેકતાનું દર્શન નિજજ્ઞાનનો અનાદર કરવાથી પ્રતીત થાય છે. વિવેકયુકત જીવન થતાંજ, અનેકતા એકતામાં વિલીન થઇ જાય છે અને પછી એકલી પ્રીતિ અને પ્રીતમથી ભિન્ન કાંઇપણ બાકી રહેતું નથી, જે વાસ્તવિક માનવ જીવન છે.

———

દિનાંક ૨૪ ઓગષ્ટ, ૧૯૫૪

# ૧૪

# નિર્મળતાની પ્રાપ્તિ.

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

જો કે આખા સંસારના મનુષ્યો પોતાને માનવજ માને છે અને ખરી રીતે માનવતા પણ એકજ છે, પણ જ્યારે અમાનવતાને આપણે આપણી અનેક પ્રકારની માન્યતાઓથી બાંધી લઇએ છીએ ત્યારે સ્નેહની એકતા, નિર્મળતા, અભિન્નતા વગેરે દિવ્યતાથી રહિત થઈ જઇએ છીએ, તે ખરી રીતે અમાનવતા છે.

આ અમાનવતાથી મુક્ત થવાને માટે નિર્મળતા તરફ પ્રગતિ કરવાનુ અનિવાર્ય છે, કારણ કે નિર્મળતા સિવાય કોઈ માનવને માનવ કહી શકાય નહિ. હવે વિચાર એ કરવાનો છે કે નિર્મળતાનું વાસ્તવિક સ્વરૂપ શું છે! તો એમ કહેવું જોઇએ કે જેનાથી જાતીય તથા સ્વરૂપની એકતા નથી તેનો પોતાનામાં આરોપ કરી દેવો તે મલિનતા છે. એ



મલિનતાનો ત્યાગ એજ વાસ્તવિક નિર્મળતાછે. જેવસ્ત્રમાં વસ્ત્રથી ભિન્ન કોઈ વસ્તુનો સમાવેશ થતો ન હોય તે વસ્ત્રને નિર્મળ કહેવાય. જો કોઈ કારણે વસ્ત્રમાં બીજી વસ્તુનો સમાવેશ થઈ ગયો હોય તો તે આગંતુક વસ્તુ કાઢી દેવાથીજ વસ્ત્ર નિર્મળ થઈ શકે તેજ પ્રમાણે આપણા જીવનમાં રાગ દ્વેષ આદિનો જે સમાવેશ થએલ છે તેને કાઢી નાખવાથીજ આપણે નિર્મળ થઈ શકીએ.

હવે વિચાર એ કરવો જોઇએ કે રાગ દ્વેષની ઉત્પત્તિ કેમ થાય છે? તો કહેવું જોઇએ કે જેનાથી માનેલી એકતા અને જાતીય તથા સ્વરૂપથી ભિન્નતા હોય તેનાથીજ રાગ થાય છે અને તે કોઇની સાથે રાગ થવાથી બીજા સાથે દ્વેષ થવા લાગે છે. અથવા એમ કહીએ કે જાતીય ભિન્નતા હોવા છતાં જેને આપણે આપણું માનીએ છીએ તથા હુંપણું માની લઇએ છીએ, તે દ્રઢતાથીજ રાગની ઉત્પત્તિ થાય છે. તેનો જન્મ આત્મજ્ઞાનના અનાદરથી થાય છે, અર્થાત્ દેહમાં હુંપણું અથવા દેહ મારો છે એવી માન્યતાથીજ રાગ ઉત્પન્ન થાય છે. સર્વનો એ અનુભવ છે કે જેને આપણે 'આ' કહીએ છીએ તેને 'હું' કહેવું એ પ્રમાદ સિવાય બીજું કાંઈ નથી. શરીર, ઇન્દ્રિય, મન,બુદ્ધિ વગેરે સવને 'આ' કહીને અથવા મારાં કહીને સંબોધીએ છીએ. એ અનુભૂતિ આધારથી શરીરને પોતાનું સ્વરૂપ ન કહી શકીએ. જ્યારે શરીરની સાથે હુંપણું સિદ્ધ નથી તો પછી કોઈ બીજી વસ્તુની

સાથે 'હું'નો પ્રયોગ કરવો તે ક્યાં સુધી સાચું થઈ શકે? અર્થાત્ કદી ન થઈ શકે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે મર્યાદિત 'હું' અને મર્યાદિત 'મારૂં' એ રાગદ્વેષનું મૂળ છે અને તે ખરી રીતે અવિવેક છે.

જો કે સાધન તરીકે કોઈ માન્યતા આપણે ભલે સ્વીકારી લઈએ, કારણ કે સાધનરૂપ માન્યતા એ તો કોઈ કર્તવ્યનો આદેશ કરે છે, પરંતુ એ માનેલી વાતને 'હું' માની લેવું એ કોઈને પણ માન્ય નથી. એવો નિયમ છે કે કર્તવ્ય પાલન કરવાવાળાને કર્તવ્ય, લક્ષ્ય સુધી પહોંચાડવાને સમર્થ છે. પરંતુ કર્તવ્યશૂન્ય માન્યતા તો અનર્થજ સિદ્ધ કરે છે, જે અમાનવતા છે. એ નજરે સાર્થક માન્યતાનો અર્થ કર્તવ્ય પ્રેરવાવાળો નિયમ, એમ થાય.

કર્તવ્યનો અર્થ છે બીજાના અધિકારની રક્ષા. જે પ્રવૃત્તિઓથી બીજાના અધિકારની રક્ષા થતી નથી એ પ્રવૃત્તિઓને તો અકર્તવ્યજ ગણવી રહી. એટલુંજ નહિ પણ જો કોઈ કર્તવ્યના નામે કોઈના અધિકારનું અપહરણ કરીને કોઈ બીજાના અધિકારની રક્ષા કરે તો તેને કર્તવ્ય માનવું તે પ્રમાદ છે. વાસ્તવિક રીતે કર્તવ્ય તેજ કહેવાય કે જેથી કોઈનું અહિત ન થાય અને કર્તવ્ય પાલન કરવાથી કર્તા પોતાના લક્ષ્યને પ્રાપ્ત થાય.

રાગ દ્વેષનું માનવજીવનમાં કાંઈ સ્થાનજ નથી, કેમકે રાગથી પરાધીનતા અને દ્વેષથી ઈર્ષા વગેરે અનેક દોષો



થાય છે, અને માનવજીવન તો નિર્દોષતા માટે. મળેલું છે તેથી સ્પષ્ટ થાય છે કે રાગદ્વેષ રહિત થવાથી મનુષ્ય વાસ્તવિક માનવ થઈ શકે છે. જો કોઈ એમ કહે કે રાગ સિવાય આપણે આપણા સ્વજનોની સેવા ક્યાંથી કરી શકીએ? તો કહેવું જોઈએ કે સેવા કરવાને માટે રાગની અપેક્ષા નથી, પરંતુ ઉદારતાની અપેક્ષા છે. કારણ કે ઉદારતા આવી જવાથી પારકું દુઃખ આપણું દુઃખ બની જાય છે, અને પછી આપણા સુખનું દાન દેવામાં લેશમાત્ર પણ સંકોચ રહેતો નથી. એટલુંજ નહિ પણ સુખભોગની આસક્તિનો અંત આવી જાય છે. સેવાની આજ વાસ્તવિક સાર્થકતા છે. સેવાનો અંત કોઈ વસ્તુ કે પદ મેળવવામાં નથી. સેવાનો અંત તો ત્યાગમાં અને ત્યાગનો અંત પ્રેમમાં થાય છે. જો આપણે કરેલી સેવા આપણા જીવનમાં પદ-લોલુપતા તથા જેની સેવા કરી હોય તેનાથી કોઈ પ્રકારની આશા ઉત્પન્ન કરે તો સમજવું જોઈએ કે સેવાના નામે આપણે કોઈ સ્વાર્થની સિદ્ધિ કરી છે. તેવી સેવા તો ભલાઈનું રૂપ ધારણ કરીને આવેલી બુરાઈજ છે. એવો નિયમ છે કે બુરાઈ બુરાઈ સ્વરૂપેજ આવે તો ઘણી સુગમતાથી મટી શકે; પણ જો બુરાઈ ભલાઈનું રૂપ ધારણ કરીને આવે તો તે મટાડવાનું ઘણું કઠણ થઈ જાય છે; કેમકે બુરાઈ બુરાઈ તરીકે ઓળખાઈ જાય તો તે સ્વતઃ મટી જવા લાગે છે, અને બુરાઈને ભલાઈ માની લેવાથી બુરાઈ દ્રઢ થાય છે.

વાસ્તવિક સેવા ક્રિયારૂપથી ભલે સીમિત હોય, પરંતુ ભાવરૂપથી તે સીમાડા વગરની હોય છે. કારણ કે સેવાનો જન્મજ સ્વાર્થભાવ મટી જવાથી થાય છે, અર્થાત્ રાગરહિત થવાથી થાય છે. જે સાધનોથી ક્રિયારૂપ સેવા કરવામાં આવે છે તે મર્યાદિત હોય છે. તે કારણે સેવકનું કર્મ મર્યાદિત હોય છે, પરંતુ જે સર્વ હિતકારી સદ્‌ભાવથી સેવા કરવામાં આવે છે તે ભાવ અસીમ હોય છે. એવો નિયમ છે કે જે કર્મ જે ભાવથો કરવામાં આવે છે તેમાં કર્તા અંતે વિલીન થઈ જાય છે. એ દ્રષ્ટિએ સેવકનું સીમિત કર્મ પણ સેવકને અસીમ પ્રેમથી અભેદ પમાડી દે છે. જેનું હૃદય અસીમ પ્રેમથી ભરપુર છે તે કોઈનું અહિત ચાહતા નથી. તેથીજ કોઈના વિનાશથી કોઈના વિકાસનો પ્રયત્ન થાય એ સેવા ગણાય નહિ. સેવા ભલે એક વ્યકિતની કરીએ અથવા સમસ્ત સંસારની, તેના ફળમાં કાંઈ ભેદ પડતો નથી; કારણ કે સેવાનું ફળ ભોગ નથી, સેવાનું ફળ તો નિર્મળતા છે, જે ખરી રીતે માનવતા છે.

નિર્મળતા આવી જવાથી જીવન પ્રેમથી પરિપૂર્ણ થઈ જાય છે. પ્રેમના પ્રાદુર્ભાવથી 'અહં' ગળી જાય છે 'અહં' ગળતાંજ જીવન વ્યાપક થઈ જાય છે અથવા એમ કહીએ કે બાહ્યભેદની પ્રતીતિ થતી હોય પણ અભેદની પ્રાપ્તિ થઈ જાય છે. ત્યાર પછી કોઈ પ્રકારનો સંઘર્ષ બાકી રહેતો નથી કારણ કે સંઘર્ષનો જન્મ ભેદભાવથી થાય છે, અને ભેદનો



જન્મ અહંભાવથી થાય છે. અહંભાવનું પોષણ રાગદ્રેષથી થાય છે, જે ખરી રીતે મલિનતા છે.

પ્રેમ ભલે આપણામાં હોય, કોઇ ખાસ પ્રતીકમાં હોય અથવા સમસ્ત વિશ્વમાં હોય, તેથી ભેદની ઉત્પત્તિ થતી નથી. ભેદની ઉત્પત્તિ તો મોહથી થાય છે, પ્રેમથી નહિ. મોહ એક પ્રકારની મલિનતા છે, અને પ્રેમનો પ્રાદુર્ભાવ નિર્મળતાથી છે. તેથી સિદ્ધ થાય છે કે પ્રેમ માનવતા અને મોહ અમાનવતા છે.

એવો નિયમ છે કે પ્રેમ અનંત સાથે અભેદ પમાડે છે, અને મોહ મર્યાદિતમાં બંધન કરે છે. સેવા અને પ્રેમનો આરંભ ભલેને કોઇ પ્રતીકથી થાય, પણ તેની પૂર્ણતાતો અનંતથીજ થાય છે. જે સર્વનું સર્વસ્વ છે અને સર્વથી પર છે તેને કોઇ માન્યતા-વિશેષમાં બાંધી શકાતું નથી, પણ તેની પ્રાપ્તિ સર્વ માન્યતા દ્વારા થઇ શકે છે. પણ તે કયારે? જ્યારે મોહની ગંધ પણ ન રહે ત્યારે. મોહની ઉત્પત્તિ કોઇ બહારની વસ્તુથી થતી નથી; આપણા પ્રમાદથીજ થાય છે. જ્યાંસુધી પ્રમાદનો અંત થઇ જાય નહિ ત્યાંસુધી પ્રેમનો ઉદય થતો નથી. જ્યાં સુધી આપણે કોઇની પાસેથી કર્તવ્યને નામે કાંઇપણ લેવાની ઇચ્છા રાખીએ છીએ ત્યાં સુધી પ્રમાદનો અંત આવતો નથી. કર્તવ્યથી તો આપણે સર્વસ્વ દેવાનો પાઠ શીખ્યા છીએ, લેવાનો નહિ. તેથી એ સ્પષ્ટ થઇ જાય છે કે કર્તવ્ય પરાયણતા આપણા મોહનો અંત લાવી પ્રેમ પ્રાપ્ત કરાવે છે, જે વાસ્તવિક માનવતા છે.

કર્તવ્યપરાયણુતા એ સાધનરૂપ માનવતા છે, અને નિર્મળતા એ માનવતાનું સાધ્યરૂપ છે.

માનવતાનો વિકાસ થવાથી નિર્મળતા, એકતા અને સ્નેહથી જીવન પરિપૂર્ણ થઈ જાય છે, અને પછી પ્રાણી પોતાને ભલેને ભકત, જીજ્ઞાસુ, સમાજ સેવક વગેરે ભિન્ન ભિન્ન માન્યતાઓના રંગમાં રંગે પણ તેથી તેને તથા સમાજને કાંઇ હાનિ થતી નથી; કારણ કે માનવતા સર્વ પ્રકારના સંઘર્ષ તથા સ્વાર્થભાવનો નાશ કરી દે છે. જે રીતે નિર્મળ વસ્ત્ર ઉપર હરેક રંગ સુંદર દેખાય છે તેજ પ્રમાણે માનવતા વિકસિત થવાથી માનવ ગમે તે મત, સંપ્રદાય અથવા સમૂહના રંગથી રંગાય, પણ તેનાથી કોઈનું અહિત થશે નહિ. એટલુંજ નહિ પણ એથી પોતાનું અકલ્યાણ પણ થશે નહિ. તેનાથી તો તેણે સ્વીકારેલો મત, સમૂહ વગેરે શોભાજ પામશે, કેમકે જે પોતે સુંદર છે તે સર્વને સુંદર બનાવે છે.

હવે જો કોઇ એમ કહે કે જ્યારે માનવતા એક છે તો પછી માનવ સમાજમાં અનેક મત, વાડા, સંપ્રદાય વગેરેની શું આવશ્યકતા છે ? તો કહેવું જોઇએ કે બે વ્યકિતઓ પણ સર્વાંશે સમાન યોગ્યતા કે રૂચિવાળી હોતી નથી, તેમ સર્વની પરિસ્થિતિ પણ સમાન હોતી નથી; પણ ઉદ્દેશ્ય તથા આવશ્યકતા સર્વની એક હોય છે. તે કારણે સાધ્યની એકતા હોય તો પણ સાધનમાં ભિન્નતા રહેવાનું અનિવાર્ય છે, પણ સાધનને સાધ્ય માની લેવું એ પ્રમાદ અથવા અમાનવતા છે. એવો



નિયમ છે કે પોતાની યોગ્યતા અનુસાર સાધન કરવાથી સાધકમાં સ્વતઃ નિર્મળતા આવી જવી જોઇએ, અને તેથી તે ઉદ્દેશ્યની પૂર્તિમાં સમર્થ થાય છે. એ નજરે સર્વ પોત પોતાની યોગ્યતા રૂચિ તથા પરિસ્થિતિ અનુરૂપ સ્વીકારેલી પદ્ધતિદ્વારા પોતાના કર્તવ્યનું પાલન કરીને પોતાને નિમિત્ત બનાવે. તેથી સર્વના ઉદ્દેશ્યની પૂર્તિ, કે જે લક્ષ્ય સર્વનું એક છે, તે સુગમતાપૂર્વક થઇ જશે. તથી એ સ્પષ્ટ થઇ ગયું કે વિભિન્ન મત, વાડા કે સંપ્રદાય હોવાથી કાંઇ હરકત પડતી નથી. હરકતતો ત્યારે પડે કે જ્યારે આપણે તેને નિર્મળ બનવાનું સાધન ન માનીને તેના ઉપરનીજ મમતાથી ભેદ ઉત્પન્ન કરીએ કે જે સંઘર્ષનું મૂળ છે. ઉદાહરણ તરીકે કેટલાક લોકો અર્થની એકતા હોવા છતાં પણ ભાષાનો ભેદ સહન કરી શકતા નથી, અને પરસ્પર ઝગડો કરીને પોતાની માનવતા ખોઇ બેસે છે.

જે પ્રકારે સેવા ક્રિયારૂપમાં બંધનવાળી તથા ભાવરૂપમાં અસીમ હોય છે તેજ પ્રકારે પ્રેમ પ્રતીક રૂપથી મર્યાદિત અને ભાવરૂપથી વિભુ એટલે વ્યાપક હોય છે. પ્રતીકને લક્ષ્ય માનવાથી તો પ્રેમ મોહ સ્વરૂપથી પ્રતીત થાય છે. પણ પ્રતીકમાં પોતાના પ્રેમાસ્પદનો અનુભવ કરવાથી મોહ અને પ્રતીક બંને પ્રેમાસ્પદથી અભિન્ન થઈ જાય છે. એટલુંજ નહિ પરંતુ પ્રેમી પણ પોતાને ભૂલી જઇને, પ્રેમ બની જઇને વ્યાપક બની જાય છે, અથવા એમ કહીએ કે પ્રેમી, પ્રેમ

તથા પ્રેમાસ્પદ ત્રણેનો અભેદ થઈ જાય છે. જે પ્રકારે નદીનું નિર્મળ જળ કોઈ ખાડામાં બંધાઈ જવાથી ઝેરી જીવડાઓનું ઘર બની જાય છે તેજ પ્રકારે પ્રેમરૂપી તત્ત્વ કોઈ વસ્તુ વ્યક્તિ વગેરેમાં બંધાઈ જવાથી લોભ મોહ વગેરેનું રૂપધારણ કરીને અનેક વિકાર ઉત્પન્ન કરે છે.

હવે વિચાર એ કરવાનો છે કે પ્રેમ કોઈ પ્રતીકમાં શા માટે બંધાઈ જાય છે? તો કહેવું જોઇએ કે પ્રેમનો આરંભ પ્રથમ પ્રેમની મર્યાદિત રૂચિ પ્રમાણે થાય છે. તે કારણે એ અનંતના પ્રેમને પ્રેમી એક પ્રતીક માત્રમાં જોવા લાગે છે. પ્રેમાસ્પદનો સર્વ કાળમાં જેવાને તેવા અનંતજ છે. જ્યારે પ્રેમ પ્રેમીની મર્યાદાનો નાશ કરે છે ત્યારે પ્રતીક અને પ્રેમાસ્પદ તો ભેદ મટી જાય છે. કારણ કે પ્રતીકનો જન્મ તો પ્રેમીની મર્યાદિત રૂચિથી થયો હતો. પ્રેમનો એ સ્વભાવ છે કે તે પ્રેમીનું સર્વસ્વ હરી લે છે. તેનો અર્થ એવો નથી કે પ્રેમીનો વિનાશ થાય છે. પ્રેમ અને પ્રેમીની વચ્ચે જે અંતર હતું તે મટી જાય છે, અર્થાત્ પ્રેમી પણ ગળીને પ્રેમજ બની જાય છે. એ પ્રેમ અનંતનો સ્વભાવ છે, બીજું કાંઈ નથી. અને પ્રેમ એ પ્રેમીની નિત્ય નવીન માંગ છે, બીજું કાંઈ નથી. એ નિત્ય નવીન માગ જ્યારે પ્રેમી પ્રમાદથી દેહાદિ પ્રત્યે કરે છે ત્યારે આસક્તિના રૂપમાં પ્રતીત થાય છે, અને જ્યારે દેહાદિથી પર આત્મસ્વરૂપમાં લગાડે છે [illegible] આત્મરતિ, તૃપ્તિ આદિ સ્વરૂપમાં પ્રતીત થાય છે, અને



તે પ્રેમની માંગ સમસ્ત દ્રશ્યમાં મેળવી દે છે ત્યારે વિશ્વ પ્રેમરૂપમાં પ્રતીત થાય છે. અને વળી જ્યારે સર્વ માન્યતાઓ તથા પ્રતીતિઓથી પર તત્ત્વમાં મેળવી દે છે ત્યારે એ પ્રભુ પ્રેમની માંગ બની જાય છે. પરંતુ નિર્મળતા આવ્યા પછી પ્રેમના ભાવને ગમે ત્યાં મેળવો તો તે એકજ રહે છે. કારણ કે ભેદ પ્રેમની માંગથી થતો નથી, મલિનતાથી ઉત્પન્ન થાય છે. પ્રેમની માંગ અણુ અણુની સાથે હોય કે મહાનથી મહાનની સાથે હોય તો પણ તેના રસમાં કાંઈ ભેદ થતો નથી. કારણ કે પ્રેમની માંગ સ્વભાવથી રસ રૂપ છે.

નિર્મળતા આવ્યા પછી પ્રતીકના ભેદમાં કાંઈ સાર રહેતો નથી; એટલુંજ નહિ પણ સર્વને પ્રતીકોમાં પોતે માનેલું પ્રતીકજ દેખાય છે. કારણ કે પ્રેમ પ્રતીકને મર્યાદિત રહેવા દેતો નથી. પ્રતીકને મર્યાદિત કરવાથી તો આપણી પરિછિન્નતા થઈ જાય છે. જેમ જેમ પ્રેમ સબળ તથા સ્થાયી થતો જાય છે તેમ તેમ પરિછિન્નતા એટલે સાંકડાપણું મટી જાય છે. અને જેમ જેમ સાંકડાપણું મટી જાય છે તેમ તેમ મલિનતામાંથી નિર્મળતા આવતી જાય છે. મલિનતાનો અંત થતાંજ અનેકતા એકતામાં વિલીન થઈ જાય છે. અર્થાત્ અનેકમાં એકનુંજ દર્શન થાય છે. એ નજરે કોઈ ગમે તેનો પ્રેમી ભલે હોય પણ પ્રેમીના જીવનમાં દ્રોહ કરવાનો કોઈ અવકાશ રહેતો નથી અર્થાત્ પ્રેમી દ્રોહી થઈ શકતોજ નથી, [illegible] જ્યારે પ્રેમીનું રૂપધારણ કરે છે ત્યારે તે કોઇનો પ્રેમી

અને કોઈનો દ્રોહી બને છે,– જો કે પ્રેમમાં ભોગ માટે કાંઈ અવકાશજ નથી પ્રેમ તો પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેવાનો પાઠજ શીખવે છે,

માનવતા આવી જવાથી નિર્મળતા, સ્નેહ અને એકતા આવી જાય છે. કારણ કે એ ત્રણે માનવતાનાંજ વિશેષણ છે. માનવતા એક છે. એવું નથી કે ભૌતિકવાદી અને અધ્યાત્મવાદીની માન્યતા જુદીજુદી હોય. એવી માનવતા સિવાય આપણું પણ હિત થઈ શકતું નથી. ત્યારે બીજાનાં હિતની તો વાતજ શી કરવી? ખરી રીતે તો જેથી બીજાનું હિત થાય તેમાં આપણું હિત છે અને જેમાં આપણું હિત થાય તેમાં બીજાનું હિત છે. એ સર્વને માન્ય હોય છે કે નિર્મળતા, સ્નેહ તથા એકતામાંજ આપણું તથા બીજાનું હિત છે, જે માનવતા છે

નિર્મળતા પ્રાપ્ત કરવાને માટે સેવા અનિવાર્ય છે. સેવા તેનીજ થઈ શકે કે જેણે આપેલી કોઈ વસ્તુ આપણી પાસે હોય. આપણી પાસે જે કાંઈ છે તે સંસાર પાસેથી મળેલું છે એ વાત સર્વને માન્ય છે. એટલે સુધી એ વાત માન્ય છે કે જે શરીરને તથા યોગ્યતાને આપણે આપણાં કહીએ છીએ તે પણ સંસારદ્વારા મળેલાં છે. જે વસ્તુ સંસારદ્વારા મળે છે તેને સંસારની સેવામાંજ લગાવી દેવી જોઈએ. એમ કરવાથી સંસાર ઉપર કોઈ ઉપકાર થતો નથી અને આપણામાં તેમ કરવાનું કાંઈ અભિમાન પણ થવું જોઈએ નહિ. તોજ સેવા બની શકે. સેવાનું ફળ ભોગ નથી, પરંતુ



નિર્મળતા છે. નિર્મળતા આવી જવાથી સ્નેહની ઉત્પત્તિ સ્વાભાવિક છે. કારણ કે કોઈપણ એક સાધનની પૂર્ણતા, બીજાં સાધનની ઉત્પત્તિનું કારણ થાય છે. અને સ્નેહની પૂર્ણતા ભેદનો નાશ કરે છે, અર્થાત્ એકતામાં વિલીન થાય છે. એ દ્રષ્ટિએ નિર્મળતા પ્રાપ્ત થવાથી સ્નેહ તથા એકતા પણ પ્રાપ્ત થઈ જાય છે, અથવા એમ કહીએ કે નિર્મળતારૂપી ભૂમિમાંજ એકતારૂપી લતા ફેલાય છે અને સ્નેહરૂપી ફળ લાગે છે, જે સ્વભાવથીજ સરસ તથા મધુર છે. એ મધુર ફળને પ્રાપ્ત કરવાનુંજ માનવજીવનનું લક્ષ્ય છે. તેનો સંભવ ત્યારે થાય કે જ્યારે આપણે આપણને નિર્દોષ બનાવીએ, નિર્મળ બનાવીએ અને પ્રેમી બનાવીએ. નિર્મળ બનવાને માટે બીજાના અધિકારની રક્ષા, નિર્દોષ બનવા માટે પોતાના અધિકારનો ત્યાગ અને પ્રેમી બનવાને માટે પોતે પોતાપણું છોડી દેવું તે અનિવાર્ય છે. એમ થવાથી માનવ માત્રમાં બીજરૂપે જે માનવતા રહેલ છે તે વિકસિત થઈ શકે છે. તેથી તે વિકસિત કરવાને માટે હમેશાં પ્રયત્નશીલ રહેવું જોઈએ ૐ આનંદ.

દિનાંક ૨૫ ઓગષ્ટ, ૧૯૫૪

# ૧૫

# સેવા એ સુખનો સદુપયોગ છે

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

સુખભોગની આસક્તિમાં બંધાએલો પ્રાણી એવું કરવા માંડે છે કે જે તેણે કરવું જોઇએ નહિ, કારણ કે સુખની લાલચ આત્મજ્ઞાનનો ઉદય થવા દેતી નથી. અકર્તવ્યનો જન્મ સુખભોગના એક માત્ર દાસત્વથી થાય છે. એટલુંજ નહિ, સુખભોગની સિદ્ધિ પણ ત્યારેજ થાય છે કે જ્યારે આપણે પ્રમાદ વગેરે કોઇને કોઈ દોષોને પેસવા દઇએ છીએ.

એ વાત સર્વને માન્ય હશે કે કામનાની ઉત્પત્તિમાં દુઃખ અને તેની પૂર્તિમાં સુખ દેખાય છે. ત્યારે એ વિચાર કરવાનો રહે છે કે કામનાની ઉત્પત્તિનું કારણ શું છે? તો, એમ કહેવું જોઇએ કે જ્યારે આપણે આપણને દેહ માની લઇએ છીએ, અર્થાત્ શરીર એજ હું છું એમ માનીએ છીએ તે કારણ છે. અર્થાત્ બીજા શબ્દોમાં એમ કહેવાય કે જ્યારે શરીરની સાથેના અભેદ ભાવથી શરીર સાથે એકતા માની



લઈએ છીએ ત્યારે કામનાઓની ઉત્પત્તિ થાય છે. પોતાને દેહ માની લેવો એ પ્રમાદ નથી તો શું છે? તેથી એ સ્પષ્ટ થાય છે કે પ્રમાદને વશ થવાથીજ સુખભોગની સિદ્ધિ થાય છે. એવો નિયમ છે કે કામના પૂર્તિનું સુખ રાગ ઉત્પન્ન કરે છે, જેથી ફરી કામના ઉત્પન્ન થાય છે અને પ્રમાદ પણ દ્રઢ થઈ જાય છે, અને આ પ્રકારે કામનાની ઉત્પત્તિ અને પૂર્તિનું ચક્ર ચાલતુંજ રહે છે. અર્થાત્ દુઃખ, સુખમાં અને સુખ, દુઃખમાં પલટાતુંજ રહે છે. એટલુંજ નહિ, કામનાપૂર્તિના સમયે પણ જ્યાં સુધી પ્રાણી ઉત્કટતા તરફથી પોતાને વિમુખ કરી લેતો નથી ત્યાં સુધી સુખ પણ દેખાતું નથી. ખરી રીતે સુખની કાંઈ સ્વતંત્ર સત્તા નથી, માત્ર તે ભાસે છે. જો સુખનું સ્વતંત્ર અસ્તિત્વ હોય તો ભોગને અંતે કોઈ પ્રકારનો અભાવ પેદા ન થાત અને શક્તિહીનતા, જડતા અને પરાધીનતા વગેરેને વશ ન થાત. સાચું તો એ છે કે સુખની લાલચમાંજ આપણે અનેકવાર દુઃખમાં પડવું પડે છે. જો વિવેકપૂર્વક આપણે આપણને પોતાને દેહથી ભિન્ન એવા જીવનમાં સ્થાપિત કરી દઈએ તો ઘણીજ સુગમતાપૂર્વક સુખના દાસત્વ અથવા દુઃખના ભયથી મુક્ત થઇ શકીએ.

હવે જો કોઇ એમ કહે કે સુખનું અસ્તિત્વ ન હોય તો આપણને શરીરાદિ વસ્તુઓની પ્રાપ્તિથી સુખ કેમ થાય છે? તો એમ કહેવું જોઇએ કે શરીરાદિ વસ્તુઓ સંસારરૂપી સાગરનાં મોજાં માત્ર છે. જ્યારે આપણે સમસ્ત સંસારને

*પોતાનો માનીને માત્ર તેના એકાદ અંશને સ્વીકારીએ, [illegible] તે અંશમાત્રના અભિમાનના સ્વીકારથી સુખનો ભોગ કરીએ* છીએ. સમસ્ત સંસારની અમુકજ વસ્તુઓને સ્વીકારવી એ શું અપ્રમાણિકતા નથી? એથી તો એમ સિદ્ધ થયું કે આપણે અપ્રમાણિક થઇને સુખ ભોગવીએ છીએ. હવે જો કોઇ એમ કહે કે આપણે સમસ્ત સંસારને આપણો માની લઇએ તો શું સુખ નહિ થાય? તો એમ કહેવું જોઇએ કે કદાપિ નહિ. કારણ કે સમસ્ત સંસાર તો અનેક પ્રકારના અભાવો, કલેશો અને વિપત્તિઓથી નિરંતર પીડિત છે, તો પછી તેને પોતાનો માનીને સુખી કોણ થઇ શકે? કોઇજ નહિ. સંસારને પોતાનો માનીને તો સંસારથી મળેલી વસ્તુઓની પોતાથી વધારે દુઃખીઓને ભેટ કરી શકાય, તેથી સુખ ભોગવી શકાય નહિ. એનું નામ પ્રમાણિકતા કહેવાય.

આપણે આપણા અસ્તિત્વનો નાશ કરીને શરીરાદિ વસ્તુઓદ્વારા સુખ ભોગવીએ છીએ. અર્થાત્ જ્યાં સુધી આપણે વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેથી આપણું મૂલ્ય ઘટાડીએ નહિ ત્યાં સુધી તે આપણને સુખદ જણાતી નથી. એથી એમ સ્પષ્ટ થઇ જાય છે કે આપણે આપણો વિનાશ કરીનેજ સુખના દાસત્વમાં બંધાઇએ છીએ. વિનાશનો અર્થ એ છે કે ચિન્મય નિત્ય જીવનથી વિમુખ થવું અને જડતામાં બંધાઇ જવું.

જ્યાં સુધી આપણે આપણને પરાધીન બનાવતા નથી



[illegible] સુધી સુખ ભોગની સિદ્ધિ થતી નથી. જો કે પરાધીનતાને કોઇ ચાહતું નથી, પરંતુ સુખની લાલચથી આપણે આપણી નિત્ય સ્વાધીનતાથી વિમુખ બની ગયા છીએ. સુખની પ્રતીતિ કોઇને કોઇ સંજોગથી થાય છે. પ્રત્યેક સંયોગ સ્વભાવથીજ વિયોગમાં વિલીન થાય છે. એથી એ સ્પષ્ટ થાય છે કે સંયોગનું દાસત્વજ આપણને પરાધીન બનાવે છે અને વિયોગના ભયમાં બાંધી દે છે; એટલુંજ નહિ, નિત્યયોગથી વિમુખ કરી દે છે, જે નિત્યયોગ ખરી રીતે જીવન છે.

શું આપણે હૃદયહીન થયા સિવાય સુખનો ભોગ કરી શકીએ છીએ? કદાપિ નહિ. સુખભોગની પ્રવૃત્તિ ત્યારેજ થઇ શકે કે જ્યારે આપણે દુઃખીઓ તરફથી મોઢું ફેરવી લઇએ છીએ. દુઃખીઓને પોતાના માન્યા સિવાય શું હૃદયમાં કરૂણાનો ઉદય થઇ શકે છે? કરૂણા સિવાય આસકિત મટી શકે છે? અનાસકિત વિના શું કોઇ ઉદાર થઇ શકે છે? ઉદારતા વિના શું કોઇ મહાન થઇ શકે છે? મહાનતા સિવાય શું કોઇ અમરત્વ પ્રાપ્ત કરી શકે છે? કદાપિ નહિ. તેથી એ સ્પષ્ટ થઇ જાય છે કે કોઇ હૃદયવાળો મનુષ્ય સુખનો ભોગ કરી શકે નહિ. હા, એટલું અવશ્ય છે કે સુખનો સદ્ઉપયોગ કરી શકે છે.

સુખનો સદ્ઉપયોગ એ સેવા છે. કારણ કે સેવા વિના સુખભોગની આસકિત મટી જતી નથી. પણ સેવા તેજ કરી શકે છે કે જેનું હૃદય પારકાં દુઃખથી ભરાઇ જાય છે.

સેવાનો અર્થ કોઈનું દુઃખ મટાડવું એવો નથી, પરંતુ પોતાનું સુખ વહેંચી દેવું એ છે. સુખ ખર્ચી નાંખવાથી રાગની નિવૃત્તિ થઈ જાય છે અને હૃદય ત્યાગ તથા પ્રેમથી ભરાઈ જાય છે. ત્યાગથી શાશ્વત્ શાંતિ અને પ્રેમથી અગાધ અનંત રસ સ્વતઃ પ્રાપ્ત થાય છે. જે માનવનું લક્ષ્ય છે. તેથી એ સ્પષ્ટ થાય છે કે સુખ ભોગવવાથી તો અનેક દોષ ઉત્પન્ન થાય છે અને સેવાદ્વારા સુખનો સદુપયોગ કરવાથી મનુષ્યનું કલ્યાણ તથા સુંદર સમાજનું નિર્માણ થાય છે; તેજ ખરૂં માનવજીવન છે.

સુખનો સદુપયોગ કરવામાં તેજ સમર્થ થાય છે કે જે એવાં દુઃખને સ્વીકારી લે છે કે જેથી પારકાંનું હિત તથા પ્રસન્નતા થઈ શકે અને જે એવાં સુખનો ત્યાગ કરી દે છે કે જે સુખનો જન્મ કોઈના અહિતથી થતો હોય. તેથી આપણે સાવધાનીપૂર્વક એવાં સુખનો ત્યાગ કરવાને માટે સર્વદા તૈયાર રહેવું જોઈએ કે જે સુખ મેળવતાં કોઈનો નાશ થતો હોય, અને એવાં દુઃખને સહર્ષ સ્વીકારી લેવું જોઈએ કે જેથી બીજાનો વિકાસ થઈ શકે.

હવે વિચાર એ કરવાનો છેકે, જે સામર્થ્યથી આપણે પારકાનું અહિત થાય તેવાં સુખને ન સ્વીકારીએ બલ્કે તેવાં દુઃખને અપનાવી લઈએ કે જેથી બીજાનું હિત થઈ શકે, એવું સામર્થ્ય ક્યારે આવશે ? તો કહેવું જોઈએ કે જેની પ્રત્યેક ચેષ્ટા જ્ઞાનપૂર્વક થતી હોય તેવા સાધકોમાંજ એવું સામર્થ્ય



આવે છે જ્ઞાનપૂર્વક કરેલી પ્રવૃત્તિ અહિતમાંથી આપણને હિત તરફ લઈ જાય છે. પ્રકૃતિની રચનાનો જો આપણે યથાર્થ અભ્યાસ કરીએ તો સ્પષ્ટ થઈ જશે કે કર્મેન્દ્રિયોનું વાસ્તવિક કામ જ્ઞાનેન્દ્રિયોના પ્રકાશથીજ થાય છે. જ્ઞાનેન્દ્રિયો સંકલ્પ પ્રમાણે કામ કરે છે. સંકલ્પમાં શુદ્ધતા વિવેકવાળી બુદ્ધિથી આવે છે. અને બુદ્ધિનું જ્ઞાન એ અનંત નિત્યજ્ઞાનના પ્રકાશથી થાય છે, એટલા માટે આપણું દરેક કામ જ્ઞાનના પ્રકાશથીજ થવું જોઈએ.

આત્મજ્ઞાનના આદરથી પ્રમાદ રહેતોજ નથી. પ્રમાદ મટવાથી આપણને કર્તવ્યનું યથાર્થ જ્ઞાન થાય છે, અને પછી ઘણીજ સુગમતાપૂર્વક વર્તમાન પરિસ્થિતિનો સદુપયોગ થઈ શકે છે. વર્તમાન સુધારવાથી ખરાબ સંકલ્પો મટી જાય છે અને સારા સંકલ્પો પોતાની મેળે પૂર્ણ થાય છે, તથા નિર્વિકલ્પતા આવેછે. જેમજેમ નિર્વિકલ્પતા પ્રબળ અને સ્થાયી થતી જાયછે તેમ તેમ આવશ્યક શક્તિનો વિકાસ અને ઉત્તરોત્તર પવિત્રતા આપોઆપ આવતી જાય છે. પૂર્ણ પવિત્રતા આવી ગયા પછી પ્રાપ્ત શકિતનો સદુપયોગ થવા લાગે છે, અને આપણી સર્વ નબળાઈઓ આપોઆપ મટવા લાગે છે. અર્થાત્ આપણે આપણી મેળે બનાવેલા બધા દોષો મટી જાય છે. નિર્દોષતા આવવાથી ગુણોનું અભિમાન ગળી જાય છે અને પછી સીમિત અહંભાવ બાકી રહેતો નથી. તે મટવાથી દિવ્ય ચિન્મય ...થી અભેદ પામી જવાય છે. તેથી એ સ્પષ્ટ થાય છે કે

*વર્તમાનને સુધારવામાંજ આપણું હિત રહેલું છે.*

પવિત્રતા આવી ગયા પછી બુરાઈની તો વાતજ શી? પરંતુ આપણા પ્રતિ થવાવાળી બુરાઈને બદલે ભલાઈ કરવાની પ્રવૃત્તિઓ થવા લાગે છે. એટલુંજ નહિ પણ આપણા પ્રત્યે જે બુરાઈ થઈ હોય તેને મનુષ્ય પોતાનો દોષ માને છે, પારકાંનો નહિ. વળી પોતે જે ભલાઈ કરે છે તેના ગુણનું અભિમાન ન કરતાં, તેવી ભલાઈ મેળવવાનો પારકાંનો અધિકાર છે એમ માને છે. અથવા એમજ કહોને કે અપવિત્રતા મટી જવાથી, બુરાઈ ઉત્પન્ન થતી નથી અને ભલાઈ આપોઆપ થવા લાગે છે. અને પછી સમસ્ત વિશ્વ એક જીવનથી કશું જુદું માલુમ પડતું નથી. સેવા, ત્યાગ અને પ્રેમ જીવનજ બની જાય છે, બનાવવું પડતું નથી, કારણ કે પવિત્રતા અનંતનો સ્વભાવ છે, કર્મ નહિ. એથી પવિત્રતા પ્રાપ્ત કરવાને માટે સુખના દાસત્વનો ત્યાગ કરીને વર્તમાનનો સદુપયોગ કરવાનું અનિવાર્ય થઈ જાય છે, જે વાસ્તવિક રીતે માનવ જીવન છે. ૐ



દિનાંક ૨૬ ઓગષ્ટ, ૧૯૫૬

# ૧૬

# કર્મ, વિવેક અને વિશ્વાસ

**મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,**

આપણો જે માનેલો અહંભાવ છે તે એક પ્રકારની ભૂખ અને તે ભૂખ ત્રણ ભાગોમાં વહેંચાય છે. કાંતો આપણે કોઈ અધિકારની રક્ષા માટે ભૂખ્યા હોઈએ, અથવા રસ મેળવવા માટે કે કોઈ સંદેહની નિવૃત્તિને માટે ભૂખ્યા હોઈએ. એ ત્રણે પ્રકારની ભૂખ મટાડવા માટે પ્રકૃતિના નિયમથી ક્રિયાશક્તિ, ભાવશક્તિ અને વિવેકશક્તિ મળેલાં છે.

મળેલી શક્તિના સદુપયોગનું નામજ સાધન છે. સાધન તે કહેવાય કે જે કરવાથી સાધક સમર્થ બને અને કરી લીધા પછી તેની ભૂખ મટી જાય, અર્થાત્ એ તૃપ્ત કે સંતુષ્ટ થઈ જાય. ક્રિયાશક્તિનો સદુપયોગ, શ્રમ, સંયમ અને સદાચારપૂર્વક બીજાના અધિકારની રક્ષા કરવી એ છે; ભાવશકિતનો સદુપયોગ હૃદયમાં પ્રેમ તથા સેવાભાવથી

પરિપૂર્ણ બનાવવામાં છે. અને વિવેકશકિતનો સદુપયોગ અવિવેકની નિવૃત્તિ તથા નિરાભિમાનતામાં છે. ક્રિયાશકિતનો ઉપયોગ તથા સંબંધ શરીર સાથે છે, અને ભાવશકિતનો ઉપયોગ તથા સંબંધ હૃદય સાથે છે. અને વિશ્વાસ તથા તેની પુષ્ટિ તેથી થાય છે. વિવેક અલૌકિક તત્વ છે જેનો ઉપયોગ બુદ્ધિથી થાય છે.

ક્રિયાશક્તિનો વિકાસ કરવાને માટે સાધકે શ્રમની સાધના કરવી આવશ્યક છે. કારણ કે શ્રમથીજ સંયમનો જન્મ થાય છે અને પુષ્ટિ થાય છે. આળસથી ક્રિયાશકિતનો વિકાસ પણ થતો નથી, તેમ જીવનમાં સંયમ પણ આવતો નથી. બીજાઓ ઉપર હુકમ કરવાથી આળસ્યનો રોગ થાય છે અથવા એમ કહો કે જડતા આવી જવાથી થાય છે. અથવા નાણાને વધારે મહત્વ આપવાથી અગર તેનો સંગ્રહ કરવાથી થાય છે. આળસથી વિલાસ અને વિલાસથી દુરાચારમાં પ્રવૃત્તિ થાય છે. તેથી ઉલટું શ્રમથી સંયમ અને સંયમથી સદાચાર પ્રાપ્ત થાય છે સદાચાર યુકત જીવનની સમાજને હમેશાં જરૂર રહે છે એવો નિયમ છે કે જેને જેની જરૂર હોય તે તેનું સન્માન કરે છે અને તેની જરૂરીયાતને પોતાની જરૂરીયાત માની લે છે. તેથી એ સ્પષ્ટ થાય છે કે સદાચારયુકત જીવન થવાથી વ્યકિતને સમાજમાં યોગ્ય સ્થાન મળે છે. અને વિના માગે તેના અધિકારની રક્ષા થાય છે. કારણ કે અધિકાર કર્તવ્યનો દાસ છે. સદાચારની પરીક્ષા એજ છે કે જેનો જન્મ કોઇના



દુઃખ કે અહિતથી થાય તેવાં સુખને તે સ્વીકારે નહિ. બલ્કે એવું દુઃખ સહર્ષ ભોગવી લે કે જેનો જન્મ બીજાના હિત તથા પ્રસન્નતાથી થાય એવો પ્રાકૃતિક નિયમ છે કે કોઇના દુઃખ અથવા ક્ષયથી જે સુખ તથા વિકાસનો જન્મ થાય તે સુખ કાળાંતરે ઘોર દુઃખ બની જાયછે, અને પડતી તથા નાશનું કારણ બની જાય છે, વળી બીજાનાં હિત તથા પ્રસન્નતા સાધવામાં જે દુઃખ રહેલું છે તે કાળાંતરે ચિન્મય આનંદથી અભેદરૂપ પામે છે. એ કારણે બીજાનું અહિત થાય એવું સુખ સદાચારી માણસ સ્વીકારતો નથી અને જેથી બીજાનું હિત થાય તેવું દુઃખ ભોગવી છુટે છે.

એ સહુ કોઇ જાણે છે કે કોઇ મનુષ્ય શ્રદ્ધા રહિત હોતો નથી. કોઇનો વિશ્વાસ પોતાપર, કોઇનો દેહાદિ ભૌતિક વસ્તુઓ પર અને કોઇનો પોતાના પ્રેમાસ્પદ પર હોય છે. એવો નિયમ છે કે જેનો જેના પર વિશ્વાસ હોય છે તેનો તેની સાથે સંબંધ થઈ જાય છે અને જેનો સંબંધ થઈ જાય છે તેની પ્રિયતા આપોઆપ જણાય છે. જેનો પોતાપર વિશ્વાસ હોય છે તેને આત્મરતિ, જેનો વિશ્વાસ દેહાદિ ભૌતિક વસ્તુઓ પર હોય છે તેને આસકિત, તથા જેનો વિશ્વાસ પોતાના પ્રેમાસ્પદ પર હોય છે તેને પ્રીતિ હમેશાં રહે છે. આત્મરતિથી સ્વાધીનતા, આસકિતથી પરાધીનતા અને પ્રીતિથી નિત્ય નવ રસ સ્વતઃ પ્રાપ્ત થાય છે. સાધન દ્રષ્ટિથી આત્મ વિશ્વાસ, ભગવદ્વિશ્વાસ તથા કર્તવ્યવિશ્વાસ એજ સાર્થક જણાય છે. આત્મવિશ્વાસથી

અધ્યાત્મવાદી, ભગવદ્વિશ્વાસથી આસ્તિકવાદી અને કર્તવ્યથી ભૌતિકવાદી સંતુષ્ટ થાય છે. ભેદ માત્ર એટલોજ છે કે કર્તવ્ય વિશ્વાસ ભૌતિક વાદીનું તો સાધ્ય છે પણ આસ્તિકવાદી તથા અધ્યાત્મવાદીનું તો સાધન છે. આ ત્રણે વાદોનો સમૂહ માનવ જીવન છે.

વિવેક શક્તિનો સદુપયોગ કરવાથી અવિવેક મટી જાય છે. અવિવેક મટતાંજ અચાહપદ પ્રાપ્ત થાય છે. અચાહપદ પ્રાપ્ત થતાંજ નિરાભિમાનતા આવી જાય છે. નિરાભિમાનતા આવવાથી અનંત નિત્ય ચિન્મય જીવનની સાથે અભેદ પામી જવાય છે. અને પછી સર્વાત્મભાવ ભગવદ્ પ્રેમ તથા વિશ્વ પ્રેમ આપોઆપ સિદ્ધ થાય છે, અને કોઇ પ્રકારની ભૂખ રહેતી નથી.

ભૌતિકવાદી પહેલાં પરિસ્થતિનો સદુપયોગ કરે છે. એવો નિયમ છે કે પરિસ્થિતિનો સદુપયોગ કરવાથી વિવેક જાગૃત થાય છે, અને પછી ભાવશક્તિ આપોઆપ સિદ્ધ થાય છે અથવા પ્રેમથી જીવન પરિપૂર્ણ થઈ જાય છે. અધ્યાત્મવાદી પ્રથમ આત્મજ્ઞાન મેળવે છે તેથી મોહ રહિત થાય છે અને પછી પરિસ્થિતિનો સદુપયોગ અને પ્રેમની પ્રાપ્તિ આપોઆપ થઈ જાય છે. આસ્તિકવાદી પ્રથમ બહુવિધ સંબંધ અને બહુવિધ વિશ્વાસનો ત્યાગ કરીને પોતાના પ્રભુથી નિત્ય સંબંધ બાંધી લે છે અને પછી તે સંબંધે પરિસ્થિતિનો સદુયોગ કરી નિર્મોહતા તથા પરમ પ્રેમ પ્રાપ્ત કરી લે છે.



સાધનયુક્ત જીવન, અર્થાત્ માનવજીવનમાં ત્રણે વાદો કોઇને કોઈ અંશમાં રહેલા હોય છે. કારણ કે કર્તવ્ય પરાયણતા, જીજ્ઞાસા તથા પ્રેમ સર્વને જોઇએ છીએ. એટલુંજ નહિ પણ કર્તવ્યપરાયણતાને માટે આવશ્યક વિષયનું જ્ઞાન અને ભાવશુદ્ધિની જરૂરત પડે છે. તે પ્રમાણે ભાવશુદ્ધિને માટે જ્ઞાન અને કર્તવ્યપરાયણતાની જરૂર રહે છે. કારણ કે કર્તવ્યપરાયણતા સિવાય ભાવમાં દ્રઢતા આવતી નથી. ઉદાહરણ તરીકે કોઈ સત્યવાદી થવાનો ભાવ રાખતા હોય તો તેને માટે સત્ય બોલવું એજ અનિવાર્ય થઈ જાય છે અને સત્યનું જ્ઞાન પણ તેને થઈ જાય છે; વિવેકીને પણ ભાવ તથા કર્તવ્યપરાયણતાની જરૂર છે, કારણ કે કર્તવ્યપરાયણતા સિવાય રાગની નિવૃત્તિ થતી નથી અને ભાવ વિના નિષ્ઠા થતી નથી. અંતર માત્ર એટલો હોય છે કે કોઈ સાધકોમાં આ ત્રણેમાંથી કોઈ એકની પ્રધાનતાથી સાધનનો આરંભ થાય છે. પરંતુ સાધનપરાયણતા થઈ જવા પછી એ ત્રણેનો સમાવેશ થઈ જાય છે, કારણ કે સમસ્ત જીવન એકજ છે, અનેક નહિ.

સમસ્ત જીવન સાધન બનાવવા માટે એ અનિવાર્ય બને છે કે જાગૃતિથી માંડીને સુષુપ્તિ સુધી, જન્મથી મૃત્યુ-પર્યંત દરેક કાર્ય સુખ બુદ્ધિ અને ભોગ બુદ્ધિને ત્યાગીને હિતબુદ્ધિ અને સાધન બુદ્ધિથી કરવાં જોઇએ. પણ એવું ત્યારેજ સંભવશે કે જ્યારે પ્રત્યેક કાર્ય, કાર્યકુશળતા અર્થાત્ તે કાર્ય કરવાના યોગ્ય વિધિ તથા ભાવની પવિત્રતા અને

લક્ષ્યની અચૂકદ્રષ્ટિ રાખીને કરવામાં આવે. એક કાર્ય કરતી વખતે બીજા કાર્યનું ચિંતન ન કરવાથી પ્રાપ્ત કાર્યમાં પૂરી શક્તિ કામ લાગી શકે છે. એવો નિયમ છે કે જે કાર્યમાં જેટલી એકાગ્રતાથી મન ચોટે તે કાર્યને અંતે તેની મેળે તે પૂરૂં થઈ જાય છે, અને ત્યાં સુધી બીજાં કાર્યનો આરંભ થતો નથી. તે દરમ્યાનની અવસ્થામાં યોગીને યોગ, પ્રેમીને પ્રેમ, અને વિચારકને વિચારનો લાભ થાય છે. કાર્યની શરૂઆતમાં અને અંતે જે સ્થિતિ હોય છે. તે સાધકની ખરી સ્થિતિ છે. એક કાર્ય પૂરૂં થયા પછી જ્યાં સુધી બીજું કાર્ય શરૂ ન થાય તે પહેલાંની જે સ્થિતિ હોય એ સ્થિતિમાં કોઈ પ્રકારનું વ્યર્થ ચિંતન થવું જોઈએ નહિ. કારણ કે વ્યર્થ ચિંતનનું સાધન-યુક્ત જીવનમાં કોઈ સ્થાન નથી. નિર્મોહતાપૂર્વક પવિત્ર ભાવથી વર્તમાનનો સદુપયોગ કરવો અનિવાર્ય છે. વર્તમાનનો સદુપયોગ કરવાથી સંજોગો સાથેના સંબંધનો વિચ્છેદ થઈ જાય છે, અને પછી સાધક પોતાના લક્ષ્ય પ્રતિ ગતિશીલ થાય છે, જે તેનું લક્ષ્ય છે. લક્ષ્યમાં દેશકાળનો અંતરાય આવતો નથી. કેવળ વ્યર્થ ચિંતનનું આવરણ સાધકને લક્ષ્યથી અભેદ પામવા દેતું નથી. જો વ્યર્થ ચિંતનનો નાશ કરી દેવામાં આવે તો પ્રત્યેક સાધક સુગમતાપૂર્વક લક્ષ્યથી અભેદ પામીશકે છે.

જેનો વિયોગ થાય તે લક્ષ્ય થઈ શકે નહિ, અને જેની



પ્રાપ્તિ થઈ શકે નહિ તે પણ લક્ષ્ય થઈ શકે નહિ. એ દ્રષ્ટિએ કોઈ પરિસ્થિતિ લક્ષ્ય તરીકે થઈ શકે નહિ; પણ દરેક પરિસ્થિતિ લક્ષ્ય પ્રાપ્તિનું સાધન થઈ શકે. જ્યારે દરેક પરિસ્થિતિનો સદુપયોગ લક્ષ્યને ધ્યાનમાં રાખીને બરાબર રીતે પ્રમાણિકતાથી તથા પરિશ્રમપૂર્વક કરવામાં આવે ત્યારે તે બની શકે. એવું કરવાથી સમસ્ત જીવન સાધન બની જશે.

જ્યારે સાધક પોતાની માન્યતાઓને પોતાનું સ્વરૂપ માની લે છે ત્યારે જીજ્ઞાસા દબાઈ જાય છે અને માન્યતાજ સત્ય પ્રતીત થવા લાગે છે. જ્યારે સાધક વ્યકિત અને વસ્તુઓમાં વિશ્વાસ મૂકે છે ત્યારે મોહ અને લોભમાં બંધાઈ જાય છે. જ્યારે સાધક કર્તવ્યપરાયણતાને સુખભોગની સાધના માની લે છે ત્યારે રાગદ્વેષમાં ફસાઈ જાય છે. માનેલી વાતમાં સત્યતા ગણવાથી અવિવેક દ્રઢ થઈ જાય છે અને તેથી દેહ વગેરેમાં અહંબુદ્ધિ સ્થાપિત થઈ જાય છે. પોતાને દેહ માનવાથી અનેક વસ્તુઓ અને વ્યકિતઓની સાથે સંબંધ જોડાય છે, એથી મમતા દ્રઢ થઈ જાય છ અને પછી સ્વાર્થયુકત પ્રવૃત્તિઓ થવા લાગે છે. તે ખરી રીતે લક્ષ્યને પહોંચવામાં સાધનભૂત નથી. જો વિવેકથી અવિવેકનો નાશ કરી દેવામાં આવે તો સાધક ત્રણે શરીરોથી પર એવા આત્મસ્વરૂપમાં સ્થિત થઈ જાય અથવા કહો કે મૃત્યુથી પર થઇને અમરજીવન પ્રાપ્ત કરી લે છે.

વ્યકિત અને વસ્તુ વિશ્વાસ કરવા લાયક ચીજ નથી.

વસ્તુઓનો સદુપયોગ કરવો અને વ્યકિતઓની સેવા કરવાની છે. તે ત્યારેજ સંભવિત છે કે જ્યારે સાધક કાંતો સર્વને પોતાનું સ્વરૂપ જાણે અથવા સર્વમાં પ્રભુને દેખે અથવા આખું વિશ્વ એક છે એવો અનુભવ કરે.

નિર્મોહતા, પ્રેમ તથા કર્તવ્યપરાયણતા સ્વીકારવાથી સમસ્ત જીવન સાધનરૂપ બની જાય છે. તેથી અહંભાવ જે મર્યાદા બાંધી દે છે તેનો સદાને માટે નાશ થાય છે. અને પછી શરીર વિશ્વના કામમાં આવશે, હૃદયમાં પ્રીતિની ગંગા વહેશે અને નિરાભિમાનતાપૂર્વક અનંત નિત્ય ચિન્મય જીવનથી અભેદ થઈ જશે, જે માનવનું લક્ષ્ય છે.

જો કે બીજરૂપથી તત્ત્વજીજ્ઞાસા તથા પ્રેમની લાલસા માનવમાત્રમાં રહેલી છે પરંતુ તત્ત્વજીજ્ઞાસાની જાગૃતિ જે સાધકોએ પોતાના કર્તવ્યથી સમાજના અધિકારોની રક્ષા કરી હોય અને તેના બદલા તરીકે સુખભોગ ભોગવ્યો ન હોય તેને થાય. અથવા જેના જીવનમાં ઘણું દુઃખ હોય અને દુઃખથી ભયભીત થઈ ને હારી ગયા ન હોય તેવા સાધકની તત્ત્વજીજ્ઞાસા જાગૃત થાય છે. કારણકે એ બન્ને કોટિના સાધકોને મોહજનિત સબંધ શિથિલ થઈ જાય છે અને સુખભોગમાં પ્રવૃત્તિ થતી નથી. તત્ત્વજીજ્ઞાસા જાગૃત થવાથી જ્યારે સાધક કોઈ પ્રકારે ચેનથી રહી શકતો નથી, અર્થાત્ જ્યારે તેને પોતાની વર્તમાન સ્થિતિ સમસ્યારૂપ થઈ જાય છે ત્યારે જીજ્ઞાસાની આપોઆપ તૃપ્તિ થાય છે. ઉદાહરણ તરીકે



જીજ્ઞાસુને તરસ લાગી હોય તોપણ તે પાણી પીધા પહેલાં જીજ્ઞાસા પૂર્તિને માટે અધીરો બની ગયો હોય. વર્તમાન સ્થિતિની સમસ્યા તેને કહે છે કે જે સર્વ પ્રવૃત્તિઓનો નાશ કરીને જીવનને અપ્રયત્ન બનાવી દે છે. બસ, એજ વખતે જીજ્ઞાસાનીપૂર્તિ આપોઆપ થઈ જાય છે અને પછી જીવનમાં એક અપૂર્વ પરિવર્તન સ્વતઃ આવી જાય છે. કોઈ પ્રકારની કામના કે ચિંતન બાકી રહેતાં નથી. સમસ્ત જીવન જ્ઞાન અને પ્રેમની મૂર્તિ બની જાય છે.

અપ્રયત્ન જીવનનો અર્થ કોઇએ આળસ કે જડતા સમજી લેવાનો નથી. આળસ વ્યર્થ ચિંતા પેદા કરે છે. જડતા ચેતનાશૂન્ય કરી દે છે, પરંતુ અપ્રયત્ન જીવન તો સ્વાભાવિક નિવૃત્તિ તથા ચેતનાયુક્ત હોય છે અને તે સાધકને સત્યના દરવાજા સુધી પહોંચાડી દે છે. અથવા એમ પણ કહેવાય કે સત્યના દરવાજા સુધી પહોંચવાથી અપ્રયત્ન જીવન સાર્થક થાય છે. અને પછી સત્ય પોતેજ સાધક ઉપર ન્યોછાવર થઈ જાય છે. અસત્યથી વિમુખતા સાધકને સત્યના દરવાજા સુધી પહોંચાડવા સમર્થ છે. એજ સાધકનો અંતિમ પુરૂષાર્થ છે.

જો કે સાધનયુક્ત જીવનમાં કામના અગર ચિંતનનું કોઈ સ્થાન નથી, પરંતુ વ્યર્થ ચિંતન અટકાવવા માટે તત્ત્વચિંતન તથા ભગવદ્ચિંતનની ચર્ચા કરવામાં આવે છે. કામના અને ચિંતનનો જન્મ અવિવેકથી થાય છે. અથવા કહો કે કર્તવ્ય-

પરાયણ ન રહેવાથી સંભવે છે. વિવેકયુકત થવાથી સર્વ પ્રકારે લોભ તથા ચિંતન મટી જાય છે. અને સાધકને સ્વતઃ તત્ત્વસાક્ષાત્કાર થઈ જાય છે. કારણ કે સત્ય દેશકાળથી બાધિત નથી. મોહજનિત સંબંધ તથા મમતાના ત્યાગથી વિષય ચિંતન મટી જઈને ભગવત્ ચિતન સ્વાભાવિક ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી સાધકને ચિંતન કરવું પડે છે ત્યાં સુધી સાધકે સમજવું જોઈએ કે પોતાને પ્રેમાસ્પદ સાથે સરળ વિશ્વાસ-પૂર્વકના નિત્ય સંબંધની પ્રાપ્તિ થઈ નથી.

ચિંતન તથા પ્રીતિમાં ભેદ એ છે કે ચિંતન તો જ્યાં સુધી સાધક અચિંતપણાંને ન પામે ત્યાં સુધી રહે છે. જ્યાં સુધી સાધક પોતાના લક્ષ્યથી કોઈપણ પ્રકારે દૂર હોવાનો અનુભવ કરે ત્યાં સુધી સાર્થક ચિંતન થયા કરે છે. જેમ જેમ દૂર હોવાનું મટતું જાય છે તેમ તેમ ચિતનને બદલે અચિતનપણું થતું જાય છે. પૂર્ણ અચિતનપણું થતાંજ પ્રીતિનો ઉદય થાય છે અને તે સ્વતઃ ઉત્તરોત્તર વધતી જાય છે. તેમ થવાને માટે કાંઈ શ્રમની જરૂર રહેતી નથી.

પ્રીતિનો ઉદય થવાથી સમસ્ત જીવન પ્રીતિથી પરિપૂર્ણ થઈ જાય છે અને પછી ગમે તે પ્રકારનો અવસ્થા ભેદ થવા છતાં રસમાં ભેદ પડતો નથી, અર્થાત્ પ્રવૃત્તિ અને નિવૃત્તિની સમાનતા થઈ જાય છે. એમ થવાથી સમસ્ત જીવન સાધન બની જાય છે.



સમસ્ત જીવન સાધન બનાવવાને માટે પ્રત્યુપકારની આશા સિવાય બીજાના અધિકારની રક્ષા, તત્ત્વજીજ્ઞાસાની તૃપ્તિ તથા પ્રેમની પ્રાપ્તિ કરવાનું પરમ અનિવાર્ય બની જાય છે. એજ માનવનો પરમ પુરૂષાર્થ છે. ૐ આનંદ

દિનાંક ૨૭ ઑગષ્ટ, ૧૯૫૪

# ૧૭

# પરિસ્થિતિઓ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

પોતાની યોગ્યતા તથા રૂચિ પ્રમાણે સાધન નિર્માણ કરવાને માટે એ અનિવાર્ય છે કે સુખ દુઃખના આક્રમણથી પોતાને ઉદ્વિગ્ન અર્થાત્ ક્ષુબ્ધ ન થવા દેવા. કારણ કે ક્ષોભયુક્ત દશામાં કોઇને પોતાના કર્તવ્યનું વિશેષજ્ઞાન થવાનો સંભવ નથી.

હવે એ વિચાર કરવાનો છે કે આપણે સુખ અને દુઃખના આક્રમણોથી ક્ષોભિત શા માટે થઇએ છીએ? તો એમ કહેવું જોઇએ કે અનુકૂળતાની લાલચ અને પ્રતિકૂળતાનો ભય આપણને ક્ષોભિત કરી દે છે,– જો કે સાધનયુક્ત જીવનમાં કોઈ પ્રકારની લાલચ તથા ભય હોવાં ન જોઇએ; કારણ કે લાલચ રહે ત્યાં સુધી કદાપિ સ્વાધીનતાનું દર્શન થઈ શકે નહિ તથા ભય રહે ત્યાં સુધી કદાપિ સ્થિર શાંતિ મળી શકે નહિ. એ વાત સર્વને માન્ય છે કે પરાધીનતા તથા અશાંતિ કોઇને પ્રિય લાગતાં નથી. એ દ્રષ્ટિથી લાલચ તથા



ભયને માનવજીવનમાં કાંઈ સ્થાન નથી. તેમ તેની આવશ્યકતા પણ નથી. કારણ કે લાલચ કરવા માત્રથી કાંઈ અનુકૂળતા મળી જતી નથી અને ભયભીત થવાથી કાંઈ પ્રતિકૂળતા મટી જતી નથી. લાલચથી તો માત્ર વસ્તુ અવસ્થા પરિસ્થિતિ વગેરેની ગુલામી ઉત્પન્ન થાય છે, કાંઈ મળતું નથી. અને ભયભીત થવાથી પ્રાપ્ત શક્તિનો ક્ષય અને અવિવેકની દ્રઢતા થાય છે– જે અવનતિનું કારણ છે.

હવે જો કોઈ એમ કહે કે લાલચ અને ભયનું માનવ જીવનમાં કાંઇ સ્થાન નથી તો તે ઉત્પન્ન કેમ થાય છે? તો કહેવું જોઇએ કે અનુકૂળતા અને પ્રતિકૂળતાનો સદુપયોગ ન કરવાથી લાલચ તથા ભય ઉત્પન્ન થાય છે. ખરી રીતે અનુકૂળતા અને પ્રતિકૂળતા સાધનની સામગ્રી સિવાય બીજું કાંઇ નથી. પરંતુ આપણે પ્રમાદથી તેને જીવન માની લઇએ છીએ. જો તે જીવન હોત તો તે બદલાતાં રહેતાં ન હોત. પરંતુ કોઇપણ વસ્તુ અવસ્થા કે પરિસ્થિતિ એવાં નથી કે જે કાળરૂપ અગ્નિમાં કાયમ બળતાં રહેતાં ન હોય, અર્થાત્ જેનું પરિવર્તન થયા કરતું ન હોય.

પરિસ્થિતિ વગેરેનાં પરિવર્તનનું જ્ઞાન નિત્ય જીવનની જીજ્ઞાસા જાગૃત કરે છે. એ સિવાય પરિસ્થિતિઓનું સાધનયુક્ત જીવનમાં બીજું કાંઈ મહત્વ નથી. જ્યારે દરેક પરિસ્થિતિ સાધનરૂપ છે ત્યારે વર્તમાન પરિસ્થિતિનો ઉત્સાહ તથા પ્રેમપૂર્વક સદુપયોગ ન કરવો અને અપ્રાપ્ત પરિસ્થિતિની ચિંતા

કર્યા કરવી એ કર્તવ્ય વિમુખતા સિવાય બીજું કાંઈ નથી.

પ્રત્યેક પરિસ્થિતિમાં પ્રાકૃતિક ન્યાય છે. તે ન્યાયને પ્રેમપૂર્વક સ્વીકારવો તેમાં માનવનું હિત રહેલું છે. એવો નિયમ છે કે ન્યાયને માથે ચડાવી લેવાથી નિર્દોષતા પ્રાપ્ત થાય છે. ન્યાયને શિક્ષા તથા દુર્ભાગ્ય માની લેવો તે પ્રમાદ છે અને એવી માન્યતાથી કાંઈ હિત પણ થઈ શકતું નથી, બલ્કે પ્રાપ્તશક્તિનો ક્ષયજ થાય છે. ન્યાયને દુર્ભાગ્ય માનવાથી ગ્લાનિ અને શિક્ષા માનવાથી ન્યાયકર્તા ઉપર ક્રોધ પેદા થાય છે. તેવીજ રીતે અનુકૂળ પરિસ્થિતિ વગેરે હોય તો મનુષ્ય પોતાને ભાગ્યશાળી અને પ્રકૃતિની રચનાને સુખ આપનાર માની લે છે,—જો કે પ્રકૃતિની રચનામાં તો પ્રાણીનું વાસ્તવિક હિત રહેલું છે અને એ નજરે પ્રકૃતિના હિસાબે તો સુખદુઃખ બેઉ સમાન છે. પરંતુ સુખભોગની આસકિતને કારણે પ્રાણી પ્રમાદવશ થઈને પોતાને સુખની ગુલામીમાં જકડે છે અને દુઃખથી ભયભીત થવા લાગે છે. એ તો સર્વ કોઈ માન્ય કરે છે કે એવું કોઈ સુખ નથી જેનો જન્મ કોઈ દુઃખથી થયો ન હોય, અને એવું પણ કોઈ સુખ નથી કે જેને અંતે દુઃખ ન આવે. ઉદાહરણ તરીકે ભૂખના દુઃખના કારણેજ ભોજનનું સુખ ને વિયોગના દુઃખને કારણેજ સંયોગનું સુખ મળે છે. એજ પ્રકારે સંયોગનું સુખ વિયોગના દુઃખમાં અને અનુકૂળતાનું સુખ પ્રતિકૂળતાના દુઃખમાં પરિણમે છે. એટલુંજ નહિ સુખથી દુઃખ દબાય છે, મટતું નથી. એવો



નિયમ છે કે દબાએલું દુઃખ વધે, ઘટે નહિ. એ નજરે, દુઃખ મટાડવાને માટે સુખની જરૂર નથી, દુઃખ વધારવાને માટે ભલે સુખની અપેક્ષા હોય.

જે દુઃખ ન ઇચ્છવા છતાં આવે છે તે આપણા કરતાં બળવત્તર હોવાનું સ્વતઃ સિદ્ધ થઈ જાય છે. તેથી આપણે વિચાર કરવો જોઇએ કે જેની પ્રેરણાથી દુઃખ આવે છે તે શું આપણા અહિતચિંતક છે? કદાપિ નહિ. કેમકે જે પૂર્ણ છે તે અંશનો વિરોધી કે અહિતકર બની શકેજ નહિ. અહિત-કર તો તે થાય કે જે અપૂર્ણ હોય.

હવે પ્રશ્ન એ થઈ શકે છે કે દુઃખથી પ્રાણીનું હિત શું થાય છે? તો કહેવું જોઈએ કે દુઃખજ સુખની વાસના છોડાવીને અનંત નિત્ય ચિન્મય આનંદથી અભેદ પમાડવાને સમર્થ છે. જેવી રીતે નિર્ધનતા એ ધનની જરૂરત સિવાય બીજું કાંઇ નથી તેવીજ રીતે આનંદની આવશ્યકતાથી દુઃખ કાંઇ બીજી વસ્તુ નથી. આવશ્યકતા તેને કહેવાય કે જેની નિવૃત્તિ ન થાય, અથવા જે મટાડી ન શકાય, અને જેની તૃપ્તિ અનિવાર્ય હોય.

એ દ્રષ્ટિએ સુખને મુકાબલે દુઃખનું મહત્વ વધારે છે એનો અર્થ એમ નથી કે દુઃખ આવે તેને આપણે જીવન માની લઇએ. જે ઉદ્દેશની પૂર્તિ માટે દુઃખ આવ્યું હોય તે ઉદ્દેશ દુઃખદ્વારા પ્રાપ્ત કરવાનેમાટે અથાગપ્રયત્ન કરવો જોઇએ. એવો નિયમ છે કે જે વસ્તુની જરૂર હોય તે વસ્તુથી અભિન્ન

થઇ જવાથી તેની જરૂર કાયમ માટે મટી જાયછે. જે અનંત ચિન્મય આનંદની આવશ્યકતા છે તેનાથી અભેદ પમાડીને દુઃખ બિચારૂં હમેશને માટે નાશ પામી જાય છે. આ પ્રકારે દુઃખને મહત્વ આપવાનો અર્થ એવો નથી કે માનવ દુઃખને જીવન માનીને આનંદ માટે નિરાશા સેવતો થાય. દુઃખનું મહત્વ તો સુખ લોલુપતાનો અંત લાવવા માટે છે.

અનુકૂળતા અને સુખનો ઉપયોગ ઉદારતા અને સેવા કરવી એ છે, અને પ્રતિકૂળતા અથવા દુઃખનો સદુપયોગ વિરાગ અથવા ત્યાગ કરવામાં રહેલો છે. ઉદારતા અને સેવાભાવ જાગૃત થાય તો સુખ લોલુપતા સ્વઃત મટી જાય, કારણ કે ઉદાર ચરિત્ર મનુષ્ય કોઇ દુઃખીનાં દુઃખને સહન કરી શકતા નથી. જેનું હૃદય પારકાંના દુઃખથી દુઃખી થવા લાગે છે તે પોતાને મળેલું સુખ દુઃખીઓની સેવામાં ભેટ કરી દે છે. એમ કરવાથી સાધક સુખની ગુલામીથી મુકત થઇ જાય છે. જે સુખની ગુલામીથી મુકત થાય છે તે કોઇનું બુરૂં ચાહતા નથી. તેનું હૃદય દુઃખીઓનાં દુઃખ જોઇને કરૂણાથી ભરાઈ જાય છે. કરૂણ રસ સુખ ભોગના રસને ઉત્પન્ન થવા દેતો નથી. અર્થાત્ સુખની આસકિત સદાને માટે મટી જાય છે. એજ પ્રકારે જે કોઈનું બુરૂં ચાહતા નથી તેનું હૃદય સુખીઓને જોઇને પ્રસન્નતાથી ભરાઈ જાય છે. જેના હૃદયમાં સ્થાયી પ્રસન્નતાનો નિવાસ હોય છે તેના હૃદયમાં કોઇ પ્રકારની મમતા ઉત્પન્ન થતી નથી કારણ કે



ખિન્નતાથીજ કામનાની ઉત્પત્તિ થાય છે. કામનારહિતપણું પ્રાપ્ત થવાથી દેહાભિમાન ગળી જાય છે અને પછી પ્રાણી સુખદુઃખના ઝપાટાથી ક્ષુબ્ધ થતો નથી. અર્થાત્ તેનું જીવન સ્થાયી પ્રસન્નતા અને સ્થિર શાંતિથી ભરાઈ જાય છે.

વિરાગ તથા ત્યાગ આવવાથી પ્રતિકૂળતા સ્વતઃ અનુકૂળતામાં પલટાઈ જાય છે. કારણ કે ઇન્દ્રિયો વગેરે વિષયોમાં અરૂચિ તે વિરકિત છે અને અહંતા મમતાનો ત્યાગ એજ ત્યાગ છે. ઈન્દ્રિયાદિ વિષયોની અરૂચિ થવાથી ઇન્દ્રિયોના વિષયોથી વિમુખ થઇને અંતર્મુખ થાયછે અને પછી મન નિર્વિકલ્પ થઇને બુદ્ધિમાં વિલીન થાય છે. મનના વિલીન થવાથી બુદ્ધિ સમતાવાળી થાય છે. બુદ્ધિની સમતા થતાંજ અલૌકિક વિચાર આપોઆપ પ્રકટે છે. અલૌકિક વિચારથી ખોટા વિચારનો નાશ થઇને અમર જીવનથી એકતા થાય છે. તેથી દુઃખના સદુપયોગથી પણ પ્રાણી સ્થિર શાંતિ તથા સ્થાયી પ્રસન્નતા પ્રાપ્ત કરી લે છે.

એ દ્રષ્ટિથી સુખ દુઃખ બંનેનો સમાન અર્થ થાય છે. માનવજીવન સુખદુઃખ ભોગવવા માટે મળેલું નથી, પણ તેનો સદુપયોગ કરવાને માટે મળેલું છે. સુખદુઃખનો સદુખયોગ એજ સાધન તત્ત્વ છે. પણ એવો સંભવ ત્યારે છે કે જયારે સાધક સુખદુઃખના ઝપાટાથી ક્ષુબ્ધ ન થાય સુખદુઃખના ઝપાટાથી આપણે કયારે ક્ષુબ્ધ થઇએ છીએ? એ પ્રશ્નનો જવાબ એ છે કે જો આપણે સુખદુઃખને જીવન

માની લઇએ તો તેમ થાય સુખદુઃખને જીવન ક્યારે માનીએ છીએ? જ્યારે આપણે શરીરથી જુદા નથી એમ માનીએ છીએ ત્યારે. શરીરથી અભેદભાવ ક્યારે પમાય છે? જ્યારે આપણે આત્મજ્ઞાનને વિસારીએ છીએ ત્યારે. એ નજરે આત્મજ્ઞાનનો અનાદરજ સુખદુઃખના આક્રમણોથી આપણને ભયભીત બનાવવામા કારણભૂત છે. જેઓ આત્મજ્ઞાનનો અનાદર કરતા નથી તેઓ કોઈના કર્તવ્ય ઉપર પોતાનો અધિકાર માનતા નથી, બલ્કે બીજાના અધિકારને પોતાનું અવશ્ય કર્તવ્ય માને છે. વળી કોઇની ઉદારતાને તેઓ પોતાનો ગુણ માનતા નથી, અને કોઇની નબળાઈને પોતાનું બળ માનતા નથી. જે મનુષ્યો કોઇના કર્તવ્ય ઉપર પોતાનો અધિકાર માનતા નથી તે કદી ક્ષુબ્ધ થતા નથી; અને જેઓ બીજાના અધિકારની રક્ષા પોતાના કર્તવ્યથી કરે છે તેઓ કદી પરાધીન બનતા નથી. વળી જેઓ બીજાની ઉદારતાને પોતાનો ગુણ માનતા નથી તે હૃદયશૂન્ય થતા નથી, અર્થાત્ ઉદાર રહ્યા કરે છે; અને જેઓ કોઇની નિર્બળતાને પોતાનું બળ માનતા નથી તેઓ અભિમાન રહિત થઇ જાય છે. ઉદારતા તથા નિરાભિમાનતા આવેથી પણ ઉદ્વેગ ઉત્પન્ન થતો નથી. તેથી ઉદ્વેગથી બચવા માટે આપણે કર્તવ્ય પરાયણતા, ઉદારતા તથા નિરાભિમાનતા કેળવવાં જોઇએ.

ઉદ્વેગ મટાડવાને માટે સરળ બનવાની ઘણી આવશ્યકતા છે. કારણ કે સરળતા વિના મનુષ્ય પોતાના મનમાં ઉત્પન્ન



થયેલા ક્ષોભને પ્રકટ કરતો નથી. એવો નિયમ છે કે દબાવેલો દોષ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો રહે છે. દોષોને તો જલદીથી જલદી પ્રકટ કરી દેવા જોઇએ, જેથી તેઓ ઘણી સુગમતાથી નીકળી જાય છે. એ દ્રષ્ટિએ ક્ષોભને મનમાં છુપાવીને રાખવો નહિ. છુપાવેલો ક્ષોભ ક્રોધમાં પરિણમે છે. ક્રોધ યુકત જીવન અગ્નિ વગર પણ માનવને ભસ્મ કરી દે છે, તેથી મુકત થવા માટે ઉદ્વેગ રહિત થવું એ ઘણું અનિવાર્ય છે.

જો આવી પડેલી પ્રતિકૂળતાઓને ઉદ્વેગ વગર શાંતિથી સહન કરી લઇએ તો કાળાંતરે પ્રતિકૂળતાઓને બદલે અનુકૂળતાઓ આવી જાય છે. કારણ કે ક્ષોભ રહિત થતાંજ આવશ્યક શકિતનો વિકાસ અને દિવ્ય ગુણ સ્વતઃ ઉત્પન્ન થાય છે. પરંતુ જ્યારે પ્રતિકૂળતાઓનો અનુકૂળતા જેટલોજ આદર કરવામાં આવે અને તેનાથી ભયભીત ન થવાય ત્યારેજ સાધકને શકિતના વિકાસ અને દિવ્ય ગુણ પ્રાપ્તિનો સંભવ રહેશે. અનુકૂળતાઓ કરતાં પ્રતિકૂળતાઓનો ભય વધારે ભયંકર અને દુઃખ દેનારો છે. સાધકના જીવનમાં પ્રતિકૂળતાઓ તો અનુકૂળતાની ગુલામી મટાડવા માટે અને તપ કરાવવાને માટે આવે છે. એ બન્ને ડાબા જમણા પગ જેવાં છે; તેથી લક્ષ્યને પહોંચવા માટે તે બન્નેની આવશ્યકતા છે, એમ જાણીને સાધકે સર્વદા હરેક પરિસ્થતિમાં શાંત અને ક્ષોભ રહિત રહેવું જોઇએ. ત્યારેજ સુગમતાપૂર્વક સાધન થઇ શકે.

સાચો આસ્તિક હરેક પરિસ્થિતિમાં પોતાના પરમ

પ્રેમાસ્પદની અહેતુકી કૃપાનો અનુભવ કરે છે. અનુકૂળતામાં દયા અને પ્રતિકૂળતામાં વિશેષ કૃપાનું દર્શન કરે છે. દયાનું દર્શન થવાથી વિશ્વાસમાં દ્રઢતા આવે છે અને વિશેષ કૃપાના અનુભવથી પ્રેમની જાગૃતિ થાય છે. જ્યારે આસ્તિકની મનોવાંછના તૃપ્ત થાય છે ત્યારે તેને તે સ્થિતિમાં પોતાના પ્રભુની દયાનું દર્શન થાય છે, અને જ્યારે તેની મનોવાંછના પુરી થતી નથી ત્યારે પ્રભુની વિશેષ કૃપાનું દર્શન થાય છે, કારણ કે આસ્તિક સારી રીતે જાણે છે કે પોતે જે સમજી શકતો નથી તેવો કાંઇક પ્રીતમનો સંકેત છે. એવો નિયમ છે કે જ્યારે કોઇ માણસની મનોવાંછના પુરી થાય છે ત્યારે તેવો સંજોગ કરી આપનાર પ્રત્યે તેને પ્રેમ થાય છે. એટલે આસ્તિકને પોતાની મનોવાંછનાની તૃપ્તિમાં પ્રભુની વિશેષ કૃપાનો અનુભવ તે કારણે થાય છે અને તેને એમ લાગે છે કે હવે મારા પ્રીતમે મારી મનોવાંછના પુરી કરી છે તો તે મારા પ્રત્યે અવશ્ય પ્રેમ કરશે. પ્રેમીને પ્રેમાસ્પદનો પ્રેમ એજ સર્વસ્વ છે. એ દ્રષ્ટિએ આસ્તિક કોઇપણ અવસ્થામાં ક્ષુબ્ધ થતો નથી. અધ્યાત્મવાદીની દ્રષ્ટિ એવી હોય છે કે પ્રત્યેક પરિસ્થિતિ એ પોતાની એક અવસ્થા છે, અથવા માયા માત્ર મિથ્યા છે. તેથી અધ્યાત્મવાદી પણ પ્રત્યેક અવસ્થામાં શાંત રહે છે. ભૌતિકવાદીની દ્રષ્ટિથી પણ ક્ષુબ્ધ ન થવું એ ઘણું આવશ્યક છે. કેમકે ક્ષુબ્ધ થવાથી આવશ્યક શકિતનો વિકાસ થતો નથી. તેથી એવું નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે સાધનયુકત જીવનમા ક્ષુબ્ધ થવા માટે કંઈ અવકાશ નથી. ૐ આનંદ.

---



દિનાંક ૨૮ ઓગષ્ટ, ૧૯૫૪

# ૧૮

# ભાવશુદ્ધિ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

આપણા દૈનિક જીવનમાં ભાવશુદ્ધિની ઘણી આવશ્યક્તા છે. કારણ કે તે સિવાય કર્મશુદ્ધિ થઈ શકતી નથી અને કર્મશુદ્ધિ સિવાય જીવનમાં સચ્ચરિત્રતા આવી શકતી નથી; અને સચ્ચરિત્રતા સિવાય સુંદર સમાજની રચના સંભવિત નથી અને વળી પોતાનું કલ્યાણ પણ થઈ શકતું નથી. એવો નિયમ છે કે હરેક કર્મ કર્તાને અનુરૂપજ થાય છે, અને આખરે તે કર્મ કર્તાનેજ પુષ્ટિ આપે છે. ઉદાહરણ તરીકે પોતાને સત્યવાદી માનીએ તો સત્ય બોલવાની પ્રવૃત્તિ થાય છે અને સત્ય બોલવાની પ્રવૃત્તિથી હું સત્યવાદી છું એવા ભાવની દ્રઢતા થઈ જાય છે. તેથી એમ સિદ્ધ થાય છે કે આપણે આપણને જેવા માની લઇએ છીએ એવુંજ કર્મ આપણે કરી શકીએ છીએ, અને કર્મને અંતે આપણે એવાજ બની જઇએ છીએ.

હવે જો કોઈ એમ કહે કે આપણે આપણામાં અનેક પ્રકારની અશુદ્ધિઓ જોતા હોઈએ તો આપણે આપણને શુદ્ધ કેમ માની શકીએ? તો એમ કહેવું જોઈએ કે એવી કોઈ વ્યક્તિ હોઈજ ન શકે કે જે સર્વાંશે ખરાબ હોય અને હમેશાં ખરાબ વર્તન કરતા રહેતા હોય. દોષની પ્રવૃત્તિ કરતાં પહેલાં સર્વ નિર્દોષ છે. અને દોષની નિવૃત્તિ થતાં પણ સર્વ નિર્દોષ થાય છે. પરંતુ સહુથી વધારે અસાવધતા એવી હોય છે કે દોષ કરતી વખતે દોષનું જ્ઞાન રહેતું નથી. દોષ કર્યા પછી આપણને દોષી માનીએ છીએ. હવે જો દોષનું આચરણ ફરી કરવામાં ન આવે તો કરેલી દુષ્કૃતિ તેનું ફળ આપીને પોતાની મેળે મટી જાયછે. પરંતુ જ્યારે પ્રાણી પોતાને પાપી માની લે છે તો ફરીથી પાપ થવા લાગે છે અને વારંવાર દુષ્કૃતિ થયા કરે છે. વારંવાર દોષ કરવાથી મનુષ્ય પોતાને દોષી ભાવમાં ફસાવી દે છે. પરંતુ તેમ છતાં નિર્દોષ થવાની લાલસા મટતી નથી. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે મનુષ્યની જાતીય એકતા નિર્દોષતા સાથે છે અને દોષો સાથે તો માનેલી એકતા છે.

સાધનયુક્ત જીવન થવાથી માનેલી એકતા દૂર થઈ જાય છે અને જાતીય એકતાની પ્રાપ્તિ અવશ્ય કરી શકાય છે. પણ એ ત્યારે સંભવિત છે કે જ્યારે આપણે જાણી લીધેલા દોષોનો ત્યાગ અને નિર્દોષતાની સ્થાપના કરીને ચિંતનરહિત થઈ જઈએ. અર્થાત્ કરેલા દોષોનું ચિંતન ફરીને કર્યા ન



કરીએ. સર્વાંશે દોષોનું ચિંતન મટી જાય તો દોષોની ઉત્પત્તિનો સંભવ રહેતો નથી. પણ જે સાધકો દોષો ફરી કરે નહિ તેઓજ તે સ્થિતિ પ્રાપ્ત કરી શકે.

હવે જો કોઈ એમ કહે કે જીવનમાં દોષોની ઉત્પત્તિ થાય છેજ શા માટે? તો કહેવું જોઈએ કે આત્મવિવેકનો અનાદર કરવાથી દોષોની ઉત્પત્તિ થાય છે, અર્થાત્ જે આપણે જાણીએ છીએ એવું આપણે માનતા નથી અને કદાચ માનીએ તોપણ એ પ્રમાણે આપણું જીવન બનાવતા નથી. એ પ્રમાદથી દોષ ઉત્પન્ન થાય છે.

જેને આપણે પોતે દોષ તરીકે જાણતા નથી તે દોષ કહેવાય નહિ. દોષ અને નિર્દોષપણાંનો વિવેક આત્મ-જ્ઞાનના પ્રકાશથીજ થઈ શકે છે. કોઈ માન્યતા અથવા રૂઢીના આધારે નિર્દોષતા અને દોષનો નિર્ણય કરવામાં આવે એ વાસ્તવિક નિર્ણય ગણાય નહિ. એવો નિયમ છે કે જે જ્ઞાનમાં દોષને દોષ જાણવાનું સામર્થ્ય છે, તે જ્ઞાનમાં દોષ મટાડવાનો ઉપાય પણ રહેલો છે. તેથી ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે સર્વદા આત્મજ્ઞાનના પ્રકાશમાં રહેવાં જોઈએ. તેમ કરવાથી ઇન્દ્રિયોમાં જીતેન્દ્રિયતા, મનમાં શુદ્ધ સંકલ્પ અને નિર્વિકલ્પતા અને બુદ્ધિમાં સમતા સ્વતઃ આવી જશે, અને પછી જીવન શુદ્ધતાથી પરિપૂર્ણ બની જશે.

જે માન્યતા નિજજ્ઞાનથી વિરૂદ્ધ હોય તે સાધકને અશુદ્ધિ તરફ લઈ જાય છે અને જે માન્યતા નિજજ્ઞાન

અનુરૂપ હોય તે શુદ્ધિ તરફ લઈ જાય છે. તે દ્રષ્ટિએ એમ સ્પષ્ટ થઈ જાય છે કે નિજજ્ઞાનના પ્રકાશમાંજ શુદ્ધિનો વાસ છે અને તેજ માનવજીવન છે.

હવે પ્રશ્ન એ થાય છે કે આપણી સમસ્ત પ્રવૃત્તિઓ કેવા કેવા ભાવથી થવી જોઇએ કે જેથી આપણને તે શુદ્ધ બનાવવા સમર્થ થાય, અને સર્વાત્મભાવ અર્થાત્ પ્રાણીમાત્રમાં સમાન પ્રીતિનો ભાવ આપણામાં પ્રેરે. જે પ્રકારે શરીરનું દરેક અવયવ તેની આકૃતિ તથા કર્મમાં ભેદ હોવા છતાં આપણને સમાન રીતે પ્રિય છે, પણ સમસ્ત શરીર પર પણ સમાન આત્મીયતા જણાય છે,-કેમકે દરેક અવયવમાં પણ પ્રીતિ હોય છે,- તેજ પ્રકારે સર્વાત્મભાવ દ્રઢ થવાથી પ્રાણીમાત્રમાં પણ સમાન પ્રીતિ થાય છે. એમ થવાથી સ્વાર્થભાવ મટી જાય છે. સ્વાર્થભાવ મટતાંજ નિર્વાસના પ્રાપ્ત થાય છે, અને પછી જીવન નિર્વૈરતા, નિર્ભયતા, સમતા, મુદિતા વગેરે દિવ્ય ગુણોથી પરિપૂર્ણ થઈ જાય છે. એટલુંજ નહિ પણ શરીર વગેરે વસ્તુઓથી પર નિત્ય ચિન્મય જીવનથી અભેદ થઈ જાય છે. સર્વત્ર ભગવદ્ભાવ આવી જવાથી સર્વમાં પોતાના પરમ પ્રેમાસ્પદનાં દર્શન થવા લાગે છે અને પછી પ્રત્યેક કાર્ય પ્રેમાસ્પદની પૂજા બની જાય છે. જેમ જેમ પ્રીતિ સબળ તથા સ્થાયી થતી જાય છે તેમ તેમ તમામ દોષ તથા નિર્બળતાઓ મટતાં જાય છે અને પછી સમસ્ત જીવન પ્રીતિથી પરિપૂર્ણ થઈ જાય છે. અથવા કહો કે



પ્રીતિરૂપજ બની જાયછે, જેથી કરીને પછી પ્રીતમ સિવાયકાંઈ રહેતું નથી; અર્થાત્ પ્રીતિ અને પ્રીતમનું નિત્ય નવું મિલન બન્યું રહે છે. તેથી અગાધ અનંત રસમાં અભેદ પામવાનું સામર્થ્ય આવે છે. સર્વ અશુદ્ધિઓનું મૂળ સ્વાર્થભાવ છે, જે સેવાભાવથી મટી શકે છે. સેવાભાવ જેમ જેમ સબળ તથા સ્થાયી થતો જાય છે તેમ તેમ હૃદય વિશ્વપ્રેમ સર્વાત્મભાવ અને ભગવદ્ભાવથી પરિપૂર્ણ થતું જાય છે. તેથી સેવાભાવનો સ્વીકાર કરવો એ પ્રત્યેક સાધકને માટે અનિવાર્ય છે. તે સિવાય જીવનમાં શુદ્ધતા આવવાનો સંભવજ નથી.

દેહાભિમાન ગળી જાય ત્યારે સર્વ દોષોની નિવૃત્તિ સ્વતઃ થઈ જાય છે. અર્થાત્ સાધકના નિજ-જ્ઞાનના પ્રકાશમાં એવો અનુભવ થાય છે કે દેહમાં હું નથી, અર્થાત્ દેહ મારો નથી, અને તેની અહંતા મમતા મટી જાય છે. અહંભાવ મટતાં અનંત નિત્યજીવન અને મમતા મટતાંજ વિભુપ્રેમનો પ્રાદુર્ભાવ સ્વતઃ થઈ જાય છે, અને પછી કાંઈ કરવાનું કે મેળવવાનું બાકી રહેતું નથી. પરંતુ જ્યાં સુધી દેહાભિમાન ગળે નહિ ત્યાં સુધી પોતાને સદાચારી બનાવવાને માટે હું સદાચારી છું, ક્રોધ રહિત થવાને માટે હું ક્ષમાશીલ છું અને અસત્ય ન બોલવાને માટે હું સત્યવાદી છું, ઈત્યાદિ શુદ્ધ માન્યતાઓથી 'અહં'ભાવ પરિપૂર્ણ કરવાનું અનિવાર્ય છે. કારણ કે માન્યતા દ્રઢ હોવાથી તેને અનુરૂપ પ્રવૃત્તિ આપોઆપ થવા લાગે છે. એવો નિયમ છે કે માન્યતાને અનુરૂપ પ્રવૃત્તિ

થવાથી માન્યતા સિદ્ધ થઈ જાય છે. હવે જો કોઈ કહે કે દોષયુક્ત પ્રવૃત્તિ હોવા છતાં આપણે આપણામાં નિર્દોષતા કેવી રીતે સ્થાપિત કરી શકીએ? તો તેનો જવાબ એ છે કે નિર્દોષતાની સ્થાપના કરવાથીજ નિર્દોષ પ્રવૃત્તિ થઈ શકશે. એવો નિયમ છે કે પવિત્રતાનો સ્વીકાર કરવાથીજ પવિત્ર પ્રવૃત્તિ થાય. કારણ કે કર્મ કર્તાને અનુરૂપજ થાય તેથી કર્તાએ પ્રથમ પવિત્ર થવું જોઈએ અને તે પછી પવિત્ર પ્રવૃત્તિ આપોઆપ થશે.

હવે જો કોઈ એમ કહે કે પોતાને સત્યવાદી, સદાચારી, ક્ષમાશીલ વગેરે માની લેવાથી એક અભિમાનની વૃદ્ધિ થશે, તો કહેવું જોઈએ કે અસત્યવાદી, દુરાચારી, ક્રોધી વગેરેના અભિમાનથી તો સત્યવાદી, સદાચારી, ક્ષમાશીલ વગેરેનું અભિમાન શ્રેષ્ઠ તથા હિતકર છે. કારણ કે અશુદ્ધ અભિમાનથી અશુદ્ધ પ્રવૃત્તિ અને શુદ્ધ અભિમાનથી શુદ્ધ પ્રવૃત્તિ થશે. જો કે નિરાભિમાનપણું બહુજ મહત્વની વસ્તુ છે, પરંતુ અશુદ્ધ અભિમાન ચાલુ રહેતાં નિરાભિમાનપણું આવતું નથી. જ્યારે શુદ્ધ અભિમાન અશુદ્ધ અભિમાનનો લય કરી નાખે ત્યારે તે સમયે દોષયુક્ત પ્રવૃત્તિનો અંત આવી જાય છે.

એવો નિયમ છે કે દોષયુક્ત પ્રવૃત્તિનો અંત આવતાંજ નિર્દોષતા સ્વતઃ આવી જાય છે. નિર્દોષતા આવતાં દોષ ઉત્પન્ન થતા નથી અને ગુણોનું અભિમાન બાકી રહેતું નથી. જ્યારે દોષોની ઉત્પત્તિ થતી નથી અને ગુણોનું અભિમાન



રહેતું નથી ત્યારે નિરાભિમાનપણું સ્વતઃ આવે છે. આ દ્રષ્ટિથી અશુદ્ધિ મટાડવાને માટે શુદ્ધ માન્યતાઓને અપનાવી લેવી એ અત્યંત અનિવાર્ય છે.

દ્વંદ્વથી ઘેરાયેલો અહંભાવ તે ગુણદોષનો સમૂહ છે, બીજું કશું નહિ. દોષ અવિવેકથી ઉત્પન્ન થાય છે. જ્યારે આત્મવિવેકથી અવિવેક દૂર થઈ જાય છે ત્યારે તમામ દોષો મટી જાય છે. દોષ મટતાંજ ગુણો વ્યાપક થઈ જાય છે, કારણ કે ગુણો સ્વાભાવિક છે. ગુણ એ કોઈ અમુક વ્યક્તિએ ઉત્પન્ન કરેલી ઉપજ નથી, પરંતુ વ્યક્તિઓની શોધ છે. શોધથી એ વસ્તુની પ્રાપ્તિ થાય છે કે જેની હસ્તિ શોધ કરનારની પહેલાંથી રહેલી હોય છે. આ દ્રષ્ટિએ તમામ દિવ્યગુણ એ અનંતનો મહિમા માત્ર છે. જ્યારે પ્રાણી અવિવેકને કારણે અનંતથી વિમુખ બની અન્ત પામનાર દેહની સાથે સંબંધ જોડી લે છે, ત્યારે દોષોની ઉત્પત્તિ થાય છે. અને દેહથી વિમુખ થતાંજ તમામ દોષો સ્વતઃ મટી જાય છે.

આજ સુધી કદી કોઈને પણ એ પત્તો લાગ્યો નથી કે આ દેહ સાથે સબંધ ક્યારે જોડાયો, શા માટે જોડાયો અને અને અનન્તથી કેમ વિમુખ થવાયું અને ક્યારે વિમુખ થવાયું. પરંતુ ત્રણ દેહથી વિમુખ થવાથી અનન્ત, નિત્ય, ચિન્મય જીવનથી અભિન્નતા થઈ જાય છે. એ કારણે એમ માનવું જોઈએ કે અનન્તથી વિમુખ થવાયું છે. એટલે અનન્તથી

વિમુખતા એ તમામ દોષોનું મૂળ કારણ મટતાંજ સઘળા દોષો સ્વતઃ મટી જાય છે. એ મટાડવાને માટે ચાહે તો 'દેહ હું નથી' એ પ્રમાણેનો વિવેક અપનાવો અથવા તો 'હું' 'એ અનન્ત નિત્યનો છુ" એ પ્રમાણેનો વિશ્વાસ અપનાવો. અર્થાત્ ચાહે તો સર્વ સમર્થ પ્રભુના બનીને રહેવું, અથવા પોતે ત્રણે દેહોથી અતીત હોવાનો અનુભવ કરવો. આ બે પૈકી જે સાધના જેને સુગમ હોય તે સાધનાને સાધક અપનાવી લે. જ્યારે સાધક પોતે સ્વીકાર કરેલી સાધનાથી અભિન્ન થઇ જાય છે ત્યારે ઘણી સુગમતાપૂર્વક તે પોતાનું સાધ્ય પ્રાપ્ત કરી લે છે. આ નિર્વિવાદ સત્ય છે.

એટલે પોત પોતાની રૂચિ, યોગ્યતા તથા વિશ્વાસને અનુસરનારે પોતાનામાં સેવકભાવ સ્થાપિત કરીને સેવાદ્વારા સઘળા દોષો મટાડી દેવા જોઇએ, અથવા સર્વાત્મભાવ સ્વીકારીને સઘળા દોષો મટાડી દેવા જોઇએ, અથવા સર્વ સમર્થ પ્રભુ સાથે નિત્ય સંબંધનો સ્વીકાર કરીને સઘળા દોષોને મટાડવા જોઇએ. અને નિર્દોષ બનીને પોતાનું કલ્યાણ તથા સુંદર સમાજનું નિર્માણ કરીને કૃતકૃત્ય થવું જોઇએ. ૐ આનંદ.

—卐—



દિનાંક ૨૯ ઓગષ્ટ, ૧૯૫૪

# ૧૯

# કામનારહિત થવાનું મહત્વ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

વિવેકયુક્ત જીવન એ માનવજીવન છે. તેમાં કામના અને વ્યર્થ ચિંતનને માટે કાંઈ સ્થાન નથી. કારણ કે તે બંનેથી ન તો આપણું કલ્યાણ થાય છે કે ન સુંદર સમાજની રચના થઈ શકેછે. પ્રત્યેક કામનાની ઉત્પત્તિ અવિવેકથી થાય છે, અર્થાત્ આત્મજ્ઞાનના અભાવથી થાય છે. જ્યાં સુધી પ્રાણી ' આ ' ને ' હું ' માં મેળવી દે નહિ ત્યાં સુધી કોઇ કામનાની ઉત્પત્તિ થતી નથી. ' આ ' ને 'હુ' તરીકે સ્વીકારી લેવું એ પ્રાપ્ત વિવેકના અભાવ સિવાય બીજું કાંઈ નથી. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે વિવેકયુક્ત જીવનમાં કામના અને વ્યર્થ ચિંતનને કાંઈ અવકાશ નથી.

વ્યક્તિ, વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરે દ્વારા સુખ મેળવવાની રૂચિનું બીજું નામ કામના છે. તત્ત્વજીજ્ઞાસા

એ કામના ન કહેવાય. કારણ કે તેની તૃપ્તિ કોઈ વસ્તુ વગેરે દ્વારા સંભવિત નથી. વળી પ્રેમ એ પણ કામના ન કહેવાય. કેમકે જ્યારે કામનારહિતપણું પ્રાપ્ત થાય ત્યારેજ પ્રેમનો ઉદય થાય છે. જેઓ કંઈ પણ કામના રાખે છે તેઓ પ્રેમ કરી શકતા નથી. યોગને પણ કામના કહી શકાય નહિ. કારણ કે નિત્ય યોગનો સંભવ સર્વ પ્રકારની કામના તથા ચિંતનના ત્યાગથીજ સંભવે છે.

કામનારહિત થવાથી શારીરિક અને સામાજીક સઘળા પ્રશ્નોનું નિરાકરણ થઈ શકે છે. કામનારહિત થવાથી માનવ-જીવનના સર્વ પ્રશ્નોનું નિરાકરણ થઈ જાય છે એ નિઃસંદેહ છે. એવી કોઈ શારીરિક કે સામાજીક સમસ્યા હોતીજ નથી કે જે વર્તમાન પરિસ્થિતિના સદુપયોગથી પાર પાડી ન શકાય. પરિસ્થિતિનો સદુપયોગ કામના નથી પણ કર્તવ્યપરાયણતા છે. કામના તો મનુષ્યને આગળપાછળના વિચારોના બંધનમાં નાંખેછે, કોઈ સમસ્યા હલ કરી શકતી નથી પરિસ્થિતિનો સદુપયોગ પ્રાપ્તબળ તથા વિવેકદ્વારા થઇ શકે છે. એવો નિયમ છે કે જે મનુષ્ય બળનો દુરૂપયોગ તથા વિવેકનો અનાદર કરતો નથી તેની સઘળી મુશ્કેલીઓ સ્વતઃ દુર થઇ જાય છે.

આજે જે સામાજીક સમસ્યાઓ આપણી સામે ઉપસ્થિત થાય છે, તેમાં મૌલિક ભૂલ એ થાય છે કે આપણે બળનો દુરૂપયોગ તથા વિવેકનો અનાદર કરતા હોવા છતાં આપણી મુશ્કેલી દૂર કરવાનું આપણે સ્વપ્ન સેવીએ છીએ, જે થવું



કદાપિ સંભવિત નથી. જે બળના દુરૂપયોગથી પેદા ન થઇ હોય એવી કોઇ ખામી હોઇ શકે નહિ; અને આત્મજ્ઞાનના અભાવથી ન થયું હોય તેવું કોઇ અજ્ઞાન હોઇ શકે નહિ. એ સર્વને માન્ય હોય છે કે નિર્બળતા અને અજ્ઞાનને કારણે મુશ્કેલી દૂર થવા પામતી નથી. જે વસ્તુ કર્મથી પ્રાપ્ત થાય છે તે વસ્તુ કેવળ કામના યા ચિંતન માત્રથી પ્રાપ્ત થઇ શકતી નથી. તેને માટે તો ઉદ્યોગશીલ થવું જોઇએ. હરેક કર્મની સિદ્ધિ પ્રાપ્ત પરિસ્થિતિમાં થાય છે, અપ્રાપ્તની કામનાથી નહિ. અપ્રાપ્તની કામના તો પ્રાણીને સ્વાર્થભાવ તથા જડતાના બંધનમાં નાંખે છે. એવો નિયમ છે કે જેમ જેમ આપણે સ્વાર્થભાવ અને જડતાના બંધનમાં પડતા જઇએ છીએ, તેમ તેમ આપણે સાંકડા વિચારવાળા થઇને વિનાશ તરફ ગતિ કરીએ છીએ. આ નિયમ કોઇની કલ્પના નથી, પણ પ્રાકૃતિક નિયમ છે. મનુષ્યે તો માત્ર તેને શોધી કાઢયોછે. ઉદાહરણ તરીકે જે વૃક્ષ ઉપર અમરવેલ ચડી જાય છે તે વૃક્ષને પોતાની તૃપ્તિને માટે અમરવેલ પોતાનો ખોરાક બનાવી લે છે,—એટલે સુધી કે વૃક્ષ સુકાઈ જાય છે, આખરે તો અમરવેલ પોતે સૂર્યના તાપથી સુકાઈ જાય છે અને પવનના ઝપાટાથી એજ વૃક્ષના મૂળમાં પડી જાય છે. બાદ વરસાદનું પાણી પડવાથી તે સડીને તેજ વૃક્ષનું ખાતર બની જાય છે, વૃક્ષ પહેલાંના જેવું લીલુંછમ બની જાય છે, અને અમરવેલતો કાયમને માટે નાશ પામે છે. એવીજ રીતે સ્વાર્થભાવ તથા

જડતાના બંધનમાં પડેલાં માણસોની દશા પ્રકૃતિના નિયમ પ્રમાણે થઈ જાય છે. એથી વિપરીત ઉદાહરણ જોઈએ તો પીપળનું વૃક્ષ પોતાની છાયામાં વવાએલા છોડવાઓનું પોષણ કરે છે. તેનું પરિણામ એ આવે છે કે પીપળનું વૃક્ષ બીજાં ઝાડો પર ઉગી જાય છે અને લીલુંછમ બની જાય છે. એજ દશા સ્વાર્થભાવ રહિત અને પ્રગતિશીલ પ્રાણીઓની થાય છે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે આપણા તથા સમાજના વિકાસને માટે સ્વાર્થભાવને સેવાભાવમાં પલટાવી નાખવાનું અનિવાર્ય છે. પરંતુ એવું થવાનો સંભવ જ્યારે પ્રાણી કામનારહિત થઈને બળનો સદુપયોગ અને વિવેકનો આદર કરવા સમર્થ થાય ત્યારેજ બને.

હવે જો કોઈ એમ કહે કે આપણે કામનારહિત કેમ થવા પામતા નથી તો જવાબ એ આવશે કે આજે આપણે અવસ્થા, વસ્તુ અને પરિસ્થિતિઓથી પર કોઈ જીવન છે એવો વિશ્વાસ ખોઈ બેઠા છીએ. એવા પ્રમાદનું એક માત્ર કારણ આત્મજ્ઞાનનો અભાવ છે. કારણ કે હમેશ પરિવર્તનશીલ પરપ્રકાશિત વસ્તુનું જ્ઞાન જે જ્ઞાનથી થાય છે તે જ્ઞાનમાં પ્રીતિ થાય અને એ જ્ઞાનથી અભેદ પામીએ ત્યારે આપણને એવા જીવનનો અનુભવ થઈ શકે કે જે વસ્તુ, અવસ્થા આદિથી પર છે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે જો આપણે પ્રાપ્ત વિવેકનો ઉપયોગ કરીએ તો ઘણીજ સુગમતાપૂર્વક સર્વ વસ્તુઓથી સ્વતંત્ર એવાં જીવનની પ્રાપ્તિ કરી શકીએ.



શરીર વગેરે વસ્તુઓથી સ્વતંત્ર જીવન પ્રાપ્ત કરવાને માટે આપણે પ્રાપ્ત વસ્તુઓનો સદુપયોગ અને વ્યક્તિઓની સેવા કરવાનું અનિવાર્ય ગણાય. અર્થાત્ તે માટે આપણે આપણા કર્તવ્યથી બીજાના અધિકારની રક્ષા તથા આપણા અધિકારનો ત્યાગ કરવો પડે. એમ થતાંજ શરીરાદિ વસ્તુઓની આસક્તિ પણ મટી જશે અને જે તે વસ્તુઓ સાથેના સંબંધનો વિચ્છેદ પણ થઈ જશે. આસક્તિ મટવાથી સ્વાર્થભાવ મટી જશે અને સંબંધનો વિચ્છેદ થવાથી વાસનારહિતપણું પ્રાપ્ત થશે. સ્વાર્થભાવ મટતાંજ સેવાભાવ જાગૃત થશે અને વાસનારહિતપણું થતાંજ અમરજીવનની પ્રાપ્તિ સ્વતઃ થઈ જશે. સેવાભાવની જાગૃતિ સાધકને કામનારહિત બનાવી દે છે, અને અમરજીવનની પ્રાપ્તિ સાધકને કૃતાર્થ બનાવી દે છે. પછી તો કાંઈ કરવાનું કે મેળવવાનું બાકી રહેતું નથી. અથવા એમ કહો કે જીવવા માટેની આશા કે મૃત્યુનો ભય બિલકુલ રહેતાં નથી.

કામનારહિત થવાથીજ સઘળી હિતકારી પ્રવૃત્તિનો ઉદય થાય છે અને તેથી સુંદર સમાજનું નિર્માણ કરવાનું સામર્થ્ય આવે છે વળી કામનારહિત થવાથી તત્ત્વજીજ્ઞાસાની તૃપ્તિ થાય છે, કારણ કે કામનારહિત થતાંજ જેનાથી જાતીય તથા સ્વરૂપની એકતા છે તેની પ્રાપ્તિ અને જેનાથી માનેલી એકતા છે તેની આપોઆપ નિવૃત્તિ થઈ જાય છે, અને પછી અમરજીવન પ્રાપ્ત થાય છે. કામનારહિત થવાથી પ્રીતિ ઉદય

પામે છે, જે પ્રેમાસ્પદને પણ પ્રેમી બનાવવા સમર્થ થાય છે. કારણ કે જે સાધક ભોગ અને મોક્ષ ચાહતો નથી તેને પ્રેમ પ્રાપ્ત થાય છે. પ્રેમ પ્રાપ્ત થતાંજ પ્રેમાસ્પદ પ્રેમી બને છે. અથવા એમ કહો કે પ્રેમી અને પ્રેમાસ્પદ વચ્ચે માત્ર પ્રેમનીજ લેવદેવ થાય છે. એ તો સહુ કોઈ કબુલ કરશે કે પ્રેમ વિના રસની વૃદ્ધિ થતી નથી અને તત્ત્વસાક્ષાત્કાર વિના અમરત્વ પ્રાપ્ત થતું નથી. સર્વહિતકારી પ્રવૃત્તિ વિના સુંદર સમાજનું નિર્માણ તથા વિશ્વશાંતિ થતી નથી. તેથી એ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે કામનારહિત થવાથીજ માનવજીવનની સાર્થકતા સિદ્ધ થઈ શકે છે. એ સિદ્ધિ મેળવવા માટે હરેક ભાઈ બ્હેન સર્વદા સ્વાધીન છે, કારણ કે વિવેકયુક્ત જીવન એજ માનવજીવન છે. ૐ



દિનાંક ૩૦ ઓગષ્ટ, ૧૯૫૪

## ૨૦

# કર્તવ્ય પાલનની સ્વતંત્રતા

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

કર્તવ્યનિષ્ઠ જીવન એજ માનવજીવન છે. એટલે કર્તવ્ય પાલનમાં હરેક ભાઈ બ્હેન હરેક અવસ્થા અને પરિસ્થિતિમાં સર્વદા સ્વાધીન છે. કારણ કે સાધક જે કરવાને માટે અશક્ત હોય તે તેનું કર્તવ્ય કહેવાય નહિ. કોઈએ પોતાથી ન બને તે કરવાનું હોતું નથી. જેમ કે નેત્રનું કામ સાંભળવાનું નથી, જોવાનું છે. કાનનું કામ જોવાનું નથી, સારી રીતે સાંભળવાનું છે ઈત્યાદિ; અર્થાત્ જેનું જે કર્તવ્ય છે તેણે તે કરવાનું અને તે કરે તો કર્તા પોતાના લક્ષ્યને પ્રાપ્ત કરી શકે. કારણ કે કર્તવ્ય પાલન લક્ષ્યને પહોંચવાને માટેજ હોય છે; જે કર્તવ્ય આપણને આપણા લક્ષ્ય સુધી ન પહોંચાડે તે આપણું કર્તવ્ય હોઈ શકે નહિ.

કર્તવ્ય શું છે તેનો નિર્ણય સત્સંગદ્વારાજ થઈ શકે, બીજા કોઈ પ્રકારે નહિ. એ સત્સંગના ચાર પ્રકાર છે

(૧) નિજ વિવેકના પ્રકાશમાં આપણે અસત્ જાણતા હોઇએ તેનો ત્યાગ કરીને સત્ વસ્તુમાં સ્થિત થઇ જવું એ સર્વોત્કૃષ્ટ સત્સંગ છે. એવો નિયમ છે કે અસત્‌નો ત્યાગ કરતાંજ સત્‌નો સંગ સ્વતઃ થઇ જાય છે. અસત્‌ને અસત જાણી લઇએ તો અસત્‌નો ત્યાગ કરવાનું બળ આવી જાય છે (૨) સત્પુરૂષોની છાયામાં બેસીને આપણે અસત્‌ને અસત્ જાણી લઇ તેનો ત્યાગ કરી સત્‌નો સંગ પ્રાપ્ત કરવો જોઇએ, જો કોઇ કહે કે સત્પુરૂષ કોણ? તો જવાબ એ છે કે જેનામાં આપણને આપણી બુદ્ધિથી કોઇ દોષનું દર્શન થતું નથી અને સ્વાભાવિક શ્રદ્ધા જાગૃત થાય છે, તે આપણે માટે સત્પુરૂષ છે. (૩) સારા ગ્રંથોના પ્રકાશમાં આપણે અસત્‌ને જાણીને તેનો ત્યાગ કરવો એ પણ સત્સંગ છે. (૪) પરસ્પરમાં સ્નેહ તથા સદ્‌ભાવનાથી સાથે મળીને વિચારની આપલે કરીને પોતાનામાં રહેલું અસત્ જાણવું અને તેનો ત્યાગ કરી સતમાં પ્રગતિ કરવી તે પણ સત્સંગ છે.

કર્તવ્યનો નિર્ણય થયા પછી પોતાના કર્તવ્યમાં નિઃસંદેહતા, વિશ્વાસ તથા પ્રેમ સ્વતઃ ઉત્પન્ન થાય છે. એવો નિયમ છે કે જે કર્તવ્ય કરવામાં નિઃસંદેહતા વિશ્વાસ અને પ્રીતિ થઇ જાય છે તે કામ આપોઆપ થવા લાગે છે, અને તેનું પાલન કરવામાં મુશ્કેલી કે અરૂચિ થતી નથી. જો અરૂચિ કે અશક્તિ જણાય તો સમજવું જોઇએ કે આપણી યોગ્યતા અનુસારના કર્તવ્યનો નિર્ણય આપણે કરી શક્યા નથી, અર્થાત્



કર્તવ્યનો નિર્ણય કરવામાં કાંઇક ભૂલ છે.

કર્તવ્યપરાયણ ન થવામાં આપણાથી ભિન્ન એટલે કોઈ બીજાને દોષી માની લેવો, અથવા તેને વિઘ્નરૂપ સમજવો એ આપણો પ્રમાદછે. એટલુંજ નહિ, કર્તવ્યપાલન ન કરવામાં પ્રાપ્ત પરિસ્થિતિ કારણભૂત છે એમ માની લેવું એ આપણીજ અસાવધતા છે. કારણકે દરેક પરિસ્થિતિમાં સાધક કર્તવ્યનિષ્ઠ થઇ શકે છે. પરિસ્થિતિના ભેદને લીધે કર્તવ્યમાં ભેદ હોઇ શકે છે, પણ આપણે કર્તવ્યપરાયણ ન થઇ શકીએ એમ માનવું એ તો ભૂલજ હોવી જોઇએ, વાસ્તવિકતા નથી.

સમસ્ત કર્તવ્ય ત્રણ ભાગમાં વહેંચાએલું હોઇ શકે– (૧) સમાજના અધિકારની રક્ષા (૨) તત્ત્વજીજ્ઞાસાની પૂર્તિ (૩) પરમપ્રેમની પ્રાપ્તિ. સમાજના અધિકારોની રક્ષા કરવાથી તો સાધક સમાજના રૂણથી મુકત થાય છે અને સુંદર સમાજની રચના પણ થઇ જાય છે. તત્ત્વજીજ્ઞાસાની પૂર્તિથી ભોગ ઇચ્છાની નિવૃત્તિ પણ થાય છે અને અમરત્વની પ્રાપ્તિ પણ થઇ જાય છે, અથવા એમ કહો કે માનવ માત્રને પ્રિય એવી વાસ્તવિક સ્વાધીનતા પ્રાપ્ત થાય છે. પરમપ્રેમની પ્રાપ્તિથી સર્વને ગમે એવા નિત્ય નવ રસ તથા દિવ્ય ચિન્મય આનંદનો અભેદ પ્રાપ્ત થાય છે.

કર્તવ્યપરાયણતાનું પરિણામ સુખ દુઃખના ભોગમાં આવતું નથી; પરંતુ સુખદુઃખના બંધનથી રહિત થઇને અનંત, નિત્ય, ચિન્મય જીવનમાં અભેદ પામવામાં આવે છે;

કેમકે સુખદુઃખનો ભોગ તો પશુ પક્ષી વગેરે અન્ય યોનીઓમાં પણ સંભવે છે. માનવ જીવનમાં તો પ્રાપ્ત સુખદુઃખનો સદુપયોગ કરવાનો હોય છે, ભોગ નહિ. એવો નિયમ છે કે સુખદુઃખનો સદુપયોગ કરવાથી સુખદુઃખથી પેલી પારનાં જીવનમાં પ્રવેશ થઈ જાય છે. સુખદુઃખનો સદુપયોગ ઉદારતા અને ત્યાગમાં રહેલો છે.

કર્તવ્યનિષ્ઠ થવાથી જીવન અને મૃત્યુ બંને સરસ થઈ જાય છે, અને કર્તવ્યભ્રષ્ટ થવાથી જીવન નીરસ અને મૃત્યુ દુઃખદ તથા ભયંકર બને છે. કર્તવ્યનિષ્ઠ પ્રાણીનું જીવન સરસ એટલા માટે થાય છે કે તે ત્યાગ અને પ્રેમથી ભરેલું હોય છે, અને નિર્મોહતાને કારણે મૃત્યુ સરસ બની જાય છે. કર્તવ્યભ્રષ્ટ થવાથી રાગદ્વેષના કારણે જીવન નીરસ બની જાય છે, અને મોહમાં બંધાઈ જવાને કારણે મૃત્યુ ભયંકર અને દુઃખદ બને છે.

વિવેકયુકત જીવન કર્તવ્યનિષ્ઠ જીવન છે. કારણ કે વિવેકનો પ્રકાશ આપણને આપણાં કર્તવ્ય જાણવા માટેજ મળેલ છે. જ્યારે આપણે એમ જાણીએ કે આપણા પ્રતિ કોઇ બુરાઇ ન કરે, આપણું કોઈ અપમાન ન કરે તો પછી આપણે કોઇપ્રતિ બુરાઇ કરવી ઘટે છે? કોઇનું અપમાન કરવું ઘટે છે? કદાપિ નહિ. આપણે આપણા પ્રત્યે જે ન થાય એમ ઇચ્છીએ છીએ અને બીજા પ્રત્યે તેવું કરવાનો વિચાર કરીએ છીએ એ પ્રાપ્ત વિવેકનો અનાદર છે, અને ખરી



રીતે અમાનવતા છે. તેથીજ આપણો હ્રાસ તથા અવનતિ થાય છે અથવા કહો કે આપણે લક્ષ્યથી વિમુખ થઈ જઇએ છીએ. એટલુંજ નહિ પણ જે કાંઇ આપણે બીજા પ્રત્યે કરીએ છીએ તે અનેકગણું થઇને આપણનેજ પ્રાપ્ત થાય છે. એ કુદરતી નિયમ અનુસાર જો આપણે કોઈના પ્રતિ બુરાઈ કરશું તો આપણુંજ બુરૂં થશે. એ દ્રષ્ટિથી માનવ જીવનમાં કોઈના પ્રતિ કોઈ પ્રકારની બુરાઈ કરવાનો અધિકાર નથી અને બીજા પ્રતિ ભલાઈ કરવાનું અનિવાર્ય છે. કારણ કે બીજા પ્રતિ કરેલ ભલાઇથી પોતાનું ભલું થશે, જે સર્વને ઇચ્છિત વાત છે.

કર્તવ્યપરાયણતા આપણને અનાવશ્યક સંકલ્પોની નિવૃત્તિ અને આવશ્યક સંકલ્પોની પૂતિ કરવાની પ્રેરણા આપે છે. હવે વિચાર એ કરવાનો છે કે આવશ્યક સંકલ્પો કયા છે અને અનાવશ્યક સંકલ્પો કયા છે?

વર્તમાનકાળથી જેને સંબંધ છે એ સંકલ્પો આવશ્યક છે; જે કરવાથી સાધન પ્રાપ્ત થાય, જે કરવા વિના કોઈ રીતે રહી શકાય નહિ અને જેથી કોઈનું અહિત ન થાય તે આવશ્યક સંકલ્પ છે. તેથી વિપરીત જે સંકલ્પોછે તે અનાવશ્યક છે. એવો નિયમ છે કે આવશ્યક સંકલ્પોને પૂર્ણ કરવાથી તથા અનાવશ્યક સંકલ્પોની નિવૃત્તિ કરવાથી નિર્વિકલ્પતા આવી જાય છે. તેમ થતાંજ ભોગ યોગમાં બદલાઈ જાય છે.

એ સર્વ માન્ય છે કે ભોગથી શકિતનો ક્ષય તથા

જડતા અને પરતંત્રતા પ્રાપ્ત થાય છે, જે કોઈને ગમતું નથી. યોગથી શકિતનો સંચય,સ્વાધીનતા તથાચેતના પ્રાપ્ત થાય છે, જે સર્વને ગમે છે. અથવા એમ કહીએ કે યોગથી આવશ્યક શકિતનો વિકાસ થાય છે કે જે કર્તવ્ય પાલન તથા લક્ષ્યની પ્રાપ્તિ કરાવવામાં સમર્થ છે. એટલુંજ નહિ, યોગથી પ્રાણી અસ્વાભાવિકતામાંથી સ્વાભાવિકતા તરફ જાય છે અસત્યમાંથી સત્ય તરફ જાય છે, મૃત્યુમાંથી અમરત્વ તરફ જાય છે અને અંધકારમાંથી પ્રકાશ તરફ જાય છે. તેથી ઈચ્છાઓની નિવૃત્તિ અને આવશ્યકતાની પૂર્તિ કરવામાં પ્રાણી સમર્થ થાય છે, કે જે માનવજીવનનું લક્ષ્ય છે.

કુદરતી નિયમાનુસાર પ્રત્યેક પરિસ્થિતિ કુદરતનો ન્યાય છે અથવા કહો કે સાધન સામગ્રી છે. એ દ્રષ્ટિએ પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગનો પાઠ આપણને કર્તવ્યપરાયણતા શીખવે છે, અને અપ્રાપ્ત પરિસ્થિતિના ચિંતનનો ત્યાગ પણ આપણે તેથીજ શીખીએ છીએ. એવો નિયમ છે કે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ અને અપ્રાપ્ત પરિસ્થિતિનાં ચિંતનનો ત્યાગ થતાંજ સર્વ પરિસ્થિતિઓથી પર અનંત, નિત્ય, ચિન્મય જીવનથી અભિન્નતા પ્રાપ્ત થઈ જાયછે. તેથી સર્વ ભાઈ બ્હેનોએ પ્રત્યેક પરિસ્થિતિનો સન્માનપૂર્વક સદુપયોગ કરી પોતાનાં વાસ્તવિક જીવનથી અભેદ પામવો જોઈએ. ૐ આનંદ.

---



દિનાંક ૩૧ ઓગષ્ટ, ૧૯૫૮

## ૨૧

# પરદોષ દર્શન

પ્યારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

પોતાની મેળેજ સંઘરેલા દોષો નાબુદ કરવામાં દરેક સાધક સ્વતંત્ર છે; અને તેજ સાધકનો પરમ પુરૂષાર્થ છે. જ્ઞાન પ્રમાણે માન્યતા, અને માન્યતા પ્રમાણે વર્તન કરવાથી, પોતેજ સંઘરેલા સર્વ દોષો મટી જાય છે, અને તે મટતાંજ સ્વતઃજ નિર્દોષતા પ્રાપ્ત થાય છે, જે ખરૂં માનવજીવન છે – તે ત્યારેજ સંભવે કે જ્યારે આપણે આપણામાં જે અલૌકિક વિવેક રહેલો છે, તેનેજ આપણો ગુરૂ, આપણો નેતા તથા આપણો શાસક માનીએ, અર્થાત્ નિજ–જ્ઞાનનો ઉપયોગ બીજાઓ માટે ન કરતાં, આપણે આપણા માટેજ કરીશું ત્યારે ખરાં માનવજીવનનો સંભવ છે. જે વિવેક આપણને આપણા દોષ જોવા માટે મળ્યો છે, તેને પારકાના દોષ જોવામાં ન વાપરવો જોઈએ. જે બુદ્ધિ, આપણને પોતાને

સમજણ આપવા માટે મળેલી છે, તેથી આપણે પોતાનેજ સમજાવીએ, ત્યારેજ આપણે આપણા ગુરૂ, આપણા નેતા અને આપણા શાસક થઈ શકીશુ.

હવે એ વિચાર કરીએ કે પરદોષ દર્શનથી આપણને શું હાનિ, કે આપણું શું અહિત થાય છે, તો જણાશે કે, પરદોષ દર્શન તો, બીજા દોષ કરવા કરતાં પણ વધારે મોટો દોષ છે. દોષયુક્ત પ્રવૃત્તિ કરતાં તો ઘણી મુશ્કેલીઓ પડે છે, અર્થાત્ અનેક પ્રકારના ભય પણ લાગે છે, પરંતુ પર-દોષ-દર્શનમાં તો કાંઈ મુશ્કેલી આવતી નથી કે કોઈ ભય ઉત્પન્ન થતો નથી; માત્ર મિથ્યા અભિમાન પેદા થાય છે, જે સર્વ દોષોનું મૂળ છે.

કરેલા દોષો માટે પ્રાયશ્ચિત્ત કે પ્રાર્થના વગેરે ઉપચારોથી, તેનું નિવારણ કરી, સાધક નિર્દોષ થઈ શકે તેવો સંભવ છે. પણ જ્યાં સુધી સદાને માટે પરદોષ દર્શન કરવાનો ત્યાગ કરી દેવામાં ન આવે, અને જેનો દોષ જોયો હોય તેની ક્ષમા મળી ન જાય, ત્યાં સુધી પર દોષ દર્શન રૂપી દોષનું નિવારણ થવાનો સંભવ નથી – એટલુંજ નહિ પણ જેને દોષી ગણ્યા હોય તેના તરફ પ્રેમ ન કરવામાં આવે ત્યાં સુધી પણ તે દોષનું નિવારણ ન થાય – અર્થાત્ જેને દોષિત માન્યા હોય તેની ક્ષમા માગવી અને તેના તરફ પ્રેમ રાખવો એ અનિવાર્ય છે; ક્ષમા માગવી એટલે કે જે ભૂલને માટે ક્ષમાયાચના કરવામાં આવે તેવી ભૂલ ફરી ન કરવી; અને



પ્રેમ કરવાનો અર્થ એ કે, જેના તરફ પ્રેમ કરવામાં આવે તેનાં હિતને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવું.

હવે જો કોઈ એમ કહે કે જેમનામાં ખરેખર દોષ હોય તેના દોષ શા માટે ન જોવા? તેના જવાબમાં કહેવું જોઈએ કે જેના દોષ આપ જુઓ છો તેના દોષનું ફળ આપ પોતે ભોગવવા ખુશી છો? શું કોઈ પારકા દોષ જોનાર પારકાના દોષો પોતાથી મટાડી શકે છે? જો આ બંને વાતો બની શકે નહિ, તો પારકાના દોષ જોવાનો કોઈને શું અધિકાર છે? બિલકુલ નથી. હા, કોઈને પારકામાં દોષ જોવામાં આવે તો તેની સાથેનો સંબંધ છોડી દે એ બની શકે. સંબંધ છોડી દેવાનો અર્થ, તેનો દ્વેષ કે તિરસ્કાર કરવો એ નથી પણ તેનાથી વિમુખ થઈને સદાને માટે તેને ભૂલી જવો, એ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે જેને આપણે આપણા પ્રિયજન માનતા હોઈએ, તેનામાં કોઈ દોષ જણાય તો શું તેના હિતને માટે તેનો પણ દોષ ન જોઈએ. તો તેનો ઉત્તર એ છે કે, જો આપણે, આપણને સર્વ પ્રકારે નિષ્પાપ બનાવી લીધા હોય, અને પ્રિયજનોના દોષથી આપણને ઘોર દુઃખ થતું હોય, તો એવી દશામાં, પ્રિયજનોને નિર્દોષ બનાવવા માટે આપણે યથાશક્તિ પ્રયત્ન કરવો જોઈએ. એવો નિયમ છે કે જેના દુઃખથી આપણે ખરેખર દુઃખી થતા હોઈએ અને *તેનું હિત ચાહતા હોઈએ એટલુંજ નહિ પણ તેના હિતને*

*માટે જે કાંઈ કરી શકીએ તે કરવાથી છટકવા ન માગતા* હોઈએ, તો તેનો સુધારો અવશ્ય થાય છે. એમ કરવું તે પરદોષ દર્શન ન કહેવાય. એતો વાસ્તવિક સેવા છે. સેવા કરવાનો અધિકાર તો સર્વને છે. પર દોષ દર્શન તેને કહેવાય કે, જ્યારે કોઈનો દોષ જોઈને, આપણે પોતાના ગુણનું અભિમાન કરીએ, દોષીનો તિરસ્કાર કરીએ, તેમ તેને કાયમ માટે દોષી માની લઈએ. એમ કરવું એતો વાસ્તવિક રીતે પ્રમાદ છે.

જ્યાં સુધી દોષી પોતે, પોતાના દોષનો સ્વીકાર ન કરે, ત્યાંસુધી કોઈમાં કાંઇ દોષ છે એમ માનવું એજ ભૂલ છે. કારણ ખરી રીતે ભૂલતો તે છે કે જે દોષિત પોતે જાણે છે, દોષને જાણી લેવા માટે, અપૌરૂષેય કાયદાએ, સર્વ મનુષ્યોને, વિવેક આપ્યો છે. જે પોતાનો દોષ કબુલ કરી લે છે અને ફરી દોષ ન કરવાનું વ્રત લે છે એતો બિચારા ક્ષમા અને પ્રેમનાં પાત્ર છે. કોઈનો દોષ જોવો, સાંભળવો અને કોઇને દોષી માનવા એ ત્રણે મહાન દોષ છે. કારણ કે જોવા માત્રથી જોયેલી વસ્તુનાં ખરાપણાંનું જ્ઞાન થતું નથી. કોઇ કોઇ વાર તો જે આપણને દેખાતું હોય તેથી ઉલટુંજ હોય છે. તેથી એ સ્પષ્ટ થઇ જાય છે કે જોવા અને સાંભળવા માત્રથી, કોઇને દોષિત માની લેવા, એ ન્યાય સંગત નથી.

હવે પ્રશ્ન એ થાય છે કે શું કોઇ દોષિત, પોતાના દોષને કબુલ કરી લે છે? હા. જો દોષિતને એવી શ્રદ્ધા થઇ જાય કે પોતાને ક્ષમા કરવામાં આવશે અને પોતાના તરફનો પ્રેમ તથા આદર ઓછો નહિ થાય અને પોતાને સુધરવાને માટે યોગ્ય સહાયતા મળશે તો તે જરૂર પોતાનો દોષ કબુલ કરી લેશે. કારણ કે સ્વાભાવિક નિયમ પ્રમાણે કોઇ પોતાને દોષિત રાખવા ચાહતું નથી. કેમકે દોષયુકત જીવનથી, માણસ પોતાનીજ દ્રષ્ટિમાં પોતે માનને પાત્ર જણાતો નથી. એવો નિયમ છે કે જ્યાં સુધી, મનુષ્ય પોતાની દ્રષ્ટિમાં પોતાને નિંદા પાત્ર માને છે, ત્યાં સુધી તેને શાંતિ કે પ્રસન્નતા થતી નથી. તેથી પોતાને નિર્દોષ બનાવવાની લાલસા સ્વાભાવિક છે. તેથી એ સ્પષ્ટ થઇ જાય છે કે જો કોઇના દોષનું દર્શન થઇ પણ જાય તો તેને નિર્દોષ બનાવવાને માટે અથાગ પ્રયત્નશીલ થવું જોઇએ, જે ખરી માનવતા છે.

હવે વિચાર કરવાનો રહે છે કે આપણે આપણા ગુરૂ, આપણા નેતા અને આપણા શાસક કયારે બની શકીએ? તેનો જવાબ આ રહ્યો. જ્યારે આપણે પર દોષ દર્શન ન કરતાં, કેવળ આપણા દોષજ જોઇએ, અને તેને મટાડવાનો ઉપાય જાણીને, તે માટે આપણાં જીવનમાં તે ઉપાય કામે લગાડીએ, ત્યારેજ આપણા ગુરૂ, આપણા નેતા અને આપણા શાસક થઇ શકીશું. નેતા તે કહેવાય કે જે, દોષ જોઇને દુઃખી થાય, ગુરૂ તે કહેવાય કે, જે દોષ દેખીને તે મટાડવાનો ઉપાય જાણતા હોય અને શાસક તે કહેવાય કે જે જાણેલા ઉપાયનો અમલ કરવામાં સમર્થ હોય. એ દૃષ્ટિએ જ્યારે આપણે

આપણો દોષ દેખીને ઘોર દુઃખી થઇ જઇએ, ત્યારે આપણા નેતા થઇ શકીશું, અને જ્યારે આપણે આપણા દોષનાં નિવારણનો ઉપાય જાણી લઇશું તથા તેના ઉપાયનો ઉપયોગ જીવનમાં કરશું ત્યારે આપણા ગુરૂ તથા શાસક થઇ શકશું.

પોતાનો દોષ જોઇને, જે મનુષ્યને એમ થાય છે કે પોતાના જેવો બીજો કોઇ દોષી નથી, ત્યારે તેને ઘોર દુઃખ થશે. જ્યાંસૂધી પોતાના જેવો અને પોતાથી અધિક, બીજો દોષી છે એમ જણાશે ત્યાં સૂધી દોષયુક્ત જીવનનું ગાઢ દુઃખ નહિ થાય. એવો નિયમ છે કે ગાઢ દુઃખ થવાથી જીવન પલટાઇ જાય છે. કારણ કે જ્યારે દુઃખ, સુખ લોલુપતાનો નાશ કરે છે, ત્યારે સુખ ભોગની કામના મટી જાય છે. તે મટતાંજ સર્વ દોષ સ્વતઃ મટી જાય છે; અને દોષો મટતાં નિર્દોષતા પોતાની મેળેજ આવી જાય છે, કારણ કે દોષોની સ્વતંત્ર સત્તા હોતી નથી. દોષોની પ્રવૃત્તિ પહેલાં સર્વ નિર્દોષ હોય છે અને જો દોષની પુનરાવૃત્તિ ન થાય તોપણ નિર્દોષતા આવી જાય છે. એ દૃષ્ટિએ દોષયુક્ત પ્રવૃત્તિ વખતેજ માણસ દોષિત છે. તે પ્રવૃત્તિની પૂર્વે અને પછી નિર્દોષજ છે. હા. એ વાત તો અવશ્ય છે કે દુષ્કૃતિનુ પરિણામ તો થોડો વખત ભોગવવું પડે છે. એવો નિયમ છે કે પૂર્વના કોઇ કાળે કરેલા કર્મનું ફળ પોતાની મેળેજ નષ્ટ થાય છે. તેથી જો દોષોની પુનરાવૃત્તિ ન થાય તો નિર્દોષતા સાથે અભેદ થઇ જાય છે, અર્થાત્ દોષોની ઉત્પત્તિ થતી નથી અને ગુણોનું



અભિમાન બિલકુલ રહેતું નથી. ગુણ દોષ રહિત થતાંજ, સંકુચિત અહંભાવ ગળી જાય છે અને પછી અનન્ત, નિત્ય ચિન્મય જીવનમાં અભેદ પમાય છે.

દોષ માત્ર ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી દોષીનું હૃદય ઘોર દુઃખથી ભરાઈ ન જાય. કેમ કે પૂર્ણ દુઃખી થવાથી, પ્રાણી સંસારથી નિરાશ થઈ જાય છે અને હૃદય, આપોઆપ, પતિતપાવન પ્રભુને પોકારવા લાગે છે. બસ એ સમયેજ દુઃખ હરનાર પ્રભુ તેનાં દુઃખનો નાશ કરે છે અને તેને સદાને માટે નિર્દોષ બનાવી દે છે. એટલુંજ નહિ પણ પોતાની અહૈતુકી કૃપાથી તેને ભકિત આપે છે. જેના જીવનમાં પ્રેમ ભક્તિનો પ્રાદુર્ભાવ થઈ જાય છે તેના જીવનમાં ભોગ મોક્ષ આદિ કોઈ વાસના બિલકુલ રહેતી નથી. સર્વ કામનાઓથી રહિત થતાંજ જિજ્ઞાસાની તૃપ્તિ અને પ્રેમાસ્પદની પ્રાપ્તિ સ્વતઃ થઈ જાય છે, જે માનવનું લક્ષ્ય છે.

એવો નિયમ છે કે જેણે પોતા ઉપર પોતાનું નેતૃત્વ સાધી લીધું, જે પોતાના ગુરૂ અને શાસક બની ગયા, તેમનું સંસાર ઉપર નેતૃત્વ સ્વતઃ થવા લાગે છે. કારણ કે તેમનું જીવન સંસારને માટે અનુકરણ કરવા યોગ્ય બની જાય છે. પણ જેઓ પોતાના પ્રત્યે ન્યાય અને પારકાઓ તરફ ક્ષમા કરવા સમર્થ હોય છે, તેઓજ પોતાના નેતા, પોતાના ગુરૂ અને પોતાના શાસક થઈ શકે છે. ૐ આનંદ.

દિનાંક ૧ સપ્ટેમ્બર, ૧૯૫૪

# ૨૨

# કરવું અને થવું

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

જીવનમાં બે વાતોનો સહુ કોઈને અનુભવ થાય છે. એક તો 'હું' કરૂં છું અને બીજું 'સ્વતઃ થયા કરે છે' આ બેનો સમૂહજ માનવજીવન છે.

જીવનને સાધનયુક્ત બનાવવા માટે 'કરવા'માં સાવધાન અને 'થવા'માં પ્રસન્ન રહેવું જોઈશે. 'કરવા'નો જન્મ, સુખભોગની રૂચિમાં રહેલો છે; અને 'થવું' કે 'બનવું' એ અપૌરૂષેય રચના ઉપર આધાર રાખે છે. એમજ કહો કે તે અનંતની અહૈતુકી કૃપાનો પરિચય કે તે મહાનનો પ્રેમ 'બનવા' થી મળે છે.

જો કોઈ કહે કે 'કરવા' નો અને 'બનવા' કે 'થવાનો' વિભાગ કેમ કરી શકાય તો કહેવું જોઈએ કે જે પ્રવૃત્તિ ભોગબુદ્ધિથી પ્રેરિત થઈને થાયછે તેમાં 'કરવા' નો ભાગ આવે છે. જેમ કે 'હું ભોજન કરૂં છું' સ્વાદ અને તંદુરસ્તીને માટે.



ભોગબુદ્ધિનો અર્થ, કંઈક મળવાની ઈચ્છા, એવો છે. પણ મળે છે તો 'થવાનું' હોય તેને આધારે. જેમ કે સ્વાસ્થ્ય ક્યારે થાય? જ્યારે ભોજન પચે ત્યારે. જેવું કર્તાપણું 'હું ભોજન કરી રહ્યો છું, એમ ભોજન કરતી વખતે, પ્રતીત થાય છે તેવું કર્તાપણું ભોજન પચતી વખતે નથી થતું. હું ભોજન પચાવી રહ્યો છું એવું નથી જણાતું. તેથીજ એમ બોલાય છે કે ભોજન પચે છે. એટલુંજ નહિ પણ ભોજન કરતી વખતે એવી પણ ખબર રહે છે કે મેં અમુક ભાગ યા અમુક પ્રમાણમાં ખાઈ લીધું. પણ પચવાની ક્રિયા વખતે, એવી ખબર નથી રહેતી કે મેં આટલા પ્રમાણમાં પચાવી લીધું. યંત્ર વડે કોઈ ડાકતર ભલે જોઈ શકે કે અમુક ખોરાક પચી ગયો યા અમુક પચવાની ક્રિયા ચાલે છે, અર્થાત્ કરેલાં કાર્યનું પરિણામ 'થવામાં' આવે છે, 'કરવામાં' નહિ. ક્રિયાથી તો કોઈને કોઈ પ્રકારનાં અભિમાનનો જન્મ માત્ર થાય છે, બીજું કાંઈ નહિ. એવો નિયમ છે કે જે ક્રિયાની સાથે અભિમાન જોડાઈ જાય છે તેનું પરિણામ અવશ્ય ભોગવવું પડે છે. તેથી એ સ્પષ્ટ થઈ જાય છે કે ક્રિયાથી ભોગ પેદા થાય છે; સ્વતઃ થતી સ્થિતિથી નહિ.

જો આપણે એમ ચાહતા હોઈએ કે કરેલાં કર્મનું પરિણામ આપણને અવનતિમાં ન પાડે તો આપણે ક્રિયામાં સાવધાન રહેવું જોઈએ અને આવી પડેલી યા સ્વતઃ પ્રાપ્ત થતી બાબતથી પ્રસન્ન રહેવું જોઈએ. ક્રિયામાં સાવધાન

રહેવાનો અર્થ શું? એવો પ્રશ્ન થાય તો કહેવું જોઈએ કે જ્યારે કોઈ સંકલ્પ કરવાનો વિચાર આવે ત્યારે આત્મવિવેકથી જોવું જોઇએ કે કયા લક્ષ્ય માટે કર્મ કરવાની ઇચ્છા પેદા થઈ છે? કયા કેવા ભાવથી પ્રેરિત થઇને કર્મ કરવાનો વિચાર થયો છે અને કઈ રીતિથી તે કાર્ય કરવાનું છે? અર્થાત્ ત્રણ બાબત ઉપર દ્રષ્ટિ રાખવી જોઇએ. (૧) શા માટે કરીએ છીએ.? (૨) કયા ભાવથી કરી રહ્યા છીએ અને (૩) કઈ રીતે કરી રહ્યા છીએ. જો આ ત્રણે બાબતમાં વિવેકબુદ્ધિના પ્રકાશથી પ્રવૃત્તિ થતી હોય તો સમજવું કે આપણે ક્રિયા કરવામાં સાવધાન છઇએ. એવો નિયમ છે કે જે મનુષ્ય ક્રિયામાં સાવધાન રહે તેનો કદી હ્રાસ થતો નથી, પરંતુ ઉત્તરોત્તર વિકાસજ થશે. કારણ કે જે બનવાનું હોય છે તેમાં તો સર્વનું હિત સમાએલું હોય છે, કોઈનું નુકસાન નહિ. નુકસાન થવાનું એક માત્ર કારણ ક્રિયામાં અસાવધાનીજ હોય છે. બનવાનું હોય તેથી નુકસાન થતું નથી.

હવે વિચારીએ કે 'બનવાનું' એ શું છે? તેનો ઉત્તર એ છે કે જે સ્વતઃ બન્યા કરે છે તેને 'બનવાનું' 'ભાવિ' કહેવાય છે. કોઈ પૂછે સ્વતઃ શું બને છે.? તો જવાબ એ છે કે ઉત્પત્તિ, વિનાશ અને સતત પરિવર્તનજ સ્વતઃ બને છે.

હવે એ વિચારવાનું છે કે આપણે જે કરીએ છીએ તે શા માટે કરીએ છીએ. અર્થાત્ ક્રિયાનું લક્ષ્ય શું છે? તેના જવાબમાં કહેવું જોઇએ કે સતત પરિવર્તનની સ્થિતિમાંથી



અનંત નિત્ય તરફ પ્રગતિ કરવી તે, ઉત્પત્તિ અને વિનાશમાંથી અમરત્વ તરફ આગળ વધવું તે અને દુઃખમાંથી નીકળી આનંદ તરફ જવું એ આપણું લક્ષ્ય છે. તેથી તે લક્ષ્ય સુધી પહોંચવા માટે જે કાંઈ કરી શકીએ તે કર્તવ્ય છે.

એવો નિયમ છે કે સ્વાર્થભાવ અર્થાત્ સુખભોગની ઈચ્છાથી પ્રેરિત થઇને આપણે જે કાંઈ કરીએ છીએ, તેનું પરિણામ સતત પરિવર્તન, ઉત્પત્તિ, વિનાશ અને જડતા વગેરેનાં દુઃખોમાં બંધાવાનુંજ આવે છે. પરંતુ આપણું લક્ષ્ય તો તેથી ઉલટું અનંત નિત્ય ચિન્મય આનંદઘન તરફ જવાનું છે. તેથી આપણે સર્વ પ્રવૃત્તિ સેવાભાવથી કરવી પડશે.

હવે પ્રશ્ન એ થાય છે કે લક્ષ્યપર દ્રષ્ટિ રાખીને સેવા ભાવથી ક્રિયા તો આપણે કરવી છે પણ તે કરવાની રીત શું? તો ઉત્તર એ છે કે જે કાર્ય આપણે ભાગે કરવાનું આવેલ હોય તે કાર્ય યોગ્ય રીતે, પ્રમાણિક પરિશ્રમપૂર્વક તથા તત્પરતા-પૂર્વક કરવું જોઇએ. યોગ્યતાનો અર્થ એ છે કે જે કાર્ય કરવાનું હોય તેના વિષયની પૂરેપૂરી માહિતિ કે જ્ઞાન. વિજ્ઞાન કે કલા તથા પ્રમાણિકપણાંનો અર્થ આપણે પૂર્ણપણે કામમાં લાગી જઇએ એ છે અને સમયસર કાર્ય કરવું અર્થાત્ કાર્ય ચડી જવા ન દેવું એ શ્રમનો અર્થ છે.

જ્યારે આપણી સઘળી પ્રવૃત્તિઓ, કાર્યકુશલતા ભાવની પવિત્રતા તથા લક્ષ્યપર દૃષ્ટિ રાખીને થવા લાગે ત્યારે સમજવું

જોઇએ કે કાર્યમાં અસાવધપણું નથી. એવો નિયમ છે કે જ્યારે કાર્યમાં અસાવધાની ન રહે ત્યારે કરવાનું અભિમાન, કરવાની ઇચ્છા અને કરવાની આસકિત, એ ત્રણે દોષ મટી જાય છે. એ ત્રણે દોષો મટતાંજ કર્તૃત્વ અને ભોકતૃત્વનો ભાવ રહેતો નથી અને પછી એવાં જીવનમાં પ્રવેશ થાય છે કે જે કાંઇ ન કરવાની બુદ્ધિથી મેળવવામાં આવે છે. એવો નિયમ છે કે કર્મથી જે મળે છે તે સદાકાળ રહેતું નથી, અર્થાત્ નિત્ય નથી; કિંતુ કાંઇ ન કરવાથી જે કાંઇ પ્રાપ્ત થાય છે તે હમશાં ટકે છે, અર્થાત્ નિત્ય છે. યથાર્થ ક્રિયા કરવાથી, ભૂલવાળાં કર્મો બંધ થઇ જાય છે અને અકર્તવ્યની સ્થિતિ સ્વતઃ આવે છે. તેથી એ સ્પષ્ટ થઇ જાય છે કે કર્મમાં સાવધાન રહેવું જોઇએ. 'અકર્તવ્ય' નો અર્થ આલસ્ય, ચિંતન તથા જડતામાં બંધન પામવું એવો નથી. અકર્તવ્યનોઅર્થ નિરાભિમાનતાપૂર્વક કામનારહિત થવું, અથવા એમ કહેવાય કે સંકુચિત અહંભાવનો નાશ થવો.

હવે કોઇ એમ કહે કે કર્મમાં સાવધાન રહેવાની વાત તો બરાબર જણાય છે, પણ જે સ્વતઃ થયા કરે છે તે આપણે માટે દુઃખદ હોય તો તેમાં આપણે પ્રસન્ન કેમ રહી શકીએ? તો એ કહેવાનું ઉપસ્થિત થાય છે કે જે દુઃખના સ્વરૂપમાં બનતું હોય છે તેને, કર્મમાં અસાવધાની રહી હોય તેવી ફરી ન રહે એ માટેની આજ્ઞા માત્ર છે એમ ગણીએ, તો એ દુઃખમાં પણ આપણું હિત રહેલું છે એમ સમજાશે. કેમકે જો દુઃખ



ન થાત તો આપણને આપણી અસાવધાનીનું ભાન ન આવત અને આપણે જડતામાં ફસાઇ જાત. તેથી જડતાથી આપણને મુકત કરવાને માટે આપણને દુઃખના રૂપમાં અહેતુકી કૃપાનો લાભજ થાય છે. બીજું કઈ નથી એમ સમજાય છે.

હવે કોઇ એમ પૂછે કે કર્મથી રહિત થવાથી આપણને શું મળે છે તો એમ કહેવું જોઇએ કે કર્મનો જન્મ કોઇ પ્રકારની કામનાથીજ થાય છે. જે કામનાથી રહિત હોય તેજ નિષ્કર્મ થઇ શકે.કામના રહિત તો તેઓજ થઇ શકે કે જેઓએ પોતાનાં જીવનને સર્વ પ્રકારે એ અનંતને સમર્પણ કરેલ છે.

એવો નિયમ છે કે કામનારહિત થતાંજ સાધક ચિંતનથી રહિત થઈ જાય છે. ચિંતનરહિત થતાંજ, ઇન્દ્રિયો વિષયથી નિવૃત્ત થાય છે, મન નિર્વિકલ્પ થાય છે અને બુદ્ધિ સમતાયુક્ત થઈ જાય છે. એમ થવાથી ભોગ, યોગમાં પલટાઈ જાય છે અને પછી વિચારનો સ્વાભાવિક ઉદય થાય છે. તેથી અવિચારનો નાશ થઈને, સાધક અનંત નિત્ય ચિન્મય જીવનમાં ભળી જાય છે અને પછી હૃદય પ્રેમથી ભરાઈ જાય છે. નિત નવ રસ પ્રાપ્ત થાય છે તથા નીરસતા, જડતા, મૃત્યુ વગેરેથી છુટકારો મળી જાય છે.

આજે આપણી સહુથી મોટી ભૂલ એ થઈ રહી છે કે જે આપણા ચાહ્યા સિવાય પણ આપણને ચાહે છે, આપણે ન જાણતા હોઇએ છતાં આપણને જાણે છે અને આપણે

ન માનીએ છતાં આપણને માને છે તેને આપણે ભૂલી ગયા છીએ. જેના પ્રત્યે પ્રેમ ન કરવા છતાં પણ જે આપણા પ્રત્યે પ્રેમ કરે છે એ કેટલા મહાન છે, કેવા ઉદાર છે, કેવા પ્રેમી છે તેનું વર્ણન કોઇ ભાવ કે ભાષા દ્વારા થઇ શકે તેમ નથી. જો આપણે આપણી વસ્તુસ્થિતિનો વિચાર કરીએ તો આપણને સ્પષ્ટ જણાશે કે આપણે કાંઇ કરતા નથી ત્યારે પણ તે આપણને સઘળું આપે છે. જ્યારે આપણે સાચું કામ કરીએ છીએ ત્યારે પણ આપણી ઉત્તરોત્તર ઉન્નતિ થાય છે અને જ્યારે આપણે ખોટું કામ કરીએ છીએ ત્યારે પણ તે દુ:ખના સ્વરૂપે પ્રકટથઇને આપણને સચેત કરેછે. તેની અહેતુકી કૃપા કેટલી ઉદાર છે, કેટલી મહાન છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. તેથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જે કાંઇ સ્વત: બન્યા કરે છે તેમાં તેની અહેતુકી કૃપા સર્વનું કલ્યાણ કરી રહી છે. એટલું જ નહિ પણ જે કાંઇ બની રહ્યું છે તેમાં તેની કૃપાનું નિત નવદર્શન થાય છે, નિત નવરસ અનુભવાય છે. પણ તેનો અનુભવ જેઓ ભાવિમાં હમેશાં પ્રસન્ન રહે છે તેને જ થાય છે.

જ્યારે આપણે કર્મમાં સાવધાન અને પ્રાપ્ત, બનેલ યા ભાવિ પરિસ્થિતિથી પ્રસન્ન થવા લાગીએ છીએ ત્યારે આપણને તેની મંગલમય રચનાનું જ્ઞાન થઈ જાય છે; અને તેની અહેતુકી કૃપા અને પરમપ્રેમ પર શ્રદ્ધા દ્રઢ થઈ જાય છે. કારણ કે તેના જેવા કોઈ પ્રેમીએ નથી ને કૃપાળુએ



નથી. તેથી આપણે સર્વપ્રકારે તેના થઇને રહેવાનું વ્રત લેવું જોઇએ અને કર્મમાં સાવધાન તથા ભાવિથી સદા પ્રસન્ન રહેવું જોઇએ. તેમ થતાંજ કર્મ ભાવિમાં અને ભાવિ વર્તમાનમાં વિલીન થઈ જશે; અને પછી જીવન પ્રીતિથી ભિન્ન કાંઇ વસ્તુ રહેશે નહિ; અર્થાત્ પ્રેમ અને પ્રેમાસ્પદની નિત્ય નવ લીલાના અનંત રસનું આસ્વાદન થશે, જે માનવ માગે છે. ૐ આનંદ.

દિનાંક ૨ સપ્ટેમ્બર, ૧૯૫૪

# ૨૩

# જીવનના વિભાગ

**મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,**

સાધન નિર્માણ કરવા માટે બે બાબતો પરમ આવશ્યક છે. એકતો વર્તમાન વસ્તુસ્થિતિનું જ્ઞાન અને બીજું જીવનના વિભાગ. વર્તમાન વસ્તુસ્થિતિના અધ્યયનથી આપણા કર્તવ્યનું જ્ઞાન થશે. અને જીવનના વિભાગથી સુંદર સમાજની રચના થશે. સાધકને પોતાની યોગ્યતા, રૂચિ અને લક્ષ્યની યથાર્થ સમજ પડે તેવાં જ્ઞાનને વર્તમાન પરિસ્થિતિનું જ્ઞાન કહેવાય. સાધન નિર્માણ કરવામાં આ ત્રણે બાબતોની ઘણી જરૂર છે. કર્તવ્ય તેજ કે જે સાધકની શક્તિથી થઈ શકે. જે વિષયમાં રૂચિ હોય તેમાંજ પ્રવૃત્તિ થઈ શકે છે અને જે વસ્તુ લક્ષ્ય કરી હોય તેજ પ્રાપ્ત થાય. કરી શકતા હોઈએ તે કરવાથી, કરવાની શક્તિ, જે કાર્યનું લક્ષ્ય બનાવ્યું હોય તેજ ભાવમાં, તલ્લીન થઈ જાય છે. જે નેમથી ડગી ન જવાય, જેમાં કદી ફેરફાર ન થાય અને જેનાથી કોઈ પ્રકારે છેટું પડી ન જવાય યા ભેદ ન પડે તેજ લક્ષ્ય કહેવાય.



જીવનના ચાર વિભાગ થઈ શકે. (૧) ગુણોનો વિકાસ. (૨) મર્યાદિત ઉપયોગ. (૩) સેવા અને (૪) ત્યાગ ગુણોનો વિકાસ કરવો એટલે જ્ઞાન, વિજ્ઞાન અને કળાઓથી સંપન્ન થવું. મર્યાદિત ઉપભોગનો અર્થ એ કે જે પોતાનામાં જોવામાં આવતો હોય તે રાગ, વિવેક બુદ્ધિથી સાધક કાઢી નાખી ન શકે, તે કાઢવાને માટે કુદરતી નિયમો અનુસાર પ્રવૃત્તિ કરવી. ભોગ પ્રવૃત્તિના સમયમાં ઉત્પન્ન થયેલ સ્વાર્થભાવ, વિષય ચિંતન અને ઇન્દ્રિય લોલુપતા મટાડવાને માટે સર્વહિતકારી પ્રવૃત્તિ કરવી, સાર્થક ચિંતન કરવા માટે અને જિતેન્દ્રિયપણું મેળવવા મથવું તેનું નામ સેવા. સર્વ વસ્તુઓ અવસ્થાઓ કે પરિસ્થિતિઓના સંબંધો અને તેની મમતાથી મુક્ત થવું તેનું નામ ત્યાગ.

બીજરૂપે મનુષ્યોમાં શ્રમ, ઉત્પાદન, બળ અને વિવેક રહેલાં છે. જ્યાં સુધી જીવનમા વિવેકનું સામ્રાજ્ય હોય છે, ત્યાં સુધી બળ, ઉત્પાદન તથા શ્રમનો સદુપયોગ મેળે મેળે થયા કરે છે. બળના સદુપયોગથી નિર્બળતા, ઉત્પાદનના સદુપયોગથી દરિદ્રતા અને શ્રમના સદુપયોગથી આલસ્ય અને વિલાસ મટી જાય છે. નિર્બળતા, દરિદ્રતા, આલસ્ય અને વિલાસ મટી જવાથી પોતાનું કલ્યાણ અને સુંદર સમાજની રચના આપોઆપ થઈ જાય છે. તે દ્રષ્ટિએ આપણાં જીવનમાં વિવેકનુંજ સામ્રાજ્ય રહેવું જોઈએ.

હવે કોઈ કહે કે વિવેકનું સામ્રાજ્ય રહેવું જોઈએ એટલે શું તો તેનો ઉત્તર એ કે જે જ્ઞાન આપણને મળ્યું છે તેના પ્રકાશની દોરવણી મુજબ શરીર, ઈન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેનું વર્તન થવું જોઈએ. મનમાં કોઈ એવો વિચાર આવવો ન જોઈએ કે જેની પ્રેરણાથી, આપણે આપણા જ્ઞાનનાં અજવાળાથી જે વાજબી જણાતું હોય તેથી વિપરીત વર્તન કરવા પ્રવૃત્ત થઈએ. દાખલા તરીકે પોતાનો વિનાશ કોઈને ગમે નહિ અને પોતાનો વિકાસ સર્વને ગમે છે. ત્યારે આપણાં જ્ઞાનનાં અજવાળાંને લીધે એવા સંકલ્પો નાબુદ કરી નાખવા જોઈએ કે જેમાં કોઈના વિનાશની પ્રેરણા હોય; અર્થાત્ આપણે કોઈનું બુરૂં ન ચાહવું. એવો નિયમ છે કે જે કોઈનું બુરૂં ન ચાહે તેનું અવશ્ય ભલું થાય છે. એટલુંજ નહિ પણ એવા મનુષ્યના જીવનથીજ સમાજનું હિત થાય છે.

જે કોઈનું બુરૂં નથી ચાહતા તે સુખિયોને દેખીને પ્રસન્ન થવા માંડે છે અને દુઃખિયોને દેખીને તેમનું હૃદય કરૂણાથી ભરાઈ જાય છે. જેમ જેમ કરૂણા સર્વત્ર અને કાયમ રહેતી થાય છે તેમ તેમ સુખભોગનો રાગ સ્વતઃ મટી જાય છે અને પછી વીતરાગ બનીને યોગ, બોધ અને પ્રેમ પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઈ જાય છે. વીતરાગ થવાને માટે એ જરૂરનું છે કે આપણે કોઈના રૂણી ન રહીએ અને આપણી પ્રસન્નતા કોઈ બીજાના આધારે ન હોવી જોઈએ. હવે વિચાર એ કરવો કે આપણે કોના રૂણી છીએ; જવાબ એ આવશે



કે જન્મતાંજ આપણને પોષણ આપનાર, પાલન કરનાર અને વિદ્યા આપનારના રૂણી બનીએ છીએ. એ દ્રષ્ટિએ જોતાં દરેક મનુષ્યના વિકાસનો આરંભ વિદ્યાથી થાય છે, અર્થાત્ એમ પણ કહેવાય કે સમાજ દ્વારા થાય છે. એટલુંજ નહિ પણ વધારે ઊંડાણથી વિચાર કરીએ તો સ્પષ્ટ સમજાઈ જાય કે પશુઓ, વૃક્ષો તથા નૈસર્ગિક તત્ત્વો દ્વારાજ, જીવન ઉપયોગી સામગ્રી આપણને મળે છે.

તેથી પ્રત્યેક વ્યક્તિ સમસ્ત સંસારની રૂણી છે. ભૌતિક વસ્તુઓથી પ્રાણની રક્ષા થાય છે, શારીરિકશ્રમથી લાલન પાલન થાય છે અને ગુરૂજનો દ્વારા આપણને જ્ઞાન વિજ્ઞાન અને કલાઓનું શિક્ષણ મળે છે.

હવે વિચાર કરવો કે શિક્ષિત થયા હોવાની કસોટી શું? તો જણાશે કે જ્ઞાન, વિજ્ઞાન કલા વગેરેથી આપણે એવા સમૃદ્ધ અને સુંદર બની જઈએ કે જેથી સમાજને આપણી આવશ્યક્તાનો અનુભવ થવા લાગે. જો એમ ન થાય તો સમજવું જોઈએ કે આપણે હજુ શિક્ષિત થયા નથી. એવો નિયમ છે કે સમાજ, તેના લક્ષ્યને પહોંચવામાં મદદરૂપ હોય તેવા મનુષ્યોની આવશ્યકતાનો અનુભવ કરે છે. જે *મનુષ્યને પોતાના વિકાસને માટે સમાજને પાછળ પડીને કાંઈ મેળવવાનું હોય, તેણે સમજવું જોઈએ કે હજી પોતાના જીવનમાં ગુણોનો વિકાસ થયો નથી.*

હવે કોઈ એમ પૂછે કે આપણે સમાજના રૂણી કેમ

ગણાઇએ ? લાલનપાલન તો અમારાં માતા પિતા વગેરે કુટુંબીઓએ કર્યું, વિદ્યા અમે પૈસાથી મેળવી, પ્રાકૃતિક વસ્તુઓ ઉપર તો સૌનો જન્મસિદ્ધ હક્ક છેજ. આવી વિચારશ્રેણી હોય તો કહેવું જોઇએ કે ગંભીરતા પૂર્વક વિચાર કરશો તો સ્પષ્ટ જણાશે કે કોઈપણ વ્યક્તિ, સમાજમાં, સર્વાંશે સમાજ સાથેના સંબંધનો ત્યાગ કરીને જીવી શકે નહિ. ઉદાહરણ તરીકે જે સડકપર આપ ચાલો છો તે આપના માતાપિતા કે ભાઇઓએ બનાવી નથી. એ પ્રમાણે એવી અનેક આવશ્યક સગવડતાઓ પ્રાપ્ત હોય છે કે જે સામાજિક સહયોગથીજ સિદ્ધ થઈ શકે. એટલુંજ નહિ પણ જેને તમે પોતાનાં કુટુંબીજન ગણો છો તેઓ પણ સમાજનાં અંગજ છે ને? શિક્ષણ પણ કેવળ પૈસાથી નથી મળતું. શિક્ષકો દ્વારા મળે છે. પૈસા તો માત્ર પરસ્પર લેવદેવનું માધ્યમ છે. સાચીવાત તો એ છે કે જીવનમાં પૈસાની જરૂરજ નથી. જરૂરની વસ્તુઓની આવશ્યકતા છે અને તેવી વસ્તુઓ શારીરિકને બૌદ્ધિક શ્રમ અને કુદરતી તત્ત્વોદ્વારા પેદા કરી શકાય છે. શારીરિક અને બૌદ્ધિક શ્રમની શક્તિ શિક્ષણદ્વારા પ્રાપ્ત થાય છે. એથી એ સ્પષ્ટ સમજાય છે કે પૈસા કરતાં વિદ્યાનું મહત્ત્વ ઘણું વધારે છે. અથવા એમ કહેવાય કે પૈસો, વિદ્યાને પેદા કરી શકતો નથી પણ વિદ્યા પૈસાને પેદા કરી શકે છે. વિદ્યા વિનાનો મનુષ્ય એ માનવજ નથી એમ કહેવામાં કાંઈ અતિશયોક્તિ નથી.



હવે એ વિચારવું જોઈએ કે વિદ્યાનું વાસ્તવિક સ્વરૂપ શું છે? જે યોગ્યતા મેળવવાથી સમાજને ઉપયોગી સિદ્ધિ પ્રાપ્ત થાય તેવી યોગ્યતા આપે તે ખરી વિદ્યા ગણાય. કોઈ ખાસ ઉપાધિ (ડિગ્રી) મેળવી લેવાથીજ વિદ્યા હાંસલ થઈ એમ માની લેવું નહિ. શિક્ષિત વ્યક્તિઓની સમાજને હમેશાં જરૂર પડે છે, કારણ કે કર્મ કરવામાં કુશળતા એ સૌને જોઈએ છે.

માતાપિતા આદિનાં રૂણથી મુક્ત થવા માટે એ અનિવાર્ય છે કે મનુષ્ય યોગ્ય સંતાન ઉત્પન્ન કરે અને સમાજનાં બાળકોની યથોચિત સેવા કરે. ભોજન આપવાવાળાનું રૂણ છે? અદા કરવાને માટે પશુ વૃક્ષો વગેરેની યથેષ્ટ સેવા કરવી અને પ્રાકૃતિક શક્તિઓને દૂષિત ન કરવી. જીવનનો અમુક ભાગ બૌદ્ધિક અને શારીરિક શ્રમ દ્વારા શિક્ષણ આપવામાં ગાળવો, એ શિક્ષણ મેળવ્યાનું રૂણ અદા કરવા માટે આવશ્યક છે. માત્ર પૈસાનાં દાનથી શિક્ષણ મેળવ્યાના રૂણથી મુક્ત થવાય નહિ. કારણ કે નોકર ખરો શિક્ષક થઈ શકતો નથી. મોટાં મોટાં વિદ્યાલય કે પ્રયોગ શાળાઓ સ્થાપવાથી પણ શિક્ષણ અપાતું નથી. કદી કોઈ આજકાલના યુગમાં, પૈસાના જોરે વિદ્યા મેળવે તોપણ તેવી વિદ્યાનો સદુપયોગ નહિ થાય. તતો વિદ્યા માત્ર પૈસા કમાવાના ઉપયોગમાં વાપરવા લાગી જશે. સેવાભાવવાળા પાસેથી મળેલી વિદ્યા સેવાભાવ પ્રેરે છે અને પૈસાને લોભે અપાયેલી વિદ્યા, મેળવનારને લોભી બનાવે છે.

જેમ જેમ સમાજમાં સેવાભાવની વૃદ્ધિ થતી જશે, તેમ તેમ સુંદર સમાજનું નિર્માણ થશે. અને જેમ જેમ સમાજમાં લોભની વૃદ્ધિ થશે, તેમ તેમ દરિદ્રતા અને સંઘર્ષણ થશે. એ તો સર્વમાન્ય સત્ય ગણાય કે શિક્ષિત વ્યક્તિઓના સહકાર સિવાય, સમાજમાં ભલાઈ કે બુરાઈ વ્યાપી શકતી નથી.

સારા શિક્ષક હશે તો સારાપણું ફેલાશે. જેઓએ સેવા કરનારાઓ પાસેથી વિદ્યા સંપાદન કરી હશે અને જેઓએ પોતે સેવા કરીને વિદ્યા ભણાવી હશે તેઓજ સારા શિક્ષક થઇ શકશે.

એતો સર્વ વિચારશીલ મનુષ્યોને સમજાશે કે બાળકોના સુધરવાથી સમાજનો સુધારો થશે. કારણકે ભવિષ્યનાં સમાજ તથા રાષ્ટ્રનાં અંગો બાળકોજ છે. જ્યારે બાળકોને નોકરો તથા લાડ કરવાવાળાઓને ખોળેથી ઉપાડી લઇ, ઇન્દ્રિયજન્ય સત્યની શોધ અને સાર્થક વિચાર કરવાવાળાઓને ખોળે સોંપવામાં આવશે ત્યારેજ બાળકો સુધરવાનો સંભવ છે. કારણકે સેવક અને બાળકનું જીવન એ ઉપભોગનો સમય નથી, પણ કંઇક સંપાદન કરવાનો સમય છે. એવો નિયમ છે કે બાળકો દેખીને શીખે છે. જ્યારે તેઓ સચ્ચાઇ, ખરી મિત્રતા અને ઉદારતા વગેરે દિવ્ય ગુણોવાળું જીવન જોશે ત્યારે તેઓ તેવાં બનશે. એથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે બાળકોના વિકાસને માટે સાચા સેવકોનું આયોજન અનિવાર્ય છે. સાચો સેવક એજ થઇ શકે કે જે ગુણોનો



વિકાસ કરીને અને મર્યાદિત ઉપભોગ કર્યા બાદ જીવન સેવામાં ગાળે.

સેવા કરવાથી સ્વાર્થભાવ ગળી જાય છે. સ્વાર્થભાવ ગળી જવાથી, રાગદ્વેષ મટી જાય છે અને જીવન ત્યાગ તથા પ્રેમથી પરિપૂર્ણ થઇ જાય છે. ત્યાગથી ચિર શાંતિ તથા પ્રેમથી નિત નવ રસ આપોઆપ પ્રાપ્ત થાય છે, જે માનવની ખરી જરૂરીયાત છે. તે ત્યારેજ પૂર્ણ થાય કે જ્યારે આપણે વસ્તુ વિભાગ સાથે જીવનના વિભાગ કરવાનું વ્રત ધારણ કરીએ. એમ કરવાનો સંભવ, જ્યારે આપણે સાધન કરવાને તત્પર થશું ત્યારેજ પેદા થશે. સાધનયુક્ત જીવન એજ માનવ જીવન છે. ૐ આનંદ.

દિનાંક ૩ સપ્ટેમ્બર, ૧૯૫૪

## ૨૪

# કરો સેવા, જાણો પોતાને, માનો પ્રભુના.

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

સાધનયુક્ત જીવનનાં વર્તમાનનો સહુથી સુંદર ઉપયોગ શું છે? તો, કહેવું જોઈએ કે જો કંઈ કરવા ચાહતા હો તો સેવા કરો, જો જાણવાને ચાહતા હોતો પોતાને જાણો અને જો માનવાને ચાહતા હો તો પ્રભુને માનો. અર્થાત્ પોતાને જાણવાના છે, પ્રભુને માનવાના છે અને સેવા કરવાની છે.

પોતાને ત્યારે જાણી શકશો કે જ્યારે આત્મજ્ઞાનના પ્રકાશમાં દેહના વાસ્તવિક સ્વરૂપને જાણી લેશો. દેહનું વાસ્તવિક સ્વરૂપ જાણ્યેથી કામનાનો નાશ થઈ જાય છે. કારણ કે સાધારણ જ્ઞાનથી દેહમાં જે સત્યતા, સુંદરતા તથા ચેતનાનો આભાસ થાય છે તે આત્મજ્ઞાનના પ્રકાશમાં જોવાથી, એ દેહમાં ક્ષણભંગુરતા, મલિનતા અને જડતાનું દર્શન થાય છે. જે પ્રકારે સૂર્યના પ્રકાશમાં દીપકનો પ્રકાશ વિલીન



થઈ જાય છે એ પ્રકારે વિવેકના પ્રકાશમાં સાધારણ જ્ઞાન વિલીન થઈ જાય છે. અને પછી શરીર તથા સંસારનું વાસ્તવિક સ્વરૂપ જે સતત પરિવર્તનશીલ છે તે પ્રત્યક્ષ થઇ જાય છે. એ પ્રત્યક્ષ થતાંજ, દેહ હું નથી એવો બોધ થઇ જાય છે. જેમ જેમ એ બોધ દ્રઢ થતો જાય છે તેમ તેમ નિર્વાસના થતી જાય છે. વાસનાઓનો અંત આવતાંજ ઇન્દ્રિયો મનમાં અને મન બુદ્ધિમાં વિલીન થઇ જાય છે અને બુદ્ધિ સમભાવી બની જાય છે. બુદ્ધિ સમભાવી બનતાંજ, ભોગ યોગમાં વિલીન થઇ જાય છે. ભોગ યોગમાં વિલીન થતાં આવશ્યક શકિતનો વિકાસ થાય છે. કારણ કે ભોગ પ્રવૃત્તિ શકિતનો ક્ષય કરે છે અને યોગથી શકિતનો સંચય થાય છે. યોગ પ્રાપ્ત થવાથી જીજ્ઞાસુઓમાં વિચારનો ઉદય થાય છે અને સેવાભાવીઓમાં સર્વ હિતકારી પ્રવૃત્તિ તથા નિષ્કામના આવી જાય છે. નિષ્કામના આવી ગયેથી સેવા આપોઆપ થવા લાગે છે. વિચારનો ઉદય અવિચારને નિર્મૂળ કરીને અમર જીવન સાથે અભિન્ન કરી દે છે અને પ્રેમનો ઉદય નીરસતાને ગળી જઇને નિત-નવીન અગાધ અનંત રસ આપવાને સમર્થ બને છે.

પોતાને જાણવાનો અર્થ છે અમરજીવનની પ્રાપ્તિ, કારણ કે મૃત્યુ દેહનો ધર્મ છે, પોતાનો નહિ. દેહની સાથેનું તાદાત્મ્ય કામનાને જન્મ આપેછે અને તત્ત્વજીજ્ઞાસાથીજ કામનાનું મૃત્યુ થાય છે.

જાણવાનો જન્મ સંદેહથી થાય છે અને વિશ્વાસની ઉત્પત્તિ નિઃસંદેહપણાંથી થાય છે, અર્થાત્ સંદેહ જીજ્ઞાસા જાગૃત કરે છે અને નિઃસંદેહપણું વિશ્વાસ ઉત્પન્ન કરે છે. વિશ્વાસ કરવા યોગ્ય એજ છે કે જેમાં દોષનું દર્શન થતું ન હોય. આ દ્રષ્ટિએ દેહાદિ વસ્તુઓ વિશ્વાસ કરવા યોગ્ય ઠરતી નથી. હા, એ અવશ્ય છે કે દેહાદિ વસ્તુઓનો સદુપયોગ કરી શકાય છે, એના પર વિશ્વાસ કરી શકાતો નથી. એટલે એ સ્પષ્ટ થઈ જાય છે કે વિશ્વાસ કરવા યોગ્ય એક માત્ર સર્વ સમર્થ પ્રભુ છે. જો કોઈ કહે કે જે પ્રભુને આપણે જાણતા નથી એના પર આપણે વિશ્વાસ કેમ કરી લઈએ ? તો કહેવું જોઈએ કે ન જાણવાથીજ વિશ્વાસ થાય છે, જાણવાથી તો અભિન્નતા થાય છે, વિશ્વાસ નહિ. એવો નિયમ છે કે જેના પર આપણે વિશ્વાસ કરી લઇએ છીએ, તેની સાથે નિત્ય સંબંધ સ્વાભાવિક બની જાય છે અને જેની સાથે સંબંધ બની જાય છે તેની સાથે સ્વતઃ પ્રેમ થઈ જાય છે. સરળ વિશ્વાસપૂર્વક નિત્ય સંબંધની સ્વીકૃતિ થતાંજ પ્રત્યેક પ્રવૃત્તિ નિર્મોહતાપૂર્વક, પ્રભુના નાતે, નિષ્કામભાવથી આપોઆપ થવા લાગે છે. પ્રભુના નાતે કરાયેલી પ્રવૃત્તિ, પ્રવૃત્તિ કરનારને પ્રભુ પ્રેમમાં વિલીન કરી દે છે, અર્થાત્ કર્તાનું અભિમાન ગળી જઇને પ્રભુપ્રેમ બની જાય છે, જે પ્રેમાસ્પદથી અભિન્ન કરાવવામાં સમર્થ છે.

એ સહુ કોઇને માન્ય હશે કે શરીરાદિ વસ્તુઓની



સમસ્ત સંસાર સાથે જાતીય એકતા તથા માની લીધેલ ભિન્નતા છે. માની લીધેલ ભિન્નતાએજ સ્વાર્થભાવ ઉત્પન્ન કરી દીધો છે, જેનાથી આપણે સંકીર્ણતા, જડતા વગેરેમાં ફસાઈ ગયા છીએ; જેમાંથી મુકત થવાને માટે સ્વાર્થભાવનો અંત કરી દેવાનું અનિવાર્ય થઈ જાય છે. સ્વાર્થભાવ મટાડવાને માટે શરીરાદિ વસ્તુઓની સંસાર સાથેની જાતીય એકતાનો સ્વીકાર કરવાનું પરમ આવશ્યક છે. અથવા એમ કહોકે શરીરાદિ વસ્તુઓ સંસારની છે, પોતાની નહિ. આ વાસ્તવિકતાનો સ્વીકાર કરવો એ અનિવાર્ય છે. એવો નિયમ છે કે જ્યારે સાધક શરીરાદિ વસ્તુઓને પોતાની ન માને, ત્યારે તેની આસકિત આપોઆપ મટી જાય છે; આસકિત મટતાંજ સર્વ હિતકારી પ્રવૃત્તિ આપોઆપ થવા લાગે છે. સર્વ હિતકારી પ્રવૃત્તિ સ્વાર્થભાવને ટાળી દઇને નિષ્કામ બનાવી દે છે. નિષ્કામના મોહને પ્રેમમાં પલટાવી નાખે છે અને શરીરાદિથી વિમુખ કરીને અમર જીવનથી અભિન્ન કરી દે છે.

દેહાદિ વસ્તુઓ પરના વિશ્વાસેજ આપણને પ્રભુ વિશ્વાસથી, અને દેહમાં હુંપણાની બુદ્ધિએજ આપણને, અમર જીવનથી વિમુખ કરી દીધેલ છે, જે વસ્તુતાએ પ્રમાદ છે. દેહાદિ વસ્તુઓ પર વિશ્વાસ મટાડવા માટે એ વિચાર કરવો જોઇએ કે દેહાદિ વસ્તુઓની ઉત્પત્તિ કઇ વસ્તુઓથી થઇ છે. જે દેહ ઉપરથી આટલો સુંદર દેખાય છે તે અંદરથી કેવો છે, જે દેહ જીવતો જાગતો દેખાયા કરે છે તેનો અંત

શું છે,- આ પ્રશ્નોનો ખુલાસો સાધકને દેહથી અસંગ બનાવવામાં સમર્થ છે, કારણ કે દેહની મલિનતા, અસુંદરતા અને ક્ષણભંગુરતા વિવેક દ્રષ્ટિએ સહુ કોઇને સ્પષ્ટ છે. આવું જ્ઞાન સાધકને નિરંતર સ્વાભાવિક રહ્યા કરવું જોઇએ. દેહની મમતાનો ત્યાગ કરવાનો છે, એની ઘૃણા કરવાની નથી. દેહને પોતાનું સ્વરૂપ માનવાનું નથી, એમાંથી પોતાને અસંગ બનવાનું છે. દેહની મલિનતાનું જ્ઞાન કામનાનો નાશ કરી દે છે. દેહથી અસંગપણાંનું જ્ઞાન નિત્ય જીવન સાથે અભિન્નતા કરાવે છે.

કામનાની ઉત્પત્તિ પોતાને દેહ માનવાથી થાય છે, જે વાસ્તવમાં અવિવેક છે. અવિવેકનો નાશ વિવેકથી થશે, કોઇ બીજા અભ્યાસથી નહિ. વિવેક મનુષ્યને સ્વતઃ પ્રાપ્ત છે, એનો અનાદર એજ અવિવેક છે, અર્થાત્ આત્મજ્ઞાનના અનાદરનું નામજ અજ્ઞાન છે. અજ્ઞાનનું બીજું કોઇ સ્વતંત્ર અસ્તિત્વ નથી. એ સહુ કોઇની જાણકારી છે કે જેને 'આ' કહીને સંબોધાય છે તેને 'હું' કહી શકાય નહિ. શરીર ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેને સહુ કોઇ આત્મજ્ઞાનથી વિષય કરે છે. એટલે એ નિર્વિવાદપણે સિદ્ધ થઇ જાય છે કે જે જ્ઞાનથી શરીરાદિને વિષય કરાય છે તે જ્ઞાન શરીરથી પર છે. એ જ્ઞાનને કોઇ બીજા કારણથી જાણી શકાતું નથી. અર્થાત જ્ઞાનથીજ જ્ઞાનને જાણવામાં આવે છે, એ જ્ઞાનનું નામજ



વિવેક છે. એ જ્ઞાન ભૌતિક નથી, અલૌકિક છે, કારણકે ભૌતિક પદાર્થ સ્વયં પ્રકાશ હોતા નથી જ્યારે એ જ્ઞાન સ્વયં પ્રકાશ છે. એ કારણે એ જ્ઞાન ચિન્મય છે, જડ નહિ, એ જ્ઞાનના પ્રકાશમાંજ એ અનુભવ થાય છે કે દેહ 'હું' નથી, અને દેહથી 'હું' હટવાથી 'હું' કંઇ નથી અથવાતો ચિન્મય છે, આ વાતને એમ કહી શકાય કે 'હું' એક એવી વિચિત્ર વસ્તુ છે કે જેની સાથે તેને મેળવી દેવામાં આવે તેના જેવી તે પ્રતીત થવા લાગે છે. દેહથી અલગ થવાથી 'હું' જ્ઞાનથી અભિન્ન બની જાય છે, અર્થાત્ તત્ત્વ સાક્ષાત્કાર થઇ જાય છે.

તત્ત્વ સાક્ષાત્કાર થતાંજ મનનો નાશ થઈ જાય છે, કારણ કે કોઈ પ્રકારનો રાગ બિલકુલ રહેતો નથી; રાગરહિત થતાંજ અનુરાગની ઉત્પત્તિ થાય છે અને પછી મન પ્રભુપર વિશ્વાસ અને પ્રીતિ બની જાય છે. જે મન પ્રભુમાં વિશ્વાસ તથા પ્રેમ બની જાય છે, તે બંધનનો હેતુ રહેતું નથી, અથવા એમ કહો કે મન પ્રીતિ બની જાય છે તથા સ્વરૂપથી અભેદ પામી જાય છે. પ્રેમી અને તત્ત્વજ્ઞ બંનેજ મન વગરના બની જાય છે, કારણ કે તેમની પાસે પોતાનું મન રહેતું નથી

હવે જો કોઇ એમ કહે કે પ્રેમી તથા તત્ત્વજ્ઞ થયેથી મન ક્યાં ચાલ્યું જાય છે? તો કહેવું જોઇએ કે જ્યારે સંસાર ન હતો ત્યારે જે હતું અથવા જ્યારે સંસાર નહિ રહે ત્યારે

જે રહે છે, અથવા જે સંસારમાં છે અને જેમાં સંસાર છે, તેમાં પ્રેમીનું મન પ્રીતિ બની જઈને નિવાસ કરે છે અને તત્ત્વજ્ઞનું મન અભિન્ન બનીને રહે છે. મનનું પોતા પાસે ન રહેવું અથવા મનનો નાશ થવો એ આ પ્રમાણે. જે પ્રકારે હળદર અને ચુનાની મિલાવટથી એક લાલિમા ઉત્પન્ન થાય છે, જેને વસ્તુતાએ હળદર પણ કહી શકાય નહિ અને ચુનો પણ કહી શકાય નહિ, એ પ્રકારે ચિન્મય જ્ઞાન તત્ત્વ તથા પરપ્રકાશ ભૌતિકતત્ત્વનો પરસ્પર સંસર્ગ થવાથી મનરૂપી વિભૂતિ ઉત્પન્ન થાય છે. એ બન્નેની ભિન્નતાનો અનુભવ થતાં મનરૂપી વિભૂતિ યોગ, પ્રેમ તથા જ્ઞાનનું સાધન બની જાય છે. એટલે મનુષ્યને મન, ભોગ પ્રવૃત્તિ માટે નહિ, પરંતુ તત્ત્વજીજ્ઞાસાની પૂર્તિ, પરમ પ્રેમની પ્રાપ્તિ તેમજ નિત્ય યોગ માટે મળેલ છે. દેહાદિ વસ્તુઓના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન થઈ જતાં દેહ પર વિશ્વાસ મટી જાય છે તથા ભગવદ્‌વિશ્વાસ ઉત્પન્ન થાય છે; અને દેહાદિ વસ્તુઓના સદુપયોગથી શ્રમ, સંયમ, સદાચાર, સેવા, ત્યાગ વગેરેથી જીવન પરિપૂર્ણ થઈ જાય છે, અથવા એમ કહો કે પ્રેમ પ્રાપ્ત થાય છે. પ્રેમનો ઉદય થવાથી પ્રેમાસ્પદ સ્વયં પ્રેમીને અપનાવી લે છે અને વિચારનો ઉદય થવાથી તત્ત્વ-જીજ્ઞાસા તત્ત્વથી અભિન્ન બની જાય છે. વસ્તુતાએ તો, એ અનંતજ સાધકની રૂચિ તથા યોગ્યતા અનુસાર વિચાર તથા



પ્રેમના સ્વરૂપમાં પ્રકટ થાય છે. એ મહાન પ્રભુની એ અહૈતુકી કૃપા છે.

સાધનયુક્ત જીવનજ માનવજીવન છે; આ દ્રષ્ટિએ માનવજીવનની પ્રાપ્તિ એ, એ અનંતની અનુપમ, અનિર્વચનીય, અહૈતુકી કૃપા છે. એ કૃપાનો આદરપૂર્વક સદુપયોગ કરવો એજ માનવનો પરમ પુરૂષાર્થ છે. ૐ

દિનાંક ૪ સપ્ટેમ્બર, ૧૯૫૪

# ૨૫

# નિર્ભયતાની પ્રાપ્તિ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

સઘળા પ્રકારના ભ્રમનો જન્મ અકર્તવ્ય તથા અવિવેકથીજ થાય છે. અર્થાત્ જે કરવું જોઇએ તે ન કરવાથી અથવા જે ન કરવું જોઇએ તે કરવાથી અને આત્મજ્ઞાનના અનાદરથીજ સઘળા પ્રકારના ભય ઉત્પન્ન થાય છે.

એ સહુ કોઈને માન્ય હશે કે દેહાભિમાન વિના કોઈ પણ પ્રકારે ભય થઈજ શકતો નથી. અને દેહાભિમાનની ઉત્પત્તિ એકમાત્ર આત્મજ્ઞાનના અનાદરથીજ થાય છે. દેહાભિમાન ગળી જતાં નિર્વાસના આવી જાય છે અને નિર્વાસના આવી જતાં સઘળા પ્રકારના ભય આપોઆપ મટી જાય છે. હવે જો કોઈ એમ કહે કે દેહાભિમાન શું છે? તો કહેવું જોઇએ કે પોતાને દેહ માનવો અને દેહને પોતાનો માનવો એજ દેહાભિમાન છે. જ્યારે આપણે આપણને દેહ



માની લઈએ છીએ અથવા દેહને આપણે માની લઈએ છીએ ત્યારેજ વાસનાઓની ઉત્પત્તિ થાય છે. કારણ કે એવી કોઈ વાસના હોઇજ શકતી નથી કે જેની ઉત્પત્તિ દેહમાં અહંબુદ્ધિથી થતી ન હોય.

ભય બે પ્રકારે પ્રતીત થાય છે. એક તો આપણા પોતામાંથી અને બીજો સમાજ વગેરે તરફથી. જે ભય આપણા પોતામાંથી ઉત્પન્ન થાય છે, જેમકે મૃત્યુનો, પરિવર્તનનો, અભાવ વગેરેનો ભય, તેનું એક માત્ર કારણ અવિવેક છે, બીજું કશું નહિ. જે ભય બહારથી આવતો હોવાનું પ્રતીત થાય છે તેનું એક માત્ર કારણ એ છે કે કર્તવ્યપરાયણ ન હોવું અથવા તો જે ન કરવું જોઇએ તે કરવું. અર્થાત્ સમાજની સામે આપણે આપણને જે માન્યતાના આધાર પર પ્રકાશિત કર્યા હોય, તે માન્યતાને અનુરૂપ જે વિધાન હોય તેનું બરાબર પાલન ન કરવું અથવા એથી વિપરીત રીતે વર્તવું તે આપણને ભય આપે છે. એ સહુ કોઇને માન્ય હશે કે કોઈપણ ભાઈબ્હેન સમાજની સામે પોતાને દુરાચારી, મિથ્યાવાદી, વંચક વગેરે માન્યતાઓથી પ્રકાશિત નહિ કરે. એથી સ્પષ્ટ થઈ જાય છે કે માનવજીવનની કોઈ એવી માન્યતા નથી હોતી કે જે સાધનરૂપ ન હોય, અર્થાત્ જે માન્યતાનું વિધાન પોતાને સુંદર બનાવવા માટે અને સમાજના અધિકારનું રક્ષણ કરવાને માટે હેતુરૂપ ન બને. એટલે પોતાને અસુંદર બનાવનારી અથવા સમાજનું અહિત કરનારી ચેષ્ટાઓ

જે માન્યતાઓથી થાય છે, તે માન્યતાઓને માનવજીવનમાં કોઈ સ્થાનજ નથી.

હવે જો કોઇ એમ કહે કે દોષયુકત માન્યતા તો દોષયુકત પ્રવૃત્તિથી ઉત્પન્ન થાય છે, તો એમ કહેવું તે બરાબર નથી. કારણકે કર્તાને અનુરૂપ કર્મ થાય છે, કર્મ તો કેવળ કર્તાની માન્યતામાં દ્રઢતા ઉત્પન્ન કરે છે. જેમકે પોતાને ચોર માની લેતાંજ ચોરીમાં પ્રવૃત્તિ થાય છે. ચોરીરૂપી કર્મથી હું ચોર છું એ માન્યતાની દ્રઢતાજ થાય છે. જો ચોરી કરતાં પહેલાં પોતાને ચોર માનેલ ન હોય તો ચોરીમાં કદાપિ પ્રવૃત્તિ ન થાય.

હવે એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે સાધનરૂપ માન્યતાઓ તો આપણને આપણી સંસ્કૃતિ, મત, સંપ્રદાય વગેરેથી પ્રાપ્ત થયેલ છે. પરંતુ અસાધનરૂપ માન્યતાઓની ઉત્પત્તિ કેવી રીત થઈ? જેમ જેમ જીવનમાં શ્રમ અને સંયમનો આદર ઘટે છે અને આલસ્ય તથા વિલાસની રૂચિ વધે છે, તેમ તેમ દોષયુકત પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. આલસ્યની ઉત્પત્તિ ઇચ્છા પ્રમાણેનો વિશ્રામ ન મળવાથી થાય છે અને વિલાસની ઉત્પત્તિ, જીવનમાં નીરસતા અને ભિન્નતા વધી જવાથી થાય છે. દેહથી અતીત જીવન પર વિશ્વાસ તથા તેનો અનુભવ ન હોવાના કારણે આ બંનેની ઉત્પત્તિ થાય છે.

અલૌકિક વિવેકના પ્રકાશમાં જ્યારે આપણે ‘ આ ’ નો ‘ આ ’ તરીકે અનુભવ લઇએ, તેમાં હુંપણું ઘુસાડીયે નહિ



ત્યારે સ્વાભાવિક વિશ્રામ પ્રાપ્ત થાય છે. કેટલોક સમય એમાં સ્થિતિ કરવાથી સ્વાભાવિક શ્રમની રૂચિ તથા સંયમ પ્રાપ્ત થાય છે. સંયમની આવશ્યક શકિતનો વિકાસ અને શ્રમથી વર્તમાન કાર્ય સુંદરતાપૂર્વક આપોઆપ થવા લાગે છે, જે વાસ્તવમાં કર્તવ્યપરાયણતા છે. જે કાર્ય સુંદરતાપૂર્વક થવા લાગે છે તેથી સમાજના અધિકાર સુરક્ષિત થઈ જાય છે, કારણ કે સમાજના અધિકારનો સમૂહ એજ વ્યક્તિનું જીવન છે.

જ્યારે આપણા જીવનથી બીજાઓના અધિકાર સુરક્ષિત થવા લાગે છે, ત્યારે વર્તમાન પરિસ્થિતિનો સદુપયોગ બની જાય છે. એવો નિયમ છે કે વર્તમાન પરિસ્થિતિનો સદુપયોગ, પરિસ્થિતિઓની પેલી પારનાં જીવનમાં પ્રવેશ કરવાને સામર્થ્ય બક્ષે છે અથવા ઉત્કૃષ્ટ પરિસ્થિતિઓ પ્રાપ્ત કરાવે છે. આપણે ગમે તે કોઈપણ પદ્ધતિ, સંસ્કૃતિ, મત વગેરેને માનતા હોઇએ, પણ જો આપણા જીવનથી વર્તમાનના સદુપયોગદ્વારા સમાજના અધિકાર સુરક્ષિત રહેતા હોય, તો આપણે ઘણીજ સુગમતાપૂર્વક બહારથી આવનાર ભયથી મુક્ત થઈ શકીએ છીએ.

કર્તવ્યનિષ્ઠ જીવન એજ માનવજીવન છે. એટલે સાધક પ્રત્યેક દશામાં પોતાનાં કર્તવ્યનું પાલન કરી શકે છે. કારણ કે પ્રત્યેક દશા કર્તવ્યનું ક્ષેત્ર છે, બીજું કશું નહિ. હવે જો કોઈ એમ કહે કે આપણે તો એટલા અસમર્થ છીએ કે કંઈ કરીજ શકતા નથી, તો કહેવું જોઇએ કે કંઈ ન કરવું

તે અકર્તવ્ય નથી, પરંતુ જે દશામાં જે કરવું જોઇએ, તેથી વિપરીત કરવું તે અકર્તવ્ય છે. જેમકે કોઈ એટલો દુર્બળ હોય કે બોલી ન શકતો હોય, તો ન બોલવું તે અકર્તવ્ય નથી, પરંતુ મિથ્યા બોલવું તે અકર્તવ્ય છે. એજ પ્રકારે કોઈ સંકલ્પ ન કરવો એ કાંઈ અકર્તવ્ય નથી, પરંતુ બુરા સંકલ્પ કરવા એ અકર્તવ્ય છે. એટલુંજ નહિ, સઘળુંય કરવાનું ફળ પણ કરી છુટવામાંજ આવે છે, તો કંઈ ન કરી શકાય એથી કાંઈ ક્ષતિ થતી નથી, પરંતુ ઉત્કૃષ્ટ જીવનમાં પ્રવેશ થાય છે.

જીવનમાં અનાદરનો ભય ત્યાં સુધી બની રહે છે કે, જ્યાં સુધી આપણે આપણી પોતાની દ્રષ્ટિમાં આદરપાત્ર ન હોઇએ. આપણે આપણી દ્રષ્ટિમાં ત્યાં સુધી આદરપાત્ર નથી હોતા કે જ્યાં સુધી આપણે બનાવેલા દોષોનો આપણે અંત ન લાવી દઈએ. જેવા આપણે આપણને જાણીએ છીએ તેવા ન માનવા અને જે માની લીધું હોય તે માન્યતાના અનુરૂપ કર્તવ્યનિષ્ઠ ન થવું એજ આપણે બનાવેલા દોષ છે.

આપણે બનાવેલા દોષોનો અંત આવી ગએથી દોષોને પ્રગટ કરવામાં કંઈ ભય પમાતો નથી અને સમાજ પણ તેવી વ્યક્તિનો અનાદર કરતી નથી, કારણ કે વર્તમાનની નિર્દોષતા સમાજની આવશ્યકતા બની જાય છે. એટલુંજ નહિ પરંતુ તે વ્યકિતના પૂર્વના દોષો જાણવાથી, વિશેષે કરીને તેના પ્રતિ આદર વધી જાય છે. કારણ કે દોષયુક્ત પ્રાણીઓને



તેના જીવનથી નિર્દોષ થવાને માટે પ્રકાશ મળે છે અને તેનામાં દોષયુક્ત પ્રાણીઓને પ્રીતિનું પ્રદાન કરવાનું સામર્થ્ય આવી જાય છે; તેનાથી વૃથા ઘૃણા થતી નથી, કારણ કે તે સારી રીતે જાણે છે કે આજ એ બિચારા જે અવસ્થામાં છે તે અવસ્થામાં હું પણ કોઈ સમયે હતો.

હવે જો કોઈ કહે કે બહારથી આવવાવાળો ભય તો કર્તવ્યનિષ્ઠ થવાથી મટી શકે છે, પરંતુ પોતાનામાં ઉત્પન્ન થએલો ભય, જેવો કે મૃત્યુનો ભય, હોનારતનો ભય, દૈવનો ભય કેવી રીતે મટી શકે? તો કહેવું જોઇએ કે પ્રાણ હોય ત્યાંસુધીમાંજ ભોગ ઈચ્છાઓનો અંત આવી જાય અને તત્વજીજ્ઞાસા તથા પ્રિય લાલસાની પૂર્તિ થઈ જાય તો દેહની આવશ્યક્તાજ બિલકુલ રહેતી નથી. એટલે મૃત્યુનો ભય આપોઆપ ટળી જાય છે. હવે રહી હોનારત અને દૈવની વાત. હોનારતનો ભય તેને થાય કે જે સંયોગના દાસત્વથી તથા વિયોગના ભયથી પીડિત હોય. વિવેકપૂર્વક નિત્યયોગ પ્રાપ્ત કરવાથી હોનારતનો ભય મટી જાય છે. ભોગીને માટે દૈવ ભલેને ન્યાય કર્તા હોય, પરંતુ વિવેક તથા કર્તવ્યનિષ્ઠ માટે તો ઉદાર અને પ્રેમી હોય છે, અથવા એમ કહો કે ભય હરિ લેનાર તથા દુઃખ હરિ લેનાર તથા આનંદ આપનાર હોય છે. ભય તો તેજ આપે છે કે જે પોતે ભયભીત હોય. પરંતુ એ અનંતમાં તો કોઈ પ્રકારનો ભય નથી, તો ભલા એ કોઇને ભય દઈજ કેવી રીતે શકે? એમ છતાં પણ જો

કોઈને એ અનંતથી ભય લાગતો હોય તો હું એ અનંતનો છું. એટલુંજ માત્ર માનવાથી એ ભયની નિવૃત્તિ થઈ જાય છે. એવો નિયમ છે કે જે જેનો બની જાય છે તેના પ્રતિ તે પ્યારજ કરે છે, ભયપ્રદનહિ. એટલે એ સ્પષ્ટ થઈ જાય છે કે કર્તવ્યનિષ્ઠ થઈ જવાથી બહારથી આવવાવાળો ભય અને વિવેકયુક્ત થવાથી પોતાનામાં ઉત્પન્ન થવાવાળો ભય તથા સરળ વિશ્વાસપૂર્વક પ્રભુને સમપર્ણ થએથી તમામ પ્રકારના ભય મટી જાય છે. ૐ આનંદ.



દિનાંક ૫ સપ્ટેમ્બર, ૧૯૫૪

૨૬

# સ્વાભાવિક આવશ્યકતાની સહજ પૂર્તિ

મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,

માનવમાત્રને નિતનવીન રસ, અમરત્વ તેમજ સામર્થ્યની આવશ્યકતા સ્વાભાવિક છે. સ્વાભાવિક આવશ્યકતા તેની હોય છે કે જેની સાથે જાતીય અને સ્વરૂપની એકતા હોય. એટલા માટે, આપણી જે સ્વાભાનિક આવશ્યકતા છે, તેની પૂર્તિ અને અસ્વાભાવિક ઈચ્છાઓની નિવૃત્તિ અનિવાર્ય છે. એમ થવું ત્યારે સંભવે છે, કે જ્યારે જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા નથી એવી પરાઈ બાબતથી વિમુખ થઈ જે આપણને નિત્ય પ્રાપ્ત છે તેનું આપણને જ્ઞાન હોય અથવા તેમાં પ્રીતિ હોય. હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે જે નિત્ય પ્રાપ્ત છે તેનું જ્ઞાન કેમ નથી હોતું? એમાં પ્રીતિ કેમ નથી હોતી? તો કહેવું જોઈએ કે પરાઈ બાબત તરફ

ગતિશીલ રહેવાથીજ જે નિત્ય પ્રાપ્ત છે તેનાથી દૂરપણું પ્રતીત થવા લાગે છે; જો કે જે નિત્ય પ્રાપ્ત છે તેનાથી દેશકાળનું દૂરપણું સંભવતું નથી, પરંતુ પ્રમાદવશાત્ આપણે તેને આપણાથી દૂર માની લઇએ છીએ, કારણ કે પ્રતીતિની તરફ ગતિશીલ થયા હોઇએ છીએ. પ્રતીતિ તરફ પ્રવૃત્તિ તો થાય છે, પરંતુ એની પ્રાપ્તિ સંભવતી નથી, કારણ કે પ્રતીતિને પોતાની કોઈ સ્વતંત્ર સત્તા નથી.

હવે જો કોઈ એમ કહે કે જેની સ્વતંત્ર સત્તા નથી તેની પ્રતીતિ કેવી રીતે થાય છે? તો કહેવું જોઇએ કે અલ્પજ્ઞાનને વાસ્તવિક જ્ઞાન માની લેવાથી એ અનંત નિત્ય સત્તામાંજ રાગને અનુરૂપ પ્રતીતિ થાય છે. જે સમયે વૈરાગ્ય રાગને નિર્મૂળ કરીને પોતે વિલીન થઈ જાય છે, તે સમયે અનંત નિત્ય, ચિન્મય તત્ત્વ સાથે અભિન્નતા થઈ જાય છે, અર્થાત્ એનું જ્ઞાન થઈ જાય છે અને પછી પ્રતીતિમાં સર્વત્ર એ અનંતનુંજ દર્શન થવા લાગે છે, જે નિત્ય પ્રાપ્તમાં પ્રીતિ ઉત્પન્ન કરવાને માટે સમર્થ છે. જેમ જેમ પ્રીતિ સબળ તથા સ્થાયી થતી જાય છે, તેમ તેમ જ્ઞાન વિજ્ઞાનમાં અને પ્રીતિ પ્રિયતમમાં વિલીન થતી જાય છે. અથવા એમ કહો કે જે પ્રકારે નદી સમુદ્રથી અભિન્ન હોવા છતાં ગતિશીલ રહે છે, એ પ્રકારે પ્રીતિ પ્રિયતમથી અભિન્ન રહેવા છતાં નિતનૂતન રહે છે. એ કારણે પ્રીતિ નિત નવીન રસ આપ્યા કરે છે. નિત નવીન રસની ન તો પૂર્તિ થાય છે, ન તો અભાવ.



આ વિલક્ષણતાથીજ પ્રીતિ પ્રિયતમને અને પ્રિયતમ પ્રીતિને નિત્ય પ્રિય છે.

અલ્પજ્ઞાનમાં સદ્‌ભાવ થવાથી રાગની ઉત્પત્તિ થાય છે અને આત્મ વિવેકથી વૈરાગ્યનો ઉદય થાય છે. જે પ્રકારે સૂર્યના પ્રકાશમાં દીપકનો પ્રકાશ આપોઆપ વિલીન થઈ જાય છે, એ પ્રકારે વૈરાગ્યમાં રાગ વિલીન થઈ જાય છે, અથવા એમ કહો કે ઇન્દ્રિયોનું જ્ઞાન આત્મજ્ઞાનમાં વિલીન થઈ જાય છે અને પછી ભોગવાસનાની નિવૃત્તિ અને યોગની પ્રાપ્તિ આપોઆપ થઈ જાય છે. યોગનો વાસ્તવિક અર્થ એ છે કે 'પર' થી વિમુખ થવું, 'સ્વ' માં પ્રતિષ્ઠિત થવું, અથવા એમ કહો કે વિષયોથી વિમુખ થઇને જે પોતાને અત્યંત નિકટ છે તેની સાથે તદ્રૂપ થઈ જવું. એવો નિયમ છે કે અત્યંત નિકટને મળવાને માટે કોઈ કારણની અપેક્ષા હોતી નથી. જેને માટે કોઈ કારણની અપેક્ષા હોતી નથી, તેને માટે કોઈ પ્રયત્નની અપેક્ષા હોતી નથી. જેને માટે કોઈ પ્રયત્નની અપેક્ષા હોતી નથી, તેની નિત્ય પ્રાપ્તિ સિદ્ધ હોય છે.

પ્રાપ્તની પ્રીતિ અને અપ્રાપ્ત પરત્વે વિમુખતા, એજ નિત્ય યોગ પ્રાપ્ત કરાવવાને માટે સમર્થ છે. સંયોગમાં વિયોગનો અનુભવ કરવો એ અપ્રાપ્ત પરત્વે વિમુખતાનો અર્થ છે. જો સંયોગ-કાળમાંજ વિયોગનો અનુભવ કરી લેવામાં આવે તો સંયોગનું દાસત્વ અને વિયોગનો ભય

મટી જાય છે, જે મટતાંજ પોતાને પોતાનામાંજ પ્રિયતમનું જ્ઞાન થાય છે, અર્થાત્ અમરત્વથી અભિન્નતા થઈ જાય છે અને પછી કોઈ પ્રકારનો અભાવ બિલકુલ રહેતો નથી. આ જીવનનું નામજ અમરજીવન છે.

અપ્રાપ્ત પરત્વે વિમુખ થવાથી અમરજીવન સાથે અભિન્ન થવાય છે અને નિત્ય પ્રાપ્તમાં પ્રીતિથી પ્રેમાસ્પદનો પ્રેમ સંપાદન થાય છે. આ દ્રષ્ટિએ પ્રેમી અને પ્રેમાસ્પદ વચ્ચે નિરંતર પ્રેમનીજ આપલે થયા કરે છે. એ ત્યારે સંભવે છે કે જ્યારે પ્રેમી અને પ્રેમાસ્પદ વચ્ચે કોઈ પ્રકારનો ભેદ ન રહે; અર્થાત્ બે હોય તે એક રૂપ બને ત્યારેજ પરસ્પરમાં પ્રેમની ક્રીડા થાય છે. એ સહુ કોઇને માન્ય હશે કે ભેદ મટાડવાને માટે વિવેકજ સમર્થ છે અને મોહની નિવૃત્તિ માટે પણ વિવેકજ સમર્થ છે. મોહની નિવૃત્તિ થતાંજ પ્રેમનો ઉદય અને અવિવેક મટતાંજ સ્વરૂપની એકતા થાય છે. આ દ્રષ્ટિએ આત્મવિવેકનો આદર એ સ્વરૂપ સાથે એકતા અને પ્રેમની ઉત્પત્તિ કરાવવામાં હેતુભૂત થાય છે.

વિવેકનો આદર જડતા દૂર કરાવીને ચિન્મયતા સાથે અભિન્નતા કરાવે છે અને અસત્‌નો ત્યાગ સત્ સાથે અભિન્નતા કરાવે છે. એવો નિયમ છે કે સંબંધનો વિચ્છેદ થતાંજ દુઃખ હમેશને માટે આનંદમાં વિલીન થઈ જાય છે. આનંદનો અર્થ એ છે કે જેનો કદી ત્યાગ થઈ શકે નહિ. જેનો ત્યાગ થઈ શકતો નથી તેજ સત્ છે અને જે પોતે



પોતાને પ્રકાશિત કરે તેજ ચિત્ છે. આ ત્રણે વિશેષણ કોઈ એક વિશેષ્યમાંજ સિદ્ધ થાય છે, કારણ કે જે સર્વદા સર્વત્ર છે તેજ સત્ય છે, અને તેનો ત્યાગ થઈજ શકતો નથી. જેનો ત્યાગ થઈ શકતો નથી તેમાં અપાર આનંદ છે અને સત્ પોતાને પ્રકાશિત કરવામાં પોતેજ સમર્થ છે; એટલે એજ ચિત્ છે. આ દ્રષ્ટિએ સત્‌માંજ ચિત્ અને આનંદની સિદ્ધિ થાય છે. જે પ્રકારે અસત્‌માંજ જડતા અને દુઃખની પ્રતીતિ થાય છે, એ પ્રકારે સત્‌માંજ ચિત્ અને આનંદની અનુભૂતિ રહેલી છે. અનુભૂતિનો અર્થ એવો નથી કે આ ત્રણે વિશેષણો કોઈ બીજાથી પ્રકાશિત થાય છે, કારણ કે જે સ્વયં પ્રકાશ છે તે કદાપિ બે થઈજ શકે નહિ.

હવે એ વિચાર કરવાનો છે કે પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ શું છે! તો કહેવું જોઇએ કે પ્રેમમાં કોઈ પ્રકારની કામના તથા ભોગની સિદ્ધિ હોતી નથી. કારણ કે કામના અને ભોગથી તો અહંભાવની પુષ્ટિ થાય છે, અને અહંભાવની પુષ્ટિથીજ ભેદ ઉત્પન્ન થાય છે, અને ભેદથીજ અનેક પ્રકારના રાગદ્વેષ તથા વાસનાઓ ઉત્પન્ન થાય છે. પરંતુ જ્યારે વિચારરૂપી અગ્નિ અહંભાવને ભસ્મીભૂત કરી દે છે ત્યારે પ્રેમની ગંગા આપોઆપ લહરાવા લાગે છે. એટલુંજ નહિ પરંતુ અહંભાવ મટતાંજ નિર્ગુણનું જ્ઞાન અને પ્રેમનો ઉદય સ્વતઃ સિદ્ધ હોય છે. પ્રેમનો એ મહિમા છે કે નિર્ગુણમાં અનંત ગુણોનું દર્શન થાય છે, અને જ્ઞાનનો એ મહિમા છે

કે અનંત ગુણોમાં નિર્ગુણનો બોધ થાય છે. આ દ્રષ્ટિએ કોઈ એકમાંજ નિર્ગુણ તથા સગુણનો સમાવેશ છે. એટલે પ્રેમ અને જ્ઞાનમાં સ્વરૂપથી ભેદ નથી, કેવળ રસનો ભેદ છે, કારણકે સહુ કોઇનું લક્ષ્ય એક છે, તત્ત્વ એક છે, બે નહિ. જો જ્ઞાન બેને એક કરવામાં સમર્થ છે, તો પ્રેમ એકને બે કરવામાં સમર્થ છે. એકમાં બે અને બેમાં એક એ અનન્તમાંજ છે, કોઇ અન્યમાં નહિ. એટલે યોગ, જ્ઞાન અને પ્રેમ એ અનન્તનીજ વિભૂતિઓ છે, બીજું કશું નહિ. યોગ વિના સામર્થ્યની, જ્ઞાન વિના જીવનની, પ્રેમ વિના આનંદની સિદ્ધિ થઇ શકતી નથી. એટલે માનવ માત્રને માટે જ્ઞાન તથા પ્રેમની પ્રાપ્તિ કરવી એ અનિવાર્ય છે. આ ત્રણે પૈકી કોઇ એકની પૂર્ણતા, ત્રણેની પૂર્ણતા બની જાય છે. આ ત્રણેમાં સ્વરૂપનો ભેદ નથી, માત્ર સાધન ભેદ છે. સાધન ભેદ હોવા છતાં પ્રીતિ તથા લક્ષ્યની એકતા અનિવાર્ય છે. એટલે કોઇપણ સાધનને અપનાવીને, પોતાને સાધનથી અભિન્ન કરીને, આપણે સહુ સાધ્યની પ્રાપ્તિ કરી શકીએ છીએ. પ્રાપ્તિ સહુને માટે એક છે, કારણકે આપણા સહુની આવશ્યકતા એક છે.

સારાંશ એ નીકળ્યો કે પ્રત્યેક સાધકની યોગ્યતા તેમજ રૂચિ અનુસાર સાધનમાં ભેદ હોવા છતાં, પરસ્પરમાં પ્રીતિ તથા લક્ષ્યની એકતા અનિવાર્ય છે, જે વસ્તુતાએ માનવતા છે. ૐ

---



દિનાંક ૬ સપ્ટેમ્બર, ૧૯૫૮

# ૨૭

# ચરિત્ર નિર્માણ

**મારા આત્મસ્વરૂપ ઉપસ્થિત મહાનુભાવો,**

ચારિત્ર્યનું ઘડતર એ માનવજીવનમાં એક મોટું બળ છે. માનવમાત્રને તેની આવશ્યકતા છે. તેના સિવાય માનવ માનવ બની શકતો નથી. વીતરાગ બનવામાંજ ચારિત્ર્ય ઘડતરની પરાકાષ્ટા છે અને વીતરાગ બનવામાંજ પૂર્ણ માનવતાનો વિકાસ છે. ચારિત્ર્યના ઘડતરમાંજ પોતાનું તેમજ સમાજનું કલ્યાણ રહેલું છે. આ દ્રષ્ટિએ ચારિત્ર્યનું ઘડતર એ જીવનનું એક આવશ્યક અંગ છે.

ચારિત્ર્યનું ઘડતર એ વસ્તુતાએ અંતરથી ઉદ્ભવતી પ્રેરણા છે, કારણ કે કોઇને પણ ચારિત્ર્યહીનની જરૂરત હોતી નથી. આ દ્રષ્ટિએ, સમાજને એક માત્ર ચરિત્રવાન વ્યક્તિનીજ આવશ્યક્તા છે. એટલુંજ નહિ પરંતુ પોતાની નિર્બળતા મટાડવામાં પણ સચ્ચારિત્ર્યજ સમર્થ છે.

ચારિત્ર્ય સુરક્ષિત રાખવાને માટે, સઘળુંય ન્યોછાવર કરી શકાય છે. પરંતુ ચારિત્ર્ય, કશાના બદલા તરીકે દઈ શકાતું નથી. એટલા માટે શરીરાદિ તમામ વસ્તુઓથી ચારિત્ર્યનું મહત્વ વિશેષ છે. ચારિત્ર્યના ઘડતરમાં જીતેન્દ્રિયપણું અત્યંત અનિવાર્ય છે, કારણ કે ઇન્દ્રિય લોલુપતાને કારણેજ આપણે ચારિત્ર્યહીન બની જઇએ છીએ. ભોગવાએલ ઇચ્છાઓની સ્મૃતિ અને નહિ ભોગવાએલ ઇચ્છાઓની આશાજ ઇન્દ્રિય લોલુંપતાને પોષે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જીવનમાં ઉત્પન્ન થએલ નીરસપણું દબાવવા તથા ભૂલવાને માટે પ્રાણી ઇન્દ્રિય લોલુપતાનો આશ્રય લે છે, જો કે નીરસપણું મટાડવાને માટે આવશ્યકતાતો નિત્ય નવીન રસની હોય છે. નિત્ય નવીન રસની પ્રાપ્તિ પ્રીતિથી થાય છે, કશા સુખભોગથી નહિ. પ્રીતિની ઉત્પત્તિ નિષ્કામપણાથી થાય છે, કોઈ રાગથી નહિ. નિષ્કામપણાંની પ્રાપ્તિ વિવેકથી થાય છે, જે માનવમાત્રમાં રહેલ છે.

એ વિવેકના પ્રકાશમાંજ આપણે આપણી વર્તમાન વસ્તુસ્થિતિ જોવાની છે. એમ કરવાથી આપણને આપણી નિર્બળતાઓની તથા આપણે અપનાવેલા દોષોની જાણકારી થઈ જશે. આપણી નિર્બળતાઓની જાણકારી આપણામાં વેદના જાગૃતકરવા સમર્થ છે. જો એ વેદનાને, બીજાઓના દોષ કાઢીને દબાવી દેવામાં ન આવે તો તે વેદના સ્વતઃ તમામ દોષોને ભસ્મીભૂત કરી નિર્દોષતાની સ્થાપના કરવા સમર્થ થઈ જાય



છે અને પછી નિર્દોષતા દોષોને ઉત્પન્ન થવા દેતી નથી. આ દ્રષ્ટએ, વેદના અથવા તો દોષો ફરીથી ન થવા દેવા, એજ નિર્દોષ બનવાનો મુખ્ય હેતુ છે.

વેદના અને દુઃખમાં અંતર છે. વેદના અભાવ મટાડવા માટેની પીડા છે. અથવા એમ કહો કે વેદના માનવની સાચી ભૂખ છે. દુઃખના બે પ્રકાર છે; એકતો સુખભોગની આશા અને બીજો, તમામ જાતના અભાવનો સમૂળગો અભાવ કરવાની અભિલાષા. દુઃખનું બાહ્યરૂપ પૂર્ણ દુઃખ નથી. દુઃખનુ આંતરિકરૂપ જે વેદનાના રૂપમાં જાગૃત થાય છે તે માનવના વિકાસની ભૂમિ છે. એ ભૂમિ સુરક્ષિત ત્યારેજ રહી શકે છે કે જ્યારે આપણે આપણા લક્ષ્યથી નિરાશ ન થઈએ.

વેદના જાગૃત થવાથી એક આંતરિક ઊંડી માંગ ઉત્પન્ન થાય છે, જે વસ્તુતાએ પ્રાર્થના છે. એ અનંતને પ્રાર્થના કરનાર ભલેને ન માને અથવા ન જાણે, તેમ છતાં એ અનંત પોતાની અહૈતુકી કૃપાથી પ્રાર્થના કરનારની પ્રાર્થનાની પૂર્તિ કરી દે છે; પરંતુ એ અનંત પોતાને પ્રગટ કરતું નથી. અનંતનો એ મહિમા છે, બીજું કશું નહિ. જો પ્રાણી વ્યાકુળ હૃદયથી એ અનંતને પુકારે તો તેને સઘળું મળી શકે છે. આ દ્રષ્ટિએ પોતાને નિર્દોષ બનાવવામાં પ્રાર્થનાનું મુખ્ય સ્થાન છે. એ પ્રાર્થના ચેતનમય ત્યારે થાય છે કે જ્યારે કરવામાં આવેલ ભૂલ ફરી ન કરતાં પ્રાયશ્ચિત્તપૂર્વક પ્રાર્થના કરવામાં આવે. જો કોઇને પ્રાર્થનામાં વિશ્વાસ ન

પણ હોય, તો કહેવું જોઇએ કે જે પ્રકારે તરસ લાગવી એજ પાણીની માંગ છે, એ પ્રકારે અભાવની વેદના થવી એજ પ્રાર્થના છે. પ્રાર્થનાનો અર્થ હીનતા અને પરાધીનતા નથી, પરંતુ પોતાની વાસ્તવિક આવશ્યકતાની જાગૃતિ છે, અથવા એમ કહો કે જેની સાથે આપણી જાતીય તથા સ્વરૂપની એકતા છે તેની પ્રીતિ છે.

ચારિત્ર્યના ઘડતર માટે એ અનિવાર્ય થઈ જાય છે કે આપણે વિવેક તથા ન્યાયનો પ્રયોગ આપણા પોતા ઉપર તથા વિશ્વાસ, ક્ષમા અને પ્રેમનો ઉપયોગ બીજાઓ ઉપર કરીએ. વિવેકથી સ્વદોષ દર્શન થશે અને ન્યાયથી નિર્દોષતા પ્રતિષ્ઠિત થશે. ન્યાય એજ સાર્થક થાય છે કે જે પોતાના ઉપર કરવામાં આવે. ન્યાયનો અર્થ શિક્ષા કરવી એમ નહિ પરંતુ આત્મસુધારણા કરવી. એટલે પોતે સુધરવું એજ પોતે પ્રતિ ન્યાય કરવો. જેમ જેમ આત્મસુધારણા થતી જાય છે, તેમ તેમ ન્યાય પ્રેમમાં ક્રોધ ક્ષમામાં, અવિશ્વાસ વિશ્વાસમાં, વૈર-ભાવ નિર્વૈરતામાં અને ભિન્નતા એકતામાં પલટાઈ જાય છે. જેઓ પોતાના પ્રતિ ન્યાય ન કરે તેઓ બીજાઓ પ્રતિ પ્રેમ કરી શકતા નથી. પ્રેમનો વિકાસ કરવાને માટે, પોતાના પ્રતિ ન્યાય કરવો એ અનિવાર્ય છે. વાસ્તવિક ન્યાય કરવા માટે એ જરૂરનું છે કે સ્વદોષને બરાબર જાણવા. જેટલી જાણકારી આપણને આપણા પોતાના દોષની હોય છે તેટલી જાણકારી બીજાઓના દોષોની હોતી નથી. આ ઉપરથી સિદ્ધ



થાયછે કે વાસ્તવિક ન્યાય પોતા પરજ થઈ શકે છે, બીજાઓ પર નહિં. બીજાઓ પર તો પ્રેમ થઈ શકે છે. અથવા બીજાઓને ક્ષમા કરી શકાય છે. ક્ષમા અને પ્રેમ, નિર્વૈરતા અને અભિન્નતા લાવવામાં સમર્થ છે. નિર્વૈરતા આપણને નિર્ભય બનાવી દે છે અને અભિન્નતા નીરસપણાંનો અંત લાવી આપણને રસપૂર્ણ બનાવી દે છે, જે સહુ કોઇની અભિલાષા હોય છે.

ચારિત્ર્યના ઘડતર માટે આપણે, ઇન્દ્રિય લોલુપતાને જીતેન્દ્રિયપણામાં અને સ્વાર્થભાવને સેવામાં અને વિષય ચિંતનને ભગવદ્‌ચિંતનમાં બદલી નાંખવાનું તથા અસત્‌ને અસત્‌ તરીકે જાણીને સત્‌ની શોધ કરવાનું અનિવાર્ય થઈ જાય છે. એવો નિયમ છે કે સતની શોધ અસત્‌નો લય કરી દઈને સત્‌થી અભિન્નતા કરાવી દે છે. સત પોતાથી તો અસત્‌નું પ્રકાશક છે, વિનાશક નહિ. પરંતુ સત્‌ની શોધ અસત્‌નો વિનાશ કરે છે. આ દ્રષ્ટિએ સત્‌ની શોધ, એ સતથી પણ અધિક મહત્વની બાબત છે; કારણ કે સતની શોધજ સત્‌ના અભિલાષીને સત્‌થી અભિન્ન કરી દે છે. પરંતુ વ્યર્થ ચિંતનની આસક્તિ સત્‌ની શોધને જાગૃત થવા દેતી નથી. સત્‌ની શોધ જાગૃત કરવાને માટે વ્યર્થ ચિંતનને સાર્થક ચિંતનમાં અર્થાત્‌ વસ્તુ વગેરેના ચિંતનને ભગવદ્‌ચિંતનમાં પલટાવવાનું અનિવાર્ય થશે. વ્યર્થ ચિંતનને સાર્થક ચિંતનમાં પલટાવવાને માટે, સ્વાર્થભાવ તથા ઇન્દ્રિય લોલુપતાને સેવાભાવ અને

જીતેન્દ્રિયપણામાં બદલાવવાં પડશે; ત્યારે આપણે આપણાં ચારિત્ર્યનું ઘડતર કરી શકશું.

આપણા ચારિત્ર્ય ઘડતરને સુરક્ષિત રાખવાને માટે અક્રોધ તથા હૃદય–શીલતા તેમજ નિરાભિમાનતા અત્યંત જરૂરનાં છે. ક્રોધરહિત થવાને માટે એ અનિવાર્ય થશે કે આપણે બીજાઓનાં કર્તવ્યને આપણો અધિકાર ન માનીએ. પરંતુ બીજાઓના અધિકારને આપણું કર્તવ્ય માનીએ, કારણ કે જો કોઈનાં કર્તવ્યને આપણો અધિકાર માની લઈએ તો તેની પૂર્તિમાં રાગ તથા અપૂર્તિમાં ક્રોધ ઉત્પન્ન થશે. ક્રોધ તમામ દિવ્ય ગુણોને ભસ્મીભૂત કરી દે છે. એટલા માટે ક્રોધ રહિત થવાને માટે એ અનિવાર્ય થઈ જાય છે કે આપણે કોઈનાં કર્તવ્યને આપણો અધિકાર ન માનીએ. હૃદય–શીલ રહેવાને માટે એ જરૂરનું બની જાય છે કે આપણા પ્રતિ અપેક્ષિત ઉદારતાને આપણો પોતાનો ગુણ ન માનીએ, પરંતુ જેણે ઉદારતા કરી હોય તેની મહાનતા ગણીએ. એમ કરવાથી હૃદય–શીલતા સુરક્ષિત રહેશે. હૃદય–શીલતા સુરક્ષિત રહેવાથી પરસ્પરમાં સ્નેહની વૃદ્ધિ થશે, જે વિકાસનું મૂળ છે. એ વિકાસ ત્યારેજ સુરક્ષિત રહી શકશે કે જ્યારે કોઈની નિર્બળતાને આપણું બળ ન માની લઈએ. જ્યારે આપણે પ્રમાદને કારણે કોઈની નિર્બળતાને આપણું બળ માની લઈએ છીએ, ત્યારે આપણે અભિમાનમાં ફસાઈ જઈએ છીએ, જે હ્રાસ યા અવનતિનું મૂળ છે.



આપણા ચારિત્ર્ય ઘડતર માટે, જીવનમાં કર્મશુદ્ધિનું મુખ્ય સ્થાન છે. પરંતુ તે ત્યારેજ સંભવિત થાય કે જ્યારે આપણી સઘળી પ્રવૃત્તિઓ તથા સઘળા સંબંધો શુદ્ધભાવનાથી રંગાએલ હોય, અર્થાત્ જ્યારે આપણે સહુ કોઈને પોતાનું કુટુમ્બ ગણીએ. એટલુંજ નહિ પરંતુ કર્મના ભેદ હોવા છતાં પણ પ્રીતિમાં ભેદ ન હોય. કર્મમાં ભિન્નતા એતો અનિવાર્ય છે; કારણ કે યોગ્યતા તથા માન્યતાનો ભેદ છે. પરંતુ પ્રીતિમાં ભેદ એ મોટો દોષ છે. એ ભેદનો અંત લાવ્યા વિના સચ્ચારિત્ર્ય સંભવતું નથી. પ્રીતિભેદ મટાડવાને માટે સહુ કોઈ પ્રતિ આપણે આપણા પરિવારની માફક એક સરખો સદ્ભાવ રાખવો અને સંબોધન કરવું જોઈશે. એ સહુકોઈ માન્ય કરશે કે ભાવને અનુસરતું સંબોધન કરવાથી ભાવમાં દ્રઢતા આવે છે અને ભાવને અનુસરતીજ પ્રવૃત્તિ થાય છે, અને પ્રવૃત્તિને અનુરૂપ કર્તાનું સ્વરૂપ થઈ જાય છે, અર્થાત્ જીવન પવિત્રતાથી પરિપૂર્ણ થઈ જાય છે. એટલે બાહ્યભેદ હોવા છતાં, ચારિત્ર્યવાન થવાને માટે આંતરિક એકતા સુરક્ષિત રાખવાનું અત્યંત જરૂરનું છે.

એ સહુકોઈ માન્ય કરશે કે સચ્ચારિત્ર્ય સુરક્ષિત રાખવાને માટે હૃદય હમેશાં અસીમ પ્રીતિથી ભર્યું રહે. એ ત્યારે સંભવિત થાય કે જ્યારે આપણે આપણાં ભાંડુઓની સક્રિય અને યથાશક્તિ સેવા કરવાને માટે હમેશાં પ્રયત્નશીલ રહીએ, કારણ કે સેવા સ્વાર્થને નિર્મૂળ કરીને પ્રીતિની વૃદ્ધિ

કરવામાં સમર્થ છે. એટલે પ્રીતિને સુદૃઢ તથા વ્યાપક બનાવવાને માટે આપણે નિર્મોહતાપૂર્વક કર્તવ્યબુદ્ધિથી પ્રાપ્ત સુખનો સદુપયોગ કરતા રહેવું જોઇએ, જે વાસ્તવમાં સેવા છે.

સેવા કરવાની યોગ્યતા ત્યારે આવે છે કે જ્યારે આપણે સ્વાવલંબી થઇએ અને સ્વાવલંબી એજ થઈ શકે છે કે જેનો આહારવિહાર,શારીરિક, માનસિક અને સામાજીક હિતની ભાવનાથી સુખ લોલુપતાના ત્યાગવાળો હોય. સુખ અને હિત એ બે વચ્ચે મોટો ભેદ છે. સુખની આસકિત આપણને પરાધીન અને નિર્બળ બનાવે છે અને હિત આપણને સ્વાધીન તથા સબળ બનાવે છે. આ દ્રષ્ટિથી પ્રત્યેક પ્રવૃત્તિમાં સુખ બુદ્ધિનો ત્યાગ અને હિતબુદ્ધિ પ્રતિષ્ઠિત કરવાનું અનિવાર્ય છે. સુખકર પ્રવૃત્તિથી ચારિત્ર્યહીનતા અને હિતકર પ્રવૃત્તિથી સચ્ચારિત્ર્ય સ્વતઃ આવી જાય છે, કારણ કે સુખ આપણને આલસ્ય અને વિલાસ તરફ અને હિત આપણને શ્રમ અને સંયમ તરફ ગતિશીલ કરે છે. સુખથી દુઃખ દબાઈ જાય છે અને હિતથી દુઃખ મટી જાય છે. દુઃખ મટાડવું એ સહુ કોઈ ઈચ્છે છે. એટલે પ્રત્યેક પ્રવૃત્તિ સર્વ હિતકારી ભાવનાથી સુખ લોલુપતાના ત્યાગની બુદ્ધિથી કરવી જોઈએ, જે ચારિત્ર્યના ઘડતર માટે મહામંત્ર છે.

આપણને સુંદર બનાવવાને માટે એ આવશ્યક થઈ જાય છે કે આપણું શરીર શ્રમી, કસાયેલું રહે, કારણ કે



શરીર શ્રમી રહેવાથી આવશ્યક કાર્ય પુરાં થઈ જાય છે અને અનાવશ્યક કાર્ય મટી જાય છે. અનાવશ્યક કાર્ય મટી જતાંજ મન સંયમી બની જાયછે; મન સંયમી બની ગયે બુરા સંકલ્પો મટી જાય છે અને સારા સંસ્કારો પૂરા થઈ જાય છે. જેમ જેમ સંયમ સબળ તથા સ્થાયી થતો જાય છે તેમ તેમ શુદ્ધ સંકલ્પોની પૂર્તિનું સુખ મટી જાય છે. સંકલ્પપૂર્તિનું સુખ મટતાંજ નિર્વિકલ્પપણું આવી જાયછે. મનનું નિર્વિકલ્પ-પણું થયે સ્વતઃ વિચારનો ઉદય થાય છે અને પછી બુદ્ધિ વિવેકવતી બની જાય છે .વિવેકવતી બુદ્ધિ વાસનાઓને મટાડવામાં સમર્થ છે. વાસનાઓ મટતાંજ હૃદય અનુરાગી થઈ જાય છે. એવો નિયમ છે કે અનુરાગ અહંભાવને અભિમાનશૂન્ય કરી દે છે, કારણ કે અનુરાગનો પ્રાદુર્ભાવ થતાંજ કોઈ પ્રકારની કામના બિલકુલ રહેતી નથી. કામના રહિત થયેથી અહંભાવ સ્વતઃ ગળી જાય છે. અહંભાવ ગળી જતાંજ, જીવન અનંત નિત્ય સૌંદર્યથી પરિપૂર્ણ થઈ જાય છે. આ દ્રષ્ટિએ શરીર શ્રમી, મન સંયમી, બુદ્ધિ વિવેકવતી અને હૃદય અનુરાગી તેમજ અહં અભિમાનશૂન્ય કરવાનું અત્યંત અનિવાર્ય થઈ જાય છે.

આપણું સૌંદર્ય સુરક્ષિત રાખવાને માટે, એ સહુકોઇને માન્ય થશે કે જીવનમાં સત્યને સહુથી ઉંચું સ્થાન દેવું જોઇએ. એ ત્યારે સંભવશે કે જ્યારે આપણે આપણને સિક્કાની ગુલામીમાંથી મુક્ત કરી શકીએ. સિક્કાની ગુલામી-

એજ આલસ્ય, વિલાસ અને અભિમાનને જન્માવેલ છે જેને લઇને ચારિત્ર્યહીનતા સિવાય કશું મળ્યું નથી, અને જે સૌંદર્યને સુરક્ષિત રહેવા દેતી નથી,-જો કે જીવનમાં સિક્કાનું કાંઈ વિશેષ મૂલ્ય નથી, કેવળ આપલેના સાધન અર્થાત્ માધ્યમમાત્ર તરીકેનો જ તેનો ઉપયોગ છે. આ દ્રષ્ટિએ સિક્કા, વસ્તુ ઉત્પાદનનું સાધનમાત્ર છે, બીજું કશું નહિ. વસ્તુનું ઉત્પાદન સિક્કાનો સંગ્રહ કરવાને માટે નથી પરંતુ વ્યકિતઓના રક્ષણ માટે છે. અને વ્યકિતઓનું જીવન વિવેકપૂર્વક સત્યની પ્રાપ્તિ કરવાને માટે છે, કારણ કે અસત્નો ત્યાગ અને સત્ની પ્રાપ્તિ એજ માનવજીવનનો ઉદ્દેશ્ય છે. આ દ્રષ્ટિએ સિક્કા કરતાં વસ્તુને, વસ્તુ કરતાં વ્યકિતને, વ્યકિત કરતાં વિવેકને તેમજ વિવેક કરતાં સત્યને વધારે મહત્વ આપવાનું અનિવાર્ય છે, જે ચારિત્ર્ય નિર્માણમાં હેતુભૂત છે. એટલુંજ નહિ પરંતુ સચ્ચારિત્ર્ય થવાને માટે વ્યર્થ ચિંતનનો ત્યાગ અને વર્તમાનનો સદુપયોગ કરવાનું અત્યંત અનિવાર્ય છે. સુખદુઃખનો સદુપયોગ એ વર્તમાનના સદુપયોગનો અર્થ છે અને સાર્થકચિન્તન, અર્થાત્ તત્ત્વ ચિંતન તેમજ ભગવદ્ચિંતનનો ઉદય હોવો તે વ્યર્થ ચિંતનના ત્યાગનો અર્થ છે. સુખનો સદુપયોગ ઉદારતા, દુઃખનો સદુપયોગ વૈરાગ્ય. ઉદારતા આવી ગયેથી પ્રાણી સુખભોગના બંધનમાંથી મુકત થઈ જાય છે અને વૈરાગ્ય આવી ગયેથી આત્મ અનુરાગ અથવા પરમ પ્રેમની જાગૃતિ



સ્વતઃ થઈ જાય છે. એમ થવાથી જીવન, અનંત નિત્ય સૌંદર્ય સંપન્ન થઈ જાય છે અથવા એમ કહો કે તમામ પ્રકારના અભાવોનો અભાવ થઈ જઈ પૂર્ણ બની જાય છે. અથવા કહો કે જીવન, જડતા, પરાધીનતા, શકિતહીનતા વગેરે દોષ રહિત થઇને અનંત નિત્ય ચિન્મય પરમતત્ત્વથી અભિન્ન થઈ જાય છે, જે માનવજીવનનો ઉદ્દેશ્ય છે. એટલે ચારિત્ર્યના ઘડતર માટે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ, કારણ કે ચરિત્ર નિર્માણ માટેજ માનવજીવન મળ્યું છે.

સુખદુઃખનો સદુપયોગ સાધનનું મૂળ છે. એ ત્યારે સંભવશે કે જયારે સુખદુઃખને જીવન ન માનતાં તેને સાધન સામગ્રી તરીકે જાણી લેવામાં આવે. માનવજીવનમાં સુખ દુઃખના ઉપભોગનું કોઈ સ્થાનજ નથી, કારણ કે સુખદુઃખતો પશુપક્ષી વગેરે પણ ભોગવે છે. માનવજીવન તો સુખદુઃખના બંધનથી મુક્ત થઇને પવિત્ર પ્રેમ તથા અમરજીવનની પ્રાપ્તિ માટે મળ્યું છે. વસ્તુતાએ આવું સાધનયુક્ત જીવન એજ માનવજીવન છે. ૐ

# માનવ સેવા સંઘના ઉદ્દેશ્ય તથા નિયમો

આ સંસ્થા એક સંતમહાત્માની પ્રેરણાથી સ્થાપવામાં આવી છે. જેવી રીતે સુંદર પુષ્પોથી બગીચો સુંદર બને છે તેવી રીતે સુંદર વ્યકિતઓથીજ સમાજ સુંદર બને છે. આ ધ્યેયની પ્રાપ્તિ તે આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ્ય છે અને તે ઉદ્દેશ્યને અનુલક્ષીને આ સંસ્થાના સભ્યોએ નીચે જણાવેલા નિયમો પાળવાનું આવશ્યક છે.

૧. આત્મનિરીક્ષણ અર્થાત્ પ્રાપ્તવિવેકના પ્રકાશથી સ્વદોષ જોવાં
૨, ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન ન થાય તેવું વ્રત લઇ સરલ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવી.
૩. વિચારોનો પ્રયોગ પોતાનાઉપર. વિશ્વાસનો પ્રયોગ અન્ય ઉપર, અર્થાત્ ન્યાય પોતા પર, પ્રેમ તથા ક્ષમા અન્ય પર.
૪. જીતેન્દ્રિયતા, સેવા, ભગવત્ ચિન્તન અને સત્યની શોધ દ્વારા પોતાના જીવનનું નિર્માણ કરવું.
૫. બીજાઓના કર્તવ્યો ઉપર આપણો અધિકાર છે, બીજાઓની ઉદારતા આપણા ગુણનું પરિણામ છે, અને બીજાઓની નિર્બળતા એ આપણું બળ છે તેમ માની ન લેવું.
૬. કૌટુમ્બિક તથા જાતીય સંબંધ ન હોવા છતાં પણ કુટુમ્બની ભાવનાથી પરસ્પર સંબોધન તથા વ્યવહારકરવા.
૭. આજુબાજુના જન સમાજની યથાશક્તિ ક્રિયાત્મક સેવા.
૮. શરીર સ્વાસ્થ્ય માટે આહારવિહારમાં સંયમ તથા દરરોજનાં પોતાના કાર્યમાં સ્વાવલંબી થવું.
૯. શરીર ખડતલ, મન સંયમી, હૃદય અનુરાગી, બુદ્ધિવિવેકી 'અહં' અભિમાનશૂન્ય કરી પોતાનીજાતનેસુંદર બનાવવી.
૧૦. નાણાં કરતાં વસ્તુ, વસ્તુ કરતાં વ્યક્તિ, વ્યક્તિ કરતાં વિવેક, વિવેક કરતાં પણ સત્યને અધિક મહત્વ આપવું.
૧૧. વ્યર્થ ચિંતનનો ત્યાગ કરી અને વર્તમાનના સદુપયોગ દ્વારા ભવિષ્યને ઉજ્જ્વલ બનાવવું.

# વિનતિ

મુફ તપાસવામાં બનતી કાળજી રાખ્યા છતાં કયાંક કયાંક અશુદ્ધિઓ અને છાપકામના દોષો રહી જવા પામ્યા છે. ઉદાહરણ તરીકે —

| પાનું | લિટિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૫ | જોગ | ભોગ |
| ૬૦ | ૨૩ | જો | તો |
| ૧૦૧ | ૧૨ | પરિસ્થિતિમાંથી | પરિસ્થિતિઓથી |
| ૧૦૪ | ૧૮ | સંયોગો વિયોગ | સંયોગોમાં વિયોગ |
| ૧૧૯ | ૧૬ | જે | જો |
| ૧૨૨ | ૧૯ | બુદ્ધિજન્ય | બુદ્ધિજન્ય જ્ઞાન |
| ૧૨૩ | ૧ | અને | જન્ય |
| ૧૪૨ | ૨ | અમાનવતા | અમાનવતા છે, |

સુજ્ઞ વાંચકો સુધારીને વાંચે એવી વિનતિ છે.